સંસદ-ગ્રંથાવલિ—૨૩

# કેટલાક લેખો

ભાગ ૧લો અને ૨જો

લેખક:

કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી, એડવોકેટ.

પ્રકાશક:
ધી સાહિત્યપ્રકાશક કંપની, લી.

મૂલ્ય: ૩—૦—૦

ઇ. સ. ૧૯૨૬ ] [ વિ. સં. ૧૯૮૨

પ્રાણલાલ કીરપારામ દેસાઇ—

બાલપણના

માર્ગદર્શક સાથીને.

# પ્રસ્તાવના



પહેલાં આ પુસ્તક પાનાં ૨૧૪ થીજ અટકાવવાનો વિચાર હતો, પણ છાપણી અને વેચાણની મુશ્કેલીઓ ધ્યાનમાં લેતાં અત્યાર સુધીના સંઘરવા યોગ્ય બધાજ લેખોનું આખું પુસ્તક બહાર પાડવું એમ યોગ્ય લાગ્યાથી એ વિચાર છોડી દીધો. પરિણામે આ પુસ્તકમાં ૧૯૧૧ માં મેં જ્યારથી ગુજરાતી લખવા માંડ્યું ત્યારથી મે, ૧૯૨૬ સુધીના લેખોમાંના કેટલાક લેખો પ્રગટ કર્યા છે. આશા છે કે એમાંના કોઈક ઉપયોગી થઇ પડશે. જે ક્રમિક સાહિત્ય લખવાનું શરૂ કરે તેનું ઘણું લખાણ થોડા દિવસ પછી નકામું થઇ પડે છે, તેથી આ સમયનું ઘણું લખાણ રદ બાતલ કર્યું છે.

આ પુસ્તક તૈયાર કરવામાં ભાઇ નર્મદાશંકર ત્રિવેદીએ જે મહેનત લીધી છે તેને માટે તેનો આભાર માનવાની આ તક લઉં છું.

બીચ હાઉસ,<br>
નેપીઅન સી રોડ,<br>
મુંબાઈ, તા. ૫-૮-૨૬.

કનૈયાલાલ મા. મુનશી

# અનુક્રમણિકા

## અનુક્રમણિકા

## અનુક્રમણિકા

# પંદર ખંડમાં

# ગુજરાતી સાહિત્ય-

ના, પ્રાચીન કાળથી માંડીને પ્રવર્તમાન યુગ સુધીના, ઇતિહાસનું દિગ્દર્શન કરાવવાનું કાર્ય સંસદે માથે લીધું છે; એ સમગ્ર ઇતિહાસ નીચે મુજબ ૧૫ ખંડોમાં બહાર પડશે.

ભૂમિકા

ખંડ ૧: સાહિત્ય અને તેનો ઇતિહાસ.
ખંડ ૨: ગુજરાત—તેની સામગ્રી ને સંસ્કૃતિ.
ખંડ ૩: ગુજરાતી—જુનું અને નવું.

આરંભકાલ

ખંડ ૪: આરંભકાલ (સં. ૮૩૫ થી ૧૪૦૦).

મધ્યકાલ

ખંડ ૫: મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ (સં. ૧૪૦૧ થી ૧૯૦૦).
ખંડ ૬: નરસિંહ યુગ (સં. ૧૪૦૧ થી ૧૬૦૦)
ખંડ ૭: નાકર યુગ (સં. ૧૬૦૧ થી ૧૬૯૩).
ખંડ ૮: પ્રેમાનંદ યુગ (સં. ૧૬૦૫ થી ૧૭૭૫).
ખંડ ૯: શામળ યુગ (સં. ૧૭૭૨ થી ૧૮૨૫).
ખંડ ૧૦: દયારામ યુગ (સં. ૧૮૨૫ થી ૧૯૦૮).

તથા

વગર સાલના કવિઓ.

અર્વાચીન કાલ

ખંડ ૧૧: અર્વાચીન યુગ સંબંધી અગ્રલેખો.
ખંડ ૧૨: નર્મદ યુગ (સં. ૧૯૦૮ થી ૧૯૪૨).
ખંડ ૧૩: ગોવર્ધન યુગ (સં. ૧૯૪૩ થી ૧૯૫૭).
ખંડ ૧૪: નાનાલાલ યુગ (સં. ૧૯૫૯ થી ૧૯૭૦).
ખંડ ૧૫: પ્રવર્તમાન યુગ (સં. ૧૯૭૦ થી ——).

## આઠ આનામાં ઈતિહાસ

તમારું નામ નોંધાવો—




દરેક જણથી લઈ શકાય માટે

# —"ગુજરાતી સાહિત્ય"—

[ગુજરાતની સંસ્કૃતિના શબ્દદેહનું દિગ્દર્શન-૧૫ ખંડોમાં]

પ્રયોજક: **સાહિત્ય સંસદ** તરફથી

· **કનૈયાલાલ માણેકલાલ મુનશી** બી. એ., એલએલ. બી. એડવોકેટ

પ્રકાશક: **ધી સાહિત્ય પ્રકાશક કંપની, લીમીટેડ** મેડોઝ, સ્ટ્રીટ, કોટ, મુંબાઈ

નાના નાના ૪૦–૫૦ પાનાના ભાગોની માલા રૂપે પ્રકટ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

**ખંડ ૫ મો** (મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ) છપાઇને બહાર પડી ચુક્યો છે.

**ખંડ ૧ લો** (સાહિત્ય અને તેનો ઇતિહાસ) છપાવા માંડ્યો છે.

**ખંડ ૬ ઠો** (નરસિંહ યુગ) પણ છપાવવાનો આરંભ થઈ ગયો છે.

**ખંડ ૧૨, ૧૩ ને ૧૪** હમણાં હાથમાં લીધા છે.

ખંડ પાંચમો નવ ભાગોમાં બહાર પડશે. **તેમાંના સાત તૈઆર છે.**

દરેક ભાગોના પાનાં અનુક્રમે હોવાથી આખરે એક પુસ્તકાકારે બંધાઈ શકશે.

એક વર્ષમાં આવા બાર ભાગો નીકળશે.

**પહેલેથી લવાજમ આપનારને બાર ભાગના રૂ. ૪**

**દરેક છુટક ભાગના આના આઠ.** (ટપાલ ખર્ચ જુદું)

દરેક ભાગમાં જાહેર ખબર આપવામાં આવશે.

**જાહેર ખબરના ભાવ** આખું પાનું રૂ. ૧૨; અડધું પાનું રૂ ૭; પા પાનું રૂ. ૪

**૪ રૂપીઆ મોકલી સાત ભાગ મંગાવી લો.**

લખો: **'ગુજરાત' કાર્યાલય.**

૧૦–૧૪, બેકહાઉસ લેન, કોટ, મુંબાઈ.

સૌ. લીલાવતી મુનશીકૃત

# રેખાચિત્રો અને બીજા લેખો

ગુજરાતના નાયકોનો પરિચય અને બીજી રસીલી વાર્તાઓનો સંગ્રહ.

મૂલ્ય રુ. ૩–૦–૦ (પોસ્ટેજ જુદું)

——:૦:——

## રા. કનૈયાલાલ મુનશીકૃત પુસ્તકો

૧. ગુજરાત—એક સાંસ્કારિક વ્યક્તિ
૨. પુરંદર પરાજય અને અવિભક્ત આત્મા
૩. કોનો વાંક ?
૪. પૃથિવી વલ્લભ
૫. વેરની વસુલાત
૬. પાટણની પ્રભુતા
૭. ગુજરાતનો નાથ
૮. રાજાધિરાજ
૯. મારી કમળા ને બીજી વાતો
૧૦. ગુજરાતના જ્યોતિર્ધરો

# સંસદ ગ્રંથાવલિ

૧. રણજીતરામના નિબંધો
લેખકઃ સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતા.
મૂલ્યઃ રૂ. ૧–૮–૦ (પોસ્ટેજ જુદું.)

૮. રેખાચિત્રો અને બીજા લેખો
લેખકઃ સૌ. બહેન લીલાવતી મુનશી
મૂલ્ય રૂ. ૩–૦–૦ (પોસ્ટેજ જુદું.)

૯. શાપસંભ્રમ અને બીજી કવિતાઓ
લેખકઃ સ્વ. નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ.
મૂલ્યઃ રૂ. ૦–૧૨–૦ (પોસ્ટેજ જુદું.)

૧૨ સ્મરણમુકુર
લેખકઃ રા. નરસિંહરાવ ભોળાનાથ.
મૂલ્યઃ રૂ. ૩–૦–૦ (પોસ્ટેજ જુદું)





ગુજરાતના સર્વોત્તમ લોકપ્રિય નવલકથાકારઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી કૃત

૨. ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ.
મૂલ્યઃ રૂ. ૦–૪–૦ (પોસ્ટેજ જુદું.)

૩. પુરંદર પરાજય અને અવિભક્ત આત્મા
મૂલ્યઃ રૂ. ૦–૧૨–૦ (પોસ્ટેજ જુદું.)

૪. કોનો વાંક? ૪ સુંદર ચિત્રો સાથે.
મૂલ્યઃ રૂ. ૨–૮–૦ (પોસ્ટેજ જુદું.)

૫. પૃથિવીવલ્લભ. મૂલ્યઃ રૂ. ૧–૮–૦ (પોસ્ટેજ જુદું.)

૬. ગુજરાતનો નાથ. મૂલ્યઃ રૂ. ૪–૦–૦ (પોસ્ટેજ જુદું.)

૭. રાજાધિરાજ. મૂલ્યઃ રૂ. ૪–૮–૦ (પોસ્ટેજ જુદું)

૧૦ મારી કમલા અને બીજી વાતો
મૂલ્યઃ રૂ. ૧–૮–૦ (પોસ્ટેજ જુદું.)

૧૩. કેટલાક લેખો. મૂલ્યઃ રૂ. ૩–૮–૦ (પોસ્ટેજ જુદું.)

૧૪. ગુજરાતના જ્યોતિર્ધરો
મૂલ્યઃ રૂ. ૦–૧૨–૦ (પોસ્ટેજ જુદું.)

'ગુજરાત' કાર્યાલય.
C/O 'સાહિત્ય' પ્રેસ, ૧૦–૧૪, એકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ,
કોટ–મુંબઈ ૧.

# કેટલાક લેખો



## મીરાં—ગુજરાતની કાવ્યમૂર્તિ*



ગંભીર દર્શન અને ચમકતાં સ્વપ્નોએ તેની કલ્પના પોષી. વિશાલ પૃથ્વિનીનાં અને સર્વવ્યાપી આકાશનાં દરેક દૃશ્ય અને નાદ તેના હૃદયમાં સર્વોત્તમ તરંગો મોકલતાં. દૈવી તત્ત્વજ્ઞાનનાં ઝરણાં તેના તરસ્યા હોઠ પર પડતાં, અને પૂજ્ય ભૂતકાલે ઇતિહાસ કે કથામાં જે જે મહત્તા, સુજનતા કે સૌંદર્ય સ્થાપ્યું હતું તે એ સમજતો અને જાણતો. —શેલી.

ગુર્જર ગિરાને આરાધતા શ્રેષ્ઠ કવિઓના વૃંદમાં એક એકલવાઈ મૂર્તિ સરલતામાં દિવ્ય ભાસતી, પોતાનો વિશિષ્ટ પ્રકાશ પાડતી, બધાથી નીરાળી ઉભી છે. આ મૂર્તિ તે રાણા કુંભાની પટ્ટરાણી, પુરુષોત્તમની આત્મદત્ત પરિણિતા ને પ્રેમાનંદની મધુર ગુર્જરીમાં પણ મધુરતમ સ્વરોદે ગુંજનાર મીરાંની. ગુજરાતના સાહિત્યના ઉપાસકોમાં વિખ્યાત છતાં તેનાં

---

* ઓગસ્ટ ૧૯૧૦ ના "ઇસ્ટ ઍંડ વેસ્ટ"માં છપાએલા લેખકના અંગ્રેજી લેખ પરથી.

સંબંધી ઐતિહાસિક દૃષ્ટિએ માત્ર થોડું જ જાણવામાં આવ્યું છે. હીંદુઓને સહજ એવા આત્મવિસર્જનથી તેણે પોતાની એંધાણી સરખીએ રહેવા દીધી નથી; અને તેના પછીના કાળમાં અંધપૂજાએ તેની આસપાસ દંતકથાનું એવું વાતાવરણ ઉભું કર્યું છે કે ઐતિહાસિક દૃષ્ટિ તેની રુપરેખા સ્પષ્ટ રીતે જોઇ શકતી નથી.

રજપુતાના અને મધ્યકાલીન હીંદના ગર્વ અને ગૌરવરુપ ચીતોડના એક મહાપ્રતાપી રાણાને તે પરણી હતી (ઇ. સ. ૧૪૧૯ થી ૧૪૬૯) એટલે તેના સમય વીશે મતભેદ નથી.*

દંતકથાએ રચેલો જીવનક્રમ એટલો જાણીતો છે કે તેને લખવાની જરુર નથી. પણ તેની જીવનકથા તરીકે મનાતી ઉડતી વાતો પરથી અને કર્તાની ખરી છાપ ધારતાં તેનાં થોડાં કાવ્યો પરથી આ કવિનો ખરો આત્મા દોરવાનો પ્રયત્ન નિરસ તો નહીંજ થઇ પડે.

મીરાંનાં થોડાંજ પદો આપણને મળી આવે છે. પરંતુ તેણે મોટી સંખ્યામાં કાવ્યો લખ્યાં હશે એમ માનવાને કારણ નથી. કવિતા રચવાનો તેનો ધંધો ન હતો. તે તો કવિતાની મૂર્તિ હતી. સ્થૂલ વસ્તુઓથી અસ્પર્શ્ય એવા દિવ્ય ભાવનાના સર્વવ્યાપી વાતાવરણમાં તેનું મગજ સદાય વીહરતું. જે પદો તે બનાવતી તે ક્ષણજીવી કીર્તિ મેળવવા નહીં, સાહિત્યના રસીઆઓનો ચંચલ શોખ પુરો પાડવા નહીં, તેમ જ હૃદયશૂન્ય ટીકાકારોની ભયંકર કસોટીમાંથી પાર ઉતરવા પણ નહીં; ભવિષ્યની પ્રજાઓ પાસે અમરપદની ભીખ માગવા પણ તેણે કાવ્યો રચ્યાં ન હતાં; તેનાં કાવ્યો તે શુદ્ધ કવિહૃદયના નિષ્પ્રયત્ન ઉભરાા—સંગીતના અવતાર સમા, કોઈ સુસજ્જ અને સંવાદી વીણામાંથી નીકળતા દિવ્ય અને મધુરા ધ્વનિ જેવા હતા. સામાન્ય કવિઓને કાવ્ય લખતાં અમુક પ્રકારની

* ૧૯૧૯માં અપાએલો મારો આ અભિપ્રાય ખોટો લાગે છે. જુઓ કાવ્યદોહન ભાગ ૭માનો ઉપોદ્ઘાત.

માનસિક સ્થિતિ લાવવી પડે છે; સુંદર કલ્પનાઓ ખેંચી લાવી તેને શબ્દમાં મૂર્ત કરવાને પ્રયત્ન કરવો પડે છે. પણ મીરાંની ખુબી તો ન્યારી હતી. કવિતા એ ભાવની, ઊર્મિની ભાષા છે અને જે કલ્પનાસૃષ્ટિમાં મીરાં વીહરતી હતી તેમાંથી પોતાના અનુભવોને વ્યક્ત કરવાને, તેને જરૂર પડતી ત્યારે, આપણે સામાન્ય અનુભવો સહજ કહી શકીએ, તેમ તે શુદ્ધ રસથી છલકાતાં પદો વગર શ્રમે રચતી. તે કવિતા લખતી નહીં, પણ કાવ્યમયતામાં સદાએ નિમગ્ન રહેતી. કાવ્યમયતા યા અરસિકતાનો અભાવ તે કદી અનુભવતી નહીં. હરેક પ્રસંગે તેણે શક્તિ દાખવી નથી; પણ તેથી તેની શક્તિની સંપૂર્ણતા ઘટતી નથી.

મીરાંનાં પદો જે આજે મળી આવે છે તે તેની યોગ્ય કીંમત કરવાને પુરતાં છે. તેની કીર્તિ આજે પાંચસે વર્ષથી પ્રસરે છે; આટલા સમયમાં અલ્પજીવી દીપકો તો કયારનાએ હોલવાઇ ગયા હોત. મીરાંની લોકપ્રિયતા નિ:સીમ છે. જેને કેળવણી કે સાહિત્યજ્ઞાન નથી, જે રજપુતાનાનાં ધીકતાં રણોમાં અથવા ફલદ્રૂપ ગુજરાતનાં સુંદર ખેતરોમાં અથાગ જાતમહેનતનું જીવન ગુજારે છે તે પણ મીરાંનાં પ્રેમપદોને પોતાના ભાવભુખ્યા અંતરના આધારરુપ માને છે. તાપે તપેલી સખ્ત મુખમુદ્રા ભલે હોય છતાં માણસના અંતરમાં શુદ્ધ કવિતાના જાદુઇ સ્પર્શથી જ્યોત જાગ્યા વિના રહેતી નથી; કારણ કે દરેક મનુષ્યમાં થોડે કે વધારે અંશે કાવ્યમયતા તો હોય છે. ઘણી વખત સંધ્યાકાલે જ્યારે થાકેલા મજુરો ઘેર આવવા નીકળે છે ત્યારે મજુરણોના અસંસ્કારી ને તીવ્ર સુરો મીરાંનાં પદોને સંધ્યા-ની શાંતિમાં પણ ચારે તરફ ભાવમય તરંગો પ્રસારતા સાંભળીએ છીએ. આ અસાધારણ લોકપ્રિયતા મનુષ્યનાં અંતરો પર સામ્રાજ્ય ભોગવવાની કવિની શી અદ્ભુત શક્તિ હતી તેની સાક્ષી પુરે છે. જ્યાં સુધી પ્રેમ એ હૃદયની ઊર્મિઓનો અધિષ્ટાતા છે, જ્યાં સુધી મનુષ્યનું હૃદય શરમાળ મુખ પર મોહક વ્યાકુળતા આણવાનું વીસરતું નથી, જ્યાં સુધી પ્રણયની

સ્નેહભીની નજરે વાટ જોવાનું અંતર ભુલતું નથી ત્યાં સુધી મીરાંના કાવ્યકલ્લોલો પ્રેમના સુંદર અને સર્વોત્કૃષ્ટ સુર ગણાશે.

મીરાં ભક્ત પણ હતી એટલે ઉત્તમોત્તમ કવિ બની. સ્વભાવની સુકુમારતા, કવિત્વશક્તિની કસોટીરુપ સૂક્ષ્મ ભાવ અનુભવવાની શક્તિ, જે કાવ્યમયતાનું મુળ છે તે તેનામાં સંપૂર્ણ કલાએ પામી હતી. જેટલે અંશે ઊર્મિઓ અનુભવવાની શક્તિ તેટલે જ અંશે માણસ કવિ લેખી શકાય. જ્યાં બીજો માણસ કેવળ બેધ્યાન નહીં તો બેદરકાર રહે, ત્યાં કવિની સૂક્ષ્મતર અનુભવશક્તિ ઉંડા ભાવો અનુભવે છે. બહારની વસ્તુના સ્પર્શ માત્રથી તે વસ્તુ તેના અંતરમાં અવિનાશી છાપ પાડે છે, તેના વિચાર ને ઊર્મિઓમાં ગુંથાઇ જાય છે અને અંતે સર્જક કલ્પનાના પ્રભાવથી સજીવ કૃતિરુપે પ્રગટે છે. કુદરતે પેદા કરેલી એક અત્યંત નજીવી વસ્તુમાં એક વર્ડ્ઝવર્થને આખી સૃષ્ટિ દેખાય છે; જ્યાં સામાન્ય પ્રણયીને માત્ર પ્રિયતમાના કેશની એક લટ દેખાય છે ત્યાં શેલી મહાકાવ્ય ઉકેલી શકે છે; સનમના ગાલ પરના તલ પર મુગ્ધ બની જોઇ રહેવા માટે એક હાફીઝ જગતના સામ્રાજ્યનો પણ તિરસ્કાર કરે છે. એક સામાન્ય માણસને મન આ બધી ક્ષુદ્ર વસ્તુઓ છે, જીવનમાં ઘેલછા સ્વરુપે દેખાય છે, ગંભીર ધ્યાનને માટે નાલાયક જણાય છે; પણ કવિને મન આ બધી વસ્તુ મર્મસ્પર્શી સત્યો છે, જીવનના આધારરુપ છે. શેક્સપીઅર જેને મૂર્તસ્વરુપ અર્પવાની ક્રિયા–કલ્પાનશક્તિ–કહે છે તેનો આધાર આ અનુભવશક્તિ ઉપર રહેલો છે. જેમ મન પર પડેલી છાપ વધારે સચોટ અને સજીવ, તેમ તેના પર માનસિક રચના રચવી વધારે સહેલી, તેમ તેને સ્વરુપ આપવાનું વધારે સુગમ અને બીજી વસ્તુઓ સાથે તે છાપને જોડી કલ્પનાત્મક રચના અથવા આદર્શ ચિત્ર બનાવવાનું વધારે શક્ય. કલ્પનાશક્તિ વિના સર્જકતા નહીં; સર્જકતા વિના કવિત્વ-શક્તિ નહીં.

આ ઉપરાંત કવિઓમાં યોગ્ય શબ્દો વડે બધું વ્યક્ત કરવાની અપૂર્વ શક્તિ હોય છે. ઇમર્સન એમને sayers–'વાચક' કહે છે. પોતાની સૂક્ષ્મતમ લાગણીઓને એવા શબ્દોમાં બહાર પાડવી કે જેથી વાંચનારના હૃદયના તારમાં સમસુરી ઝણુણાટ થાય–આ મનુષ્યોમાં રહેલી એક મોટામાં મોટી શક્તિ છે. આ શક્તિને ઘણી વખત કવિત્વ-શક્તિ ગણવામાં આવે છે અને આ શક્તિથીજ કવિઓને સાધારણ રીતે દુનીઆ ઓળખી શકે છે. પણ અનુભવશક્તિ કવિત્વ સર્જે છે, વાણીપ્રભાવ માત્ર તેને પ્રગટ કરે છે. એમ બને છે કે જ્યાં અસાધારણ આવેશમાં ઊર્મિઓ ઉછળતી હોય અને ભાવો ધીગતા હોય, ત્યાં વાણી-પ્રભાવ પ્રગટ્યા વિના રહેતો નથી; અને આ વાણી તે કવિતા કહી શકાય.

કેટલાક માણસોના અંતરના તાર સરસ રીતે મળેલા હોય છે. તેમને ઊર્મિ થાય અથવા ભાવનો અનુભવ થાય કે તેમના અંતરમાં ધીગતું ને જ્વાલામય વાતાવરણ પ્રસરે છે; અને તેના અગ્નિથી નિર્જીવ વસ્તુ પણ એવા જ્વલંત શબ્દોમાં બહાર પડે છે કે શબ્દો બહાર પડતાંજ તેની જ્વાલા સામાને લાગે છે. આવા માણસો તે કવિઓ.

આ શક્તિ કેટલાક કવિઓમાં જન્મથીજ વિકાસ પામેલી હોય છે. કેટલાકમાં બાહ્ય સ્પર્શની વાટ જોતી તે ગુપ્ત પડી રહી હોય છે. કેટલાકને ભવ્ય વ્યોમ, કુદરતની લીલા અથવા ગગનચુંબી પર્વતોનાં હિમવાન્ શિખરો પ્રેરણા આપે છે; વેરનું ઝનુન, નિરાશા કે પ્રેમ–એમ પ્રસંગે પ્રાધાન્ય પામેલો ભાવ કેટલાકની સુતેલી લાગણીઓ જગવે છે.

મનુષ્યના બધા ભાવમાં પ્રેમ એજ સૌથી જબરી જ્યોત જગવે છે. સ્વસ્થતા અનુભવતા કવિઓની-કારણ કે કવિઓમાં પણ સ્વસ્થ અને અસ્વસ્થ કવિઓ હોય છે–વ્યવહારબુદ્ધિ એવી હોય છે કે ચિરસ્થાયી કલ્પનાવિલાસ તે અનુભવતા નથી; અને તેમની કવિતાનું મુળ કોઈ સ્ત્રી હોય છે અને તેનું સ્વરુપ સ્નેહરાજ્ઞીની પ્રોત્સાહક સંગતિમાં મળેલા અનુભવનું ચિત્ર હોય

છે. પણ કેટલાક તો એવા કવિઓ નજરે ચઢે છે કે જેમની સૂક્ષ્મતમ કલ્પનાશક્તિ કોઈ આછા આભાસથી, કોઇ દીઠ-અદીઠ મુખથી, કોઇ કલ્પિત મૂર્તિમાત્રથી પ્રજ્વલિત થાય છે. તેમના મગજમાં કોઇક વખત એવી સ્પષ્ટ અને જીવંત મૂર્તિ ઉભી થાય છે કે તે તેમના જીવનમાં સજીવ અને દેહધારી વ્યક્તિરુપે રહે છે. આવા કવિઓ આવી મૂર્તિ જોડે બોલે છે, પરસ્પર ભાવ-સંબંધ બાંધે છે અને તેની આસપાસ હર્ષ અને શોકથી પૂર્ણ સંસાર ઉભો કરે છે.

સાચા કવિહૃદયનો વિકાસ એકજ ઊર્મિથી કેળવાય છે. તેનો દાખલો ઇટલીના કેટલાક કવિઓ અને ખાસ કરી ટેસ્સો છે. ભક્તકવિ આ પ્રકારનો હોય છે. એને સામાન્ય કવિની માફક માત્ર કલ્પનાનું પ્રાબલ્ય હોતુ નથી; એ તો કલ્પનાવિલાસમાં જીવી શકે છે. આવા કવિભકતો યુરોપમાં થતા ભકતોથી જુદા પ્રકારના હોય છે. ત્યાં ભકતોની ભક્તિ શુદ્ધ આચરણ, સરસ ધર્મબોધ અને ઇસુના અનુકરણમાં સમાઇ રહેલી હોય છે. હીંદનો ભક્ત ન્યારો છે. તે તો ભગવાનમાં લીન બની રહે છે, સઘળા સંસારને તે વીસરી રહે છે; તેની કલ્પનાએ રચેલી સૃષ્ટિમાં તે નિરંતર વીહરે છે ને જીવે છે. જીવવું શું છે તે તે જાણતો નથી; તે સ્વપ્નાં અનુભવે છે પણ સ્વપ્નામાંથી જાગવાનું વીસરી ગયો હોય છે.

આવાં સ્વભાવવાળાં સ્ત્રીપુરુષો હીંદમાં અનાદિ કાલથી મળતાં આવે છે. આપણી અમર્યાદિત કલ્પનાશક્તિ, ઊર્મિઓથી ઉછળતો પોંચોલ સ્વભાવ, ભાવનામય જીવનની લાલસા; આ ગુણોને લીધે આપણા દેશમાં આવા દાખલાઓ ઘણા જડે છે. અંતિમ લક્ષ્ય સુધી જતાં આપણો સ્વભાવ પાછીપાની કરતો નથી. આપણા તત્ત્વજ્ઞાનીઓ આવા, આપણા કવિઓ પણ આવા, આપણા વીરો પણ આવા; આપણા ભકતો પણ આવા હોય તેમાં નવાઈ શી? હીંદ ભક્તજનની ભૂમિ છે. કવિઓ, ઉત્સાહના અવતારો અને ભકતો સરજવા માટે આપણે અપૂર્વ રચના કરી હોય એમ લાગે છે.

આપણા હજારો હરિજનોનો દાખલો લઈએ. અડગ શ્રદ્ધાથી હરિજન એના ઈશ્વરની ઉત્સાહપૂર્વક પૂજા કરે છે; અનન્ય ભક્તિથી ઉપવાસાદિ ભક્તિચર્યા આરંભે છે; અને પરિણામે તેની ભાવ અનુભવાની શક્તિ સૂક્ષ્મ–કેટલેક અંશે તો રોગિષ્ટ બની જાય છે. તે સંસારવ્યવહાર છોડી દે છે અને જ્યાં ને ત્યાં એની એકમાર્ગી ભક્તિ દેખાય છે. બીજી વસ્તુ પર તેનું ચિત્ત ચોંટતું નથી. ધીમેધીમે પોતાના ધ્યેય સાથે તે તાદાત્મ્ય અનુભવે છે, શેલીની માફક તેને ભાન થાય છે કે "હું તારો નથી પણ તારું અંગ છું." તે દુનીઆને વીસારે છે અને દુનીઆ તેની મશ્કરી કરે છે. તેની એકાગ્રતા વધે છે. તે વધુ ને વધુ એકમાર્ગી થાય છે; વધારે ને વધારે શ્રદ્ધા કેળવે છે; અને પરિણામે તેની ભાવના, ઇચ્છા, આશા બધી એકાગ્ર થાય છે. એનું માનસિક દૃષ્ટિબિંદુ બદલાય છે. જગત તરફ એ કાલ્પનિક દૃષ્ટિબિંદુએ જુએ છે અને સ્વાભાવિક રીતે જગત તેને માયાવી જણાય છે. તેને મન જગત એ જગત રહેતુંજ નથી. કીર્તિને ચોપડે ચઢેલા યા ન ચઢેલા ઘણા હીંદીઓનું આ જીવન છે. આવા અનુભવ જ્યારે કવિઓને થાય છે ત્યારે તેમની કવિત્વશક્તિ વિરાટ્ સ્વરુપ પામે છે–અને કલ્પનાસૃષ્ટિમાંજ જેનું જીવન છે એવી કોઈ એક ચીજથી એમની કવિત્વશક્તિ પોષાય છે.

આવી હતી મીરાં—પ્રકૃતિમાતાની લાડીલી. તેનું હૃદય આજન્મ કવિનું હતું–—સુકુમાર અને સૂક્ષ્મ; અને બાલપણથી કરેલા કથાશ્રવણથી તે એકમાર્ગી ભક્ત બની રહી હતી. તેની સર્જક કલ્પનાશક્તિએ ખોડો પુરીને વિચિત્ર પુરાણકથાઓના શુષ્ક અને અસંબદ્ધ કકડાઓમાંથી જીવંત વ્યક્તિઓથી શોભતી સંપૂર્ણ સૃષ્ટિ રચી. તેની રસભુખી ઉર્મિઓ વીરનાયક શ્રીકૃષ્ણ તરફ વળી. પુરાણોએ કરેલી પ્રશંસાની મદદથી તેની ઉત્સાહી કલ્પનાશક્તિએ તેનું તલસતું હૃદય સંતોષાય એવાં આદર્શ લક્ષણોથી દીપતો પુરુષોત્તમ સરજી કાઢ્યો. મીરાંની મનોદશા આપણે સહેલાઈથી કલ્પી શકીએ. પુરાણોના અપૂર્વ ભંડારો તેણે ઉત્સાહથી ખોલ્યા હશે;

ગોકુળને ઘેલી કરનાર ગોપબાલની પ્રશંસા આતુર નયનોએ અને ઉછળતે હૈયે તેણે સાંભળી હશે; સ્વપ્ન સમા દિવસોમાં અને નિદ્રાવિહોણી નિશામાં ભમતું તેનું મન તેની કલ્પનામૂર્તિનું મનોહર મુખડું જોઇ રહ્યું હશે; તેની ઉછળતી કલ્પનાશક્તિ તેને ઠરેલ માતાઓ અને આનંદમગ્ન ગોપીઓને ત્રાસ પમાડતા નફ્ટ નટવરના ગામમાં લઇ ગઇ હશે; એ અદ્ભુત જગતમાં જવા તે તલસતી હશે—ગઇ એમ કલ્પ્યું હશે; અને જીવનાધાર શ્રીકૃષ્ણની પોતે નાનકડી, ઘેલી, વહાલી ગોવાલણ હોય એવો અનુભવ કર્યો હશે. મીરાંનો પિતા–મેડતાના નાના સંસ્થાનનો રાઠોડ પોતે ભક્ત હતો અને તેણે પુત્રીની સ્વચ્છંદી કલ્પનાને ઉત્તેજી. આ ઘેલછાએ–એને બીજું નામ અપાય નહીં–તેને નિરાધાર કરી. તે માની બેઠી કે તે કૃષ્ણને વરી ચુકી અને સંસારને તેણે પ્રણામ કર્યાં. દુનીઆની બધી વસ્તુઓ કરતાં તેની કલ્પનાનો આદર્શ પ્રાણથી તેને વધારે પ્રિય હતો. ચીતોડની ગાદીનો તેને મોહ ન હતો; હીંદના મહાપ્રતાપી રાજવીના ક્રોધની તેને પરવા ન હતી; હસતી દુનીઆના અપમાનોનો તેને હીસાબ ન હતો. તેના પુરુષોત્તમને પૂજવા; તેના પરાક્રમ પર વારી જવું; પોતાની જાતને તેની પ્રિયતમા માનવી; અપૂર્વ શબ્દરચનાથી તેની પ્રશંસા ગાવી;–આમાં જ તેના જીવનની સાર્થકતા સમાઇ રહી. જેમ લૉરાનાં સ્મરણોથી પેટ્રાર્કનાં કાવ્યો થયાં તેમ કલ્પનામૂર્તિ શ્રીકૃષ્ણનાં સ્મરણોથી મીરાંનાં પદો ઉદ્ભવ્યાં. આ પૌરાણિક કથાનાયક માટે જે પ્રેમ તેનું ભાવિક હ્રદય અનુભવતું હતું તે તેનાં કાવ્યોનું મુળ બન્યું. હીંદના શ્રેષ્ઠ કર્મયોગી અને પુરુષોત્તમનાં ચારિત્ર્યની રુપરેખા આપવી અહીં અસ્થાને છે. સ્વસ્થ, નિઃસ્વાર્થ અને ભવ્ય ચારિત્ર્યભાવના જે ગીતા શીખવે છે તેનો તે શ્રેષ્ઠ પ્રતિનિધિ હતો; પણ તેના ચારિત્ર્યનું રેખાચિત્ર આપવા કોઈ કાર્લાઇલ જેવાની સંજીવિની લેખિની જોઇએ.

મીરાંનાં કાવ્યોની વિગતવાર સમીક્ષા અત્યારે આપવી અશક્ય છે. પણ એની કરુણ પ્રાર્થનાઓ વાંચી હૈયું દ્રવ્યા વિના રહેતું નથી. શિષ્ટ અને વેગવતી

શૈલીમાં ગુંથેલા તેના સુંદર અને મર્મસ્પર્શી ભાવો; નિર્બાધ વહેતાં ઝરણાં સમી સરલ અને નિષ્પ્રયત્ન સંગીતવાળી કડીઓની નૈસર્ગિક શોભા; સુસજ્જ હૃદયના અપૂર્વ સુકુમારતાવાળા વિવિધ ભાવોને પ્રતિબિંબિત કરતાં ગંભીર અને સુરસ ઉચ્ચારણો; ટુંકા પણ સત્યદર્શી વર્ણનોની સજીવતા; આ બધું વાચકના મન પર જબરો જાદુ કરે છે. તેનો શુદ્ધ અને મસ્ત પ્રેમ દુષ્ટ જગતની તુચ્છ જાલમાંથી અધમમાં અધમ હૃદયને છોડાવે છે; અને અનંત આનંદ ને પ્રેમથી પૂર્ણ એવા કલ્પનાના આલ્હાદક પ્રદેશોમાં મીરાં લઈ જાય છે. આથી જ એનાં કાવ્યો આપણા લોકહૃદયમાં અમર સ્થાન પામી રહ્યાં છે.



# ગૌતમ બુદ્ધ



આપણો ઇતિહાસનો અભ્યાસ કેટલો નમાલો હોય છે! પાંચ વર્ષથી તે પચીસ વર્ષ સુધી અનેક સોટીઓના મારથી બાબર હુમાયુ વગેરે જીભ વાળી નાખે એવાં અનેક નામો મારીમચડી આપણા મગજમાં ઘોંચવામાં આવે છે; આપણે વાંચી વાચી પાસ થઇએ છીએ; પણ આપણામાં થવી જોઇતી લાગણી તો બીલકુલ થતી જ નથી. આપણને એમ થાય છે કે એ સર્વ મ્હારા માસ્તરોએ શોધી કાઢેલાં છોકરાઓને પજવવાનાં પોથીમાંનાં રીંગણાં છે. આપણને એમ તો ભાગ્યેજ સુઝે છે કે એ અમર નામો આપણા દેશના રત્નરૂપ છે; એક દેશરૂપ, એક ઐતિહાસિક ને સાંસ્કારિક ભાવના-રૂપ સંબંધ આપણી અને તેમની વચ્ચે છે; અને તેઓએ પ્રવર્તાવેલા મતો અને કરેલાં કર્મોની સુવાસ આપણી આસપાસ હજુ મ્હેકે છે-આપણે તેનો લાભ લઇએ છીએ; જાણે કે અજાણે આપણા સંસ્કાર પણ તેજ સુવાસથી સુધરે છે; અને તેનાજ વડે આપણે આપણું પોતાપણું જાળવી શક્યા છીએ; અને ભવિષ્યમાં પણ જ્યારે હીંદુઓ નિર્જીવ ગણાતા ઝટકરો

ત્યારે એજ સુવાસથી તેઓ પોતાપણું જાળવી રાખશે. આપણામાંથી કોણે તપાસ કરવાની તસ્દી લીધી કે આપણા દેશનો મુખ્ય વીર નર કયો? એવો કોણ થઈ ગયો છે કે જેની અસર આજ સુધી પહોંચે છે; જેના અભિપ્રાય આખી સૃષ્ટિમાં માનનીય ગણાય છે; જેના વર્તનથી વધારે સારું વર્તન કોઈનું હજુ થયું નથી; જેનામાં આપણા દેશનાં બધાં ઉચ્ચ તત્ત્વો પ્રત્યક્ષ થઇ રહ્યાં હતાં; અને જેને માટે મગરુરી ધરાવવાનું આપણને સબળમાં સબળ કારણ મળે છે? એવા કોઇ એકનું જીવનચરિત્ર આપણે બધાએ સાંભળ્યું હશે, નીશાળે ભણ્યા હોઇશું અને ભુલ્યા હોઇશું. પણ એ જીવનનું રહસ્ય શું, એના શીખવેલા મુળ સિદ્ધાંતો કયા, અને કયે પ્રકારે આપણે આપણી જીંદગીમાં એ સિદ્ધાંતો ઉતારી શકીએ, અને કેટલે અંશે એ સિદ્ધાંતો આપણા જનસમાજમાં રહ્યા અને કયા આપણે ખોયા છે, એ બધા વિચારો કરવાની તસ્દી આપણે ભાગ્યે જ લીધી હશે. બાપનો પૈસો લાડકો દીકરો ઉડાવે છે ખરો, પણ બાપ કયાં ટળવળે છે, કયાં ખાય છે કે કયાં સુએ છે તેની દરકાર પણ તે રાખતો નથી. તો પછી તેને પુજે તો શાનો જ? આ આપણું માનસિક લાડકાપણું પણ એજ પંક્તિની કૃતઘ્નતા ગણાય. 30885

એક વખત આપણા દેશની સ્થિતિ જરા હાલના જેવી હતી. ધર્મને નામેં ઘણા ઢોંગ ચાલતા. સુખમય સંસારને બદલે ઘણીએ કઢંગી રુઢીઓ લોકોના મનને ત્રાસ આપતી. લોકોનાં મન એવાં અધમ થઇ ગયાં હતાં કે ખરો ધર્મ કોને કહેવો; ખરા સમાજસુખના નિયમો કયા ગણવા, તેનું સમુળગું ભાન રહ્યું નહોતું. સર્વ સ્થળે માનસિક અંધકાર ફેલાયો હતો.

એ વખતે ઉત્તર બંગાલ તરફના એક નાના રાજાને એક પુત્ર થયો. ઉમંગી બાપે પોતાના એકના એક છોકરાને લાડ લડાવી ભણાવ્યો. દરેક બાબતમાં છોકરાએ પોતાની અનહદ બાહોશી અને ચતુરાઇથી ભવિષ્યમાં મોટા રાજા થવાની બધાને આશા આપી. પણ તેનો અત્યંત દયાળુ અને

દયાર્દ્ર સ્વભાવ દુનીઆની અસલ જંજાળ જોઇ દુઃખી ન થાય માટે વિચારવંત પિતાએ તેને મોજમજાહમાં જુદોજ રાખ્યો; દુનીઆ પર દુઃખ છે એ તેને જાણવા દીધુંજ નહીં. અચાનક એક દહાડો એક વૃદ્ધ, એક રક્તપીત્તીઓ, અને એક મુડદું તેના જોવામાં આવ્યાં. તેનું મગજ વિકલ્પોથી ગુંચવાયું. શું દુનીઆ પર આટલાં બધાં દુઃખો છતાં લોકો સુખની આશા રાખી શકે છે ? જે જીવનમાં આવા દુઃખદ ફેરફારો થાય તે ક્ષણભંગુર મોજશોખમાં ગળાય જ કેમ ? અને જ્યાં સુધી એ દુઃખ ટાળવાનો રસ્તો મળે નહીં ત્યાં સુધી જીવવાનું સાર્થક શું ? રાજ્યની મોટી આશા, નવી પરણેલી પ્રિયા, નવો જન્મેલો પુત્ર, સુખ અને શોખ, જે જે ચીજો મેળવવા આપણે આપણી ટુંકી જીંદગીમાં પટકી મરીએ છીએ તે સઘળાને ઠેસ મારી રાતના એકલો તે બહાર નીકળી ગયો; અને આ સૃષ્ટિમાં દેખાતાં ભયંકર દુઃખોમાંથી છુટવાનો માર્ગ ખોળવા લાગો.

બ્રાહ્મણોના માથાફોડ વાદવિવાદોમાં, યોગીઓના જીવલેણ તપોમાં તેણે ઘણાં વર્ષો ગુમાવ્યાં; પણ એ પ્રયાસોમાં કૈં દીઠું નહીં. બહુ વિચાર કરતાં આખરે તેને રસ્તો મળ્યો. એનું મન મનુષ્યનાં અલ્પ બંધનો તોડી સત્ય જ્ઞાનને પામ્યું. એ બુદ્ધ થયો. એને કેટલાક સિદ્ધાંતોમાં સત્યની પ્રતીતિ થઇ. સૃષ્ટિમાં જણાતું દુઃખ એ વ્યર્થ પ્રયત્નોથી મટશે નહીં. સુખદુઃખનું મુળ અજ્ઞાનમાં છે, બહારની વસ્તુમાં નથી; જ્યાં એ જ્ઞાન પુરી રીતે થાય ત્યાંજ ઇચ્છા અને કામનાનો નાશ થાય; ઇચ્છા ગયે મમત્વ મટે; હું અથવા મારો આત્મા જનસમૂહથી જુદો છે એ ભ્રાંતિથીજ સ્વાર્થ અને દુઃખ પેદા થાય છે; મમત્વનો નાશ થયે નિશ્ચલ મન આઠ સત્ય માર્ગે વિચરશે અને ખોટાં બંધનોને વીસારી પૂર્ણ જ્ઞાન, સ્વતંત્રતા અને નિર્વાણ પામશે;–આ સિદ્ધાંતો કૈં નવા નહોતા–ફક્ત હીંદુ તત્ત્વજ્ઞાનના પ્રચલિત સૂત્રોના પડધારુપ હતા. કર્મમાર્ગીઓએ તેને ખેંચીતાણી તેમાં દર્શાવેલા કર્મયોગનો અર્થ કાં તો અર્થવિહીન કર્મકાંડ એવો કર્યો હતો યા તો

તે યોગને જવાજ દઇ ફક્ત જ્ઞાન અને ભક્તિને પ્રાધાન્ય આપી ખરા બોધનો ત્યાગ કર્યો હતો. બુદ્ધે ફરીથી કર્મયોગને પોતાની જગ્યાએ સ્થાપ્યો. સ્વર્ગનરકનાં ફાંફાં એણે ફેંકી દીધાં-કર્મકાંડનાં ધાર્મિક ધાંધળો-ને જવા દીધાં; અને નિર્દ્વંદ્વને માર્ગે મનુષ્યની નિશ્ચલતા એજ સ્વર્ગ-એજ જીવનનું સાફલ્ય એમ શીખવ્યું. આ શાક્ય મુનિના મંત્રો. આવતે જન્મે નહીં પણ આજ જન્મે જો માણસ અભ્યાસથી પોતાની વૃત્તિઓ નિરોધે, ખરું જ્ઞાન મેળવે, આત્મત્વનો ખોટો ભાસ ભુલે તેઃ પછી તે ગમે તે ધર્મનો, ગમે તે જાતનો યા ગમે તે ન્યાતનો હોય તોપણ બુદ્ધે બતાવેલી પગથીઓએ એ પૂર્ણતાને પામે; આ જીવનમાં જ નિર્વાણ મેળવે; સદેહે બુદ્ધ થઈ મોક્ષ પામે. આ, દુનીઆ ત્યાગ કરી દૂર જઇ, પોતાના આત્માનું સુખ સાધવા માટે યોગીઓએ આદરેલો સ્વાર્થનિઃ શુષ્ક વૈરાગ્ય નથી; પણ સંસારમાં રહી, પોતાની જાતને જનસમૂહમાં લય પમાડી, ખરા જ્ઞાનતેજથી લોકોના ભલાને માટે આદરેલો આત્મત્યાગ છે.

આ મંત્રો ઘણાને વિકટ લાગશે. પોતાની રસેંદ્રિયો આ જન્મમાં પરિતુષ્ટ નહીં થવાથી આવતે જન્મે સ્વર્ગનાં કલ્પિત સુખો પર પોતાનો આધાર રાખી બેઠેલા સવાદીઆઓ; વગર સમજે સવારમાં સંધ્યાને નામે ખોટો ડોળ ઘાલી, ગૌમુખીમાં હાથ રાખી, આખા ગામની પંચાત કરી ઈશ્વરને છેતરી ભુલેચુકે મોક્ષ મેળવવાની આશા રાખનારાઓ; ગીતાનો ગરબડીયો પાઠ કરી, કર્મયોગનો એક બુટ્ટો પણ સમજ્યા વગર કે તે પ્રમાણે આચર્યા વગર યોગી કહેવડાવનારાઓ; પૈસા આપી બ્રાહ્મણ જમાડી અથવા જરા મરતી વખતે આખી જીંદગીમાં કરેલા અનાચાર પછી ચાર પૈસા ઘરદીઠ દક્ષિણા આપી અથવા તો મંદિરો બંધાવી પુણ્ય ખરીદનાર બાહોશ મારવાડીઓ-આ સઘળાને બુદ્ધનું શાસન જરા કઠણ લાગે ખરું. હાલ આપણે ધર્મને નામે ઘણી ભવાઇઓ થતી જોઇએ છીએ, અને હીચકારાપણાથી આંખ આડા કાન કરીએ છીએ. અર્થ વગરના શુષ્ક

મંત્રોમાં, સમજ્યા વગરની વિચિત્ર વિધિઓમાં પૈસો ખરચી પુણ્ય વહોરવામાં કે આંખ મીંચીને સઘળું સ્વીકારવામાં મોક્ષ નથી; આ જન્મમાં કે આવતા જન્મમાં સિદ્ધિ નથી. જેટલી મહેનત આપણે ખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરવા પાછળ કરીએ, જેટલી મોટી ભાવના આપણા જીવનમાં રાખી અભ્યાસથી સિદ્ધ કરવા પ્રયત્ન કરીએ તેટલીજ તે ફળે છે. સ્વભાવને, વૃત્તિને અને આચરણને ધીમે ધીમે ફેરવી, મનમાં જે ઇચ્છા ઉછાળા મારતી હોય તેને દબાવી પોતાની ફરજ અદા કરતાં શીખવું એજ ધર્મ;—અને એજ પુણ્ય. જેમ આપણે આપણા સ્વાર્થી વિચારો દબાવી પત્નીનું અને કુટુંબનું ભલું તાકીએ છીએ તેમજ આપણો સ્વાર્થ વધારે ત્યાગી, આખા જનમંડલના કલ્યાણને નજરમાં રાખી, વિશ્વનિયમોમાં પોતાનું જીવન લય પમાડી, નિષ્કામ આચરણ કરીએ, તો તેજ ધર્મ, તેજ નિર્વાણ, તેજ બુદ્ધપદ અને તેજ ગીતાનો મંત્ર.

બુદ્ધનું બીજું શાસન હાલના સમયને માટે ખાસ કરી જરુરનું છે. નિર્વાણ, પૂર્ણતા કોઇ લખાવી લાવેલું હોતું નથી. માણસ સર્વે સમાન છે. અસમાનતા એજ અધર્મનું પહેલું પગથીઉં છે. કોઇ પણ ન્યાત, કોઇ પણ કોમ પોતાને અભિમાનથી ઉંચી માની પોતાને માટે કેટલાક હક્કો નિર્માણ થએલા માને છે. આ વિચાર મુર્ખાઇની પરિસીમા છે. દરેક માણસને જન્મથીજ સર્વ હક્ક મળે છે. જન્મ્યો એટલેજ તે વ્યક્તિ તરીકે દરેક બીજી વ્યક્તિઓની માફક મન ફાવતા રસ્તા લેવાને સ્વતંત્ર છે. ફેરફાર ફક્ત દરેકની વૃત્તિ, બુદ્ધિ, આચરણ અને મહેનતથીજ થાય છે. જે ધર્મ એમ કહે છે કે કેટલીક જાતનાં સુખ કેટલાક ભાગ્યશાળી ભૂદેવોને માટેજ છે; જન્મથીજ કેટલાક શ્રેષ્ઠ અને કેટલાક નીચ હોય છે; જે ધર્મ ખોટા ભેદમાં હલકી મગરુરી લેતાં શીખવે છે તે ધર્મ નથી, પણ અનાચાર અને અન્યાય છે. માણસ જાતિનું સરખાપણું એજ ઉન્નત ધર્મનો પહેલો કાનુન છે; હીંદુઓના પવિત્ર ઋષિમુનિઓએ અનેક વખત

એ નિયમ શીખવ્યો છે–પ્રવર્તાવ્યો છે. તે વખતના દાંભિક બ્રાહ્મણોએ રચેલા અન્યાયી જ્ઞાતિભેદોની સામે બુદ્ધે પોતાની લડત ચલાવી અને તેમાં તે પૂર્ણ રીતે ફત્તેહમંદ થયા. એનો મુખ્ય શિષ્ય ઉપાલી હજામ હતો; આજે તેનાં પ્રવચનો વાંચો તો તમારા મોટા શાસ્ત્રીઓને શરમાવે એવું તેમાં જ્ઞાન ભર્યું છે. એ જોતાં કોણ કહી શકશે કે જે નમાલા ભેદો આપણામાં છે કે જેથી એક એકની સાથે આપણે બેસી શકતા નથી, ખાઈ શકતા નથી તેમાં કૈં પણ અર્થ હોઈ શકે?

આ વખત બુદ્ધાવતારનો છે; બુદ્ધે પ્રચલિત કરેલા નિયમોનું હાલ પ્રાધાન્ય છે. એવા સમયમાં જેઓએ આ પવિત્ર નિયમોનું ઉલ્લંઘન કર્યું છે તેઓની કેવી અધમ સ્થિતિ થઈ છે તે સૌ કોઈ જાણે છે. આપણે આજે ધાર્મિક કર્મકાંડને આગળ કરી ખરાં તત્ત્વો ભુલી ગયા છીએ. સંધ્યા કરી સંધ્યાના ખરા અર્થને રજા આપી દઈએ છીએ. ગીતા બડબડી જઈ કર્મયોગનો છાંટો પણ આપણા આચરણમાં રાખતા નથી. ફક્ત અંધશ્રદ્ધા–નકામા ધર્મઢોંગ-ખરા હીંદુ ધર્મના વિપર્યય–અનર્થ–અને અસત્યની પૂજા રાખી રહ્યા છીએ. સમાનતાને બદલે ભેદ; ન્યાતમાં ન્યાત; તેમાં વળી દસા ને વીસા; અને વીસામાં દેસાઇપટેલનો દમામ વળી ઓર ન્યારો! ગમે તેવાં કાળાં કર્મ કરનાર બ્રાહ્મણ યોનિમાં જન્મી ઉંચો ગણાય–ગરીબ બાપડો અંત્યજ સારા સંસ્કારવાળો હોય તોપણ ખાસડે મરાય! જે દેશોમાં સમાનતા છે ત્યાં સુખ છે. આપણે અહીં અસમાનતા-ને લીધે દરેક જાતનું દુઃખ છે. સમાનતામાં માનનારાઓ જ્ઞાનમાં મહાલે. જ્ઞાનીઓના વારસો અસમાનતા આચરી ધાર્મિક અંધકારમાં સડે. આપણા બુદ્ધે શીખવેલા નિયમ પાળી અન્ય દેશની પ્રજાઓ સુધારાના શિખર પર ચઢી છે, ત્યારે આપણે તે બુદ્ધના કૃતઘ્ની દેશીઓ ગુલામ કરતાં ભુંડી અવનતિના કીચડમાં સડીએ છીએ. એ મહાત્માના નિયમો તોડનારા-ઓને એથી યોગ્ય શિક્ષા કઈ મળે?

આ નિયમોને શાક્ય મુનિએ પ્રવર્તાવવા માંડ્યા; અને બીજું બધું કોરે મુકી આત્મશુદ્ધિથી અને આત્મોન્નતિ પમાતા બુદ્ધપદ તરફ જ લોકોને તેણે દોર્યા. એની પવિત્રતા, એનાં ગંભીર પ્રવચનો, એની અમૂલ્ય સંગતથી થોડા વર્ષમાં લાખો માણસોએ પોતાની જાતને બુદ્ધને ચરણે ધરી, અને હીંદુસ્તાનનું પુનર્જીવન થયું. ફરી એક વખત જનક વિદેહીના વખતની માફક આર્યોમાં વીરતા પ્રસરી. અસમાનતાના કોટ તુટયા. આપણા લોકનો અને આપણા ધર્મનો પ્રકાશ વધવા માંડ્યો; અને અશોકના વખતમાં હીંદુ સામ્રાજ્યની પ્રૌઢતાનો પાર રહ્યો નહીં. આજે પણ આપણા ઇતિહાસમાં અશોકનો રાજ્યસમય એક અલંકારરુપ છે.

૮૦ વર્ષની ઉંમર સુધી બુદ્ધે પોતાના નિયમો પ્રવર્તાવ્યા. હીંદુસ્તાન તેને શરણે ગયું. લંકા, ચીન, જાપાનમાં તે નિયમોનાં મૂલ રોપાયાં. જુડીઆ સુધી બુદ્ધની અસર પથરાઇ; અને એ અસરે ઇસુખ્રીસ્તના જીવનને ઉત્કૃષ્ટ બનાવી તેનામાં ખ્રીસ્તી ધર્મનાં મૂળતત્ત્વો પ્રેર્યાં. પૂર્ણતા પામવાનો સુલભ માર્ગ દેખાડી આપણા મોટામાં મોટા મહાત્માએ સૃષ્ટિના સુખની ખાતર જીવન ગાળી દેહ છોડ્યો; તે પવિત્ર શરીરના બેત્રણ બળેલાં અસ્થિ બેએક વર્ષ પર અંગ્રેજ શોધકોને મળ્યાં. એના શારીરિક અસ્તિત્વની નીશાનીઓ જોઈ કયા હિંદુનું હૃદય અભિમાનથી ઉછળ્યા વગર રહ્યું હશે?—કયો એવો ઉત્સાહ વિનાનો, ઉચ્ચ અભિલાષા વિનાનો, નિર્માલ્ય મનુષ્યજંતુ હશે કે જેને ગૌતમ બુદ્ધનાં જીવન અને વચનનો અભ્યાસ કરવાનું મન નહીં થયું હોય? અધમતાના કીચડમાં લપટાએલો કયો અભાગીઓ હશે કે જેને ધર્મ અને સંસારમાંથી અસત્ય અને અન્યાય કાઢી નાંખવાનું મન ન થયું હોય અને તે માટે પ્રયત્ન કરવાનો ઉમળકો ન આવ્યો હોય?

મહાત્મા બુદ્ધના મહાવાક્યનું સેવન મનુષ્યત્વ લાવ્યા વિના રહેશે નહીં; તેમાં જ દેશનું, સમાજનું અને વ્યક્તિનું પણ કલ્યાણ સમાયેલું છે. નહીં તો

પછી ખાઇપી ભાવના વિનાની જાનવરી જીંદગી ગાળી આપણું મનુષ્યત્વ ખોવાનો આપણને પુરેપુરો અધિકાર તો છેજ. પણ બુદ્ધના આઠ ઉપદેશનું સ્મરણ દરેક માણસે કરવુંજ જોઇએ. અભ્યાસથી ને વિદ્યાથી સત્ય માન્યતા મેળવવી; ઉંચો ઉદ્દેશ અને ભાવના મનમાં અહોનિશ રાખવાં; સત્ય અને નમ્ર શબ્દો હંમેશાં ઉચ્ચારવા; સીધું અને નીતિમાન્ વર્તન આચરવું; પ્રમાણિક અને અકલુષિત ધંધો કરી પોતાની આર્થિક સ્વતંત્રતા જાળવવી; સ્વાર્થ વિનાના કલ્યાણકારી પ્રયાસો સતત જારી રાખવા; માનસિક જાગૃતિ હંમેશાં સચેતન રાખવી; અને સત્ય વસ્તુના અસ્ખલિત ધ્યાનથી મનમાં શાંતિ રાખવી;—આ નિયમોજ બુદ્ધ પદવી લાવે છે—એજ માણસાઇનાં પ્રથમ લક્ષણ—એજ જીવનનું સાર્થક; અને એનીજ વિસ્મૃતિને લીધે આપણી થએલી અધોગતિ. એ દિવસ કયારે આવશે કે જ્યારે બુદ્ધ ફરી પાછો એની આ જન્મભૂમિમાં સદેહે નહીં, પણ શુદ્ધ સ્વરુપમાં જીવી, આર્યાવર્તનું કલ્યાણ કરશે?



# ગુરુકુળની શિક્ષણપદ્ધતિ

"આર્યપ્રકાશ"ના તંત્રી સાહેબ !

આપના પત્રમાં મારા વિચારોને સ્થાન આપી કૃતાર્થ કરશો. તમારા પત્રમાં સ્થાન રોકી એક જરૂરના સવાલ સંબંધી લખવાની હીંમત કરત નહીં; પણ છેલ્લા નાશીકના ઉત્સવને લીધે એ સવાલ એટલો તો પરિચિત થઈ ગયો છે કે તે વીશે બે બોલ કહેવા હોય તો આથી વધારે યોગ્ય પ્રસંગ મળવો મુસ્કેલ છે.

બે વસ્તુ પર પહેલાં હું ધ્યાન ખેંચીશ. બીજા બધા અર્વાચીન હીંદુ ધર્મના ફાંટા કરતાં આર્યસમાજની કીંમત, અને જરુરીઆત વધતી જાય છે; અને તે દુશ્મનો પણ સ્વીકારતા જાય છે. જે સેવા આર્યસમાજ કરી શકી છે, જે નવો જુસ્સો અને રાષ્ટ્રીયતા આણી શકી છે તેથી એ તો નિર્વિવાદજ છે કે સ્વામી દયાનંદે ઘણી અગત્યની ખોટ પુરી પાડી છે. જો કોઈ જગ્યાએ ખરી દેશભક્તિ શીખવાતી હોય, જો કયાંય પણ રાષ્ટ્રીયતાના પહેલા પાઠ પઢાવાતા હોય, જો કયાંય વાતો કરીને નહીં પણ આત્મભોગથી, ત્યાગથી, ઉત્સાહથી ભવિષ્યના આર્યાવર્તના ગૌરવનો પાયો ચણાતો હોય તો તે આ સંસ્થામાં છે. જેણે નાશીક સંમેલનનો ઉત્સાહ જોયો હોય, જેણે ૫૦૦–૬૦૦ માણસ, જેમાંના માત્ર થોડા જ ઉચી કેળવણી

પામેલા હતા, તેમની અડગવૃત્તિ, તેમનો ભાપણોમાં રસ વગેરે નીહાળ્યું હોય, જેણે ત્રણ દિવસમાં રૂ૧૦૦૦) રુપીઆ જેવી મોટી રકમ ઉભી થતી જોઈ હોય, તેને આર્યસમાજ શું સેવા કરે છે તેનો ખ્યાલ આવે.

આ ઉપરાંત બીજી વસ્તુ ગુરુકુળની કેળવણી. જ્યારે મહાત્મા મુનશીરામે પહેલો વિચાર દર્શાવ્યો ત્યારે એ પ્રયોગ નિષ્ફલ જશે એમ બધાનું ધારવું હતું. આજે મી. મેકડોનલ્ડ જેવા આવે છે–એ પ્રયોગ જુએ છે–અને પોતાનો સંતોષ દર્શાવે છે. થોડાં વર્ષ પર એક વખત એવો હતો કે કોંગ્રેસના આગેવાનો "રાષ્ટ્રીય કેળવણી" શબ્દ સાંભળી હસતા. હવે "રાષ્ટ્રીય" કેળવણી તો શું, પણ "આર્ષ" કેળવણીના પ્રયોગો થાય છે–તેમાં ફતેહ મળે છે. આ વસ્તુ સિદ્ધ કરી આપે છે કે આપણા દેશના અસ્તિત્વ માટે કોઈ પણ જાતની રાષ્ટ્રીય કેળવણી–અને ખાસ કરીને ગુરુકુળના જેવી કેળવણીની ખાસ જરૂરીઆત છે.

આ બે વસ્તુ કહ્યા પછી, મને એમ લાગે છે કે એક ત્રીજો સવાલ ઉભો થયો છે; અને તેના ઉપર આપણા અગ્રગણ્યોએ જોઇએ તેવું લક્ષ્ય હજી સુધી આપ્યું લાગતું નથી. એ સવાલ એ છે કે આપણી અસલી શિક્ષણપદ્ધતિમાં દેશ, કાળ, સંયોગને અનુસાર શા શા ફેરફાર કરવા જોઇએ કે જેથી એ કેળવણી પામેલા યુવકો આ જમાનાની જરુરીઆતો પુરી પાડી શકે.

આ વિષયનો વિચાર કરતાં હરદ્વાર ગુરુકુળનો દાખલો નજર આગળ રાખવો બીજાં ગુરુકુળને યોગ્ય નથી. ત્યાં મહાત્મા મુનશીરામ અધ્યક્ષપદે બીરાજે છે. તેમનું વ્યક્તિત્વ ગમે તે જુસ્સો પ્રેરી શકે છે. પણ દરેક ગુરુકુળને મુનશીરામો ન મળી શકે; તેમજ તે મહાત્મા એક વખત ચાલુ જમાનાની કેળવણીના અભ્યાસી હતા એટલે તેના દોષ કાઢી નાંખી શી શી વસ્તુ તેમાંથી ગ્રાહ્ય છે તેની તેમને ખબર છે. આ વિવેક આપણા શાસ્ત્રીઓ કે સાધારણ પગારના અધ્યાપકો ન રાખી શકે એ સ્વાભાવિક છે,

એટલે બીજાં ગુરુકુળોમાં આ સવાલ જુદી રીતનું ગાંભીર્ય પકડશેજ. ત્યાં કાં તો ફક્ત શાસ્ત્રીઓ જ નીપજશે, કે કાં તો વિદ્યાર્થીઓ અર્ધદગ્ધ રહી એમને માટે રચવામાં આવેલી મોટી આશાઓ ફલિભૂત કરવાને પાછાં પડશે. બંને રસ્તા આપણી વિદ્યાસભાના આગેવાનોને રુચિકર નહીં થાય તેની મને ખાત્રી છે.

આ ઉપરાંત બીજી એક મુશ્કેલી છે. આપણી વિદ્યાસભા ઘણા ઉત્સાહી અને આત્મત્યાગ કરનારા ઉચ્ચાભિલાષી ગૃહસ્થોની બનેલી છે. તેમાં કોઇને સંશય નથી; પણ તેમાં કોઈ એવા નથી કે જેઓ શિક્ષણના વિષયનો અઠંગ અભ્યાસ કરી, શિક્ષણશાસ્ત્ર વીશે પોતાનો મત-નવું અને જુનું બંને જોડ-બાંધી શકે. આ જમાનામાં શિક્ષણશાસ્ત્ર ઘણું આગળ વધ્યું છે. સફેતાની સફાઇથી તે અધ્યાપકની લાયકાત સુધી દરેક વિષય પુરેપુરી રીતે ચર્ચાઈ, પ્રયોગો થઈ, સારા પાયા પર મુકવામાં આવ્યો છે. તેમાં ગ્રહણ કરવા યોગ્ય વસ્તુ કઇ છે ને કઇ નથી, અને તેમાંની કઇ આપણી ગુરુકુળની કેળવણીમાં સ્વીકારવી જોઇએ એ બધો નિર્ણય યોગ્ય અધિકારીઓને હાથે થવાની જરુર છે. આપણાં શાસ્ત્રોમાં આર્ય ગુરુકુળોનું સામાન્ય વર્ણન આપવામાં આવ્યું છે; પણ તે વીશે પુરેપુરું વિવેચન કરવામાં આવ્યું હોય એમ મને ખબર નથી. એટલે જુની ભાવના લેતાં તેનો કાર્યક્રમ પુરેપુરો જાણવામાં ન હોવાથી થોડીઘણી ખોટ પડે, એ સ્વાભાવિક છે; અને તે ખોટ નવાં શાસ્ત્રોની મદદથી સંશોધન કરી પુરી પાડવાની ખાસ જરુર છે. એ માટે પહેલાં તો આખો અભ્યાસક્રમ ફરીથી શિક્ષણશાસ્ત્રીઓના હાથમાં આપવો જોઇએ કે જેથી જુની પદ્ધતિમાં પડતી ખોટો કેમ પુરી પાડવી તેના રસ્તા સંતોષકારક રીતે બતાવવામાં આવે.

દરકારની પુઠે આંખો મીંચી જવા કરતાં, તેમજ હાલની અનિશ્ચિત સ્થિતિમાં રહ્યા કરતાં ચોક્કસ ભાવના નક્કી કરવી જોઇએ. દરેક પ્રયોગમાં તેની નેમ નક્કી કરી રાખવી જોઇએ. આપણે ગુરુકુળમાં

પ્રાચીન ઋષિઓ પેદા કરવા છે કે આપણે એવા નરરત્નો પેદા કરવા છે કે જે સંસારના દરેક ક્ષેત્રમાં જઇ મેળવેલી વિદ્વત્તા અને રાષ્ટ્રીયતા ફત્તેહમંદીથી વાપરી શકે? આ પ્રશ્ન ધ્યાનપૂર્વક ન જોવાય તો તે બહુ જુજ મહત્ત્વનો લાગશે. "એમાં શું?" "થઈ રહેશે!" "હજુ નીકળવા તો દો" "આખરે છોકરાઓ કેવા નીકળશે તે એની મેળે નક્કી થશે"—આવા વિચાર રાખવા એ તો અંધારામાં ફાંફાં મારવા જેવું લાગે છે. પહેલેથી નક્કી કરવુંજ જોઇએ કે એ બેમાં કયો રસ્તો આપણે લેવો છે.

જો આપણે અર્વાચીન ઋષિઓજ પેદા કરવાની ફક્ત ભાવના રાખતા હોઇએ તો આપણી સંસ્થા ઘણાજ થોડા, અને વીણી કાઢેલા વિદ્યાર્થીઓ માટે હોઈ શકે—કારણ કે હજુ દુનીઆ પરથી લોભ, મહત્ત્વાકાંક્ષા, મોટા થવાના કે છોકરાઓને પ્રવૃત્તિ માર્ગે ફત્તેહ અપાવવાના વિચારો નાબુદ થયા હોય એમ મારા જાણવામાં નથી. આ કારણને લીધે વિદ્યાર્થીઓનો મોટો ભાગ ગુરુકુળમાં નહીં આવે. દુનીઆના પાવરધા માણસો, જેઓના જીવનની આશા સામાન્ય સુખો પર બંધાય છે તેઓ તેમના છોકરાઓને ઋષિઓ જ થતા જોવા ઇચ્છે એમ માનવું એ જરા વ્યાવહારિક જ્ઞાનની ન્યૂનતા દર્શાવે છે. હવે જો આ ભાવના સ્વીકારવી હોય તો એને માટે શિક્ષણપદ્ધતિ એવી હોવી જોઇએ કે જેથી આપણા વિદ્યાર્થીઓ તે સિદ્ધ કરવા શક્તિમાન્ થાય. હાલ જે કેળવણી અપાય છે તે જોતાં આ ભાવનાજ લક્ષ્યમાં હોય એમ લાગે છે. જો થોડોઘણો ફેરફાર કરવામાં આવે તો આપણા વિદ્યાર્થીઓ કૈંક અંશે આ ભાવના પુરી શકે; અને દરેક વર્ષે પાંચસાત કે દસ સારા ઉચ્ચાભિલાષી શાસ્ત્રીઓથી આપણી સમાજને શોભાવી શકાય. મને શુદ્ધ બુદ્ધિવાળા શાસ્ત્રીઓ માટે માન છે. તેઓમાં ઘણા નમુનાઓ એવા છે કે તેમના જેવા શાસ્ત્રીઓ વધતા જાય તે જોવા હું રાજી છું. પણ આપણા પ્રાચીન કર્મવીર ઋષિઓ અને અર્વાચીન શાસ્ત્રી-

એમાં આસમાન જમીનનો ફેર છે, અને જો આપણે ફક્ત શાસ્ત્રીઓથી સંતોષાવું નહીં હોય તો આ કેળવણીમાં કેટલાંક તત્ત્વો ઉમેરવાં જોઇએ.

જો મહાભારતના વીર નરો જોઇશું તો આ આપણને બરાબર સમજાશે. દ્રોણ, ભીષ્મ, અશ્વત્થામા કે એથી વધારે સાત્ત્વિક કોઈ પણ મહાત્મા લો તો બે વસ્તુ તો ખુલ્લી જ જણાશે કે તેઓના વ્યક્તિત્વની અદ્‌ભુતતા કૈં ઓર જ જણાય છે. દરેક પોતાની ઢબ અને સ્વભાવ પ્રમાણે મનુષ્યત્વની કૈંક ખરેખરી ખુબી પોતામાં દર્શાવી શકે છે.

આ વ્યક્તિત્વ વિના જીવનમાં મહત્તા નથી, શક્તિ નથી અને જનસમાજ જીતવાની પ્રેરણાશક્તિ થતી નથી. તે વિના ગમે તેટલી વિદ્વત્તા હોય પણ તે ગ્રામોફોનની,–માણસની નહીં. શક્તિ ખીલવવા માટે સ્વાતંત્ર્ય વધારે જોઇએ. આપણી ગુરુકુળની હાલની પદ્ધતિ પ્રમાણે દરેક વિદ્યાર્થીને એક જ રીતે, નિયત ક્રમે ઘડીઆલના યંત્ર માફક ચલાવવામાં આવે છે. કેટલીક વસ્તુમાં એ યાંત્રિક નિયમ સારો છે. અત્યારે હીંદમાં અપાતી પાશ્ચાત્ય શિક્ષણક્રમની મોટામાં મોટી ખોડ હોય તો તે નિયત ક્રમનો અભાવ. જે ડીસીપ્લીન, જે અભ્યાસ આપણા આગલા જમાનામાં હતો–જે હાલ પશ્ચિમમાં જોવામાં આવે છે–તે આપણી યુનીવર્સીટીના ગ્રેજ્યુએટોમાં જોવામાં આવતો નથી. તે ખોટ બેલાશક પુરી પાડો; પણ દરેક માણસને બહુ જાપતામાં રાખી, બહુજ સારી રીતે યંત્રવત્ બનાવવામાં આવે તો વ્યક્તિત્વનું નિકંદન નીકળી જાય, અને તેના સંકુચિત મગજમાં ગમે તેટલી વિદ્વત્તા ભરવામાં આવે તો પણ કૈં સારૂં ફલદાયી પરિણામ આવી શકેજ નહીં. બહુ નિયમમાં બંધી કરીને આપણી ન્યાતોએ સમાજનું સત્યાનાશ વાળ્યું એ વીસરવું જોઇએ નહીં. માટે ડીસીપ્લીનમાં પણ વ્યક્તિસ્વાતંત્ર્ય માટે પુરેપુરો અવકાશ જોઇએ–જે મને ગુરુકુળની પદ્ધતિમાં ગેરહાજર લાગે છે. થોડો વખત એવો રાખવો જોઇએ, થોડોક અભ્યાસક્રમ એવો રચવો જોઇએ કે જેમાં દરેક વિદ્યાર્થી પોતાની બુદ્ધિ

પ્રમાણે પોતાની સ્વાભાવિક શક્તિઓ ખીલવી, પરિપૂર્ણ કરી શકે. થોડાક પ્રસંગો એવા પણ રાખવા જોઇએ કે જ્યારે ગુરુકુળમાં રહી જે નૈતિક જ્ઞાન મેળવ્યું હોય તેનો સ્વાતંત્ર્યથી ઉપયોગ કરવાનો અનુભવ મળે. નહીં તો આખરે અંકુશ જતાં સ્વાશ્રય નહીં શીખેલું મન અત્યંત સ્વચ્છંદી થઇ જઇ બધું ધુળધાણી કરે, એમ મનુષ્યસ્વભાવના અનુભવીઓની જાણમાં છે. "જંગલી સ્વતંત્રતામાં નૈતિક બુદ્ધિ દૃઢ થાય છે; યાંત્રિક ગુલામગીરીમાં તે દૃઢતાનો વિનાશ થાય છે." એ મહાત્મા ઇમર્સનનું વાક્ય શિક્ષણ-શાસ્ત્રીઓએ ભુલવું જોઇએ નહીં.

(૧) બાલપણથી અતિશય વિનય શીખવાય તે એક રીતે વ્યક્તિ-સ્વાતંત્ર્યને હાનિ પહોંચાડે છે. મારા અવલોકન પ્રમાણે ગુરુકુળના વિદ્યાર્થીઓ જોઇએ તેના કરતાં વધારે વિનયશીલ હોય છે. એને પરિણામે એક જાતનું ગરીબડાપણું આવવાની ધાસ્તી રહે છે. આપણે ભુલવું ન જોઇએ કે નાનપણમાં જરા તોફાન કરતા છોકરાઓજ મોટપણે મીઠાવાળા માલમ પડે છે.

(૨) એમના પર જે શાસન–*Discipiue*–ચલાવવામાં આવે છે તે મને ઘણું સખ્ત લાગે છે. શાસન જોઇએ; પણ તે બહુ સખ્ત થયાથી સ્વાશ્રયી થવાનો લાભ મળતો નથી. આપણે જોઇએ છીએ કે મજબુત મનના માતપિતાનાં સંતાનો નબળા મનનાં નીકળે છે અને તેનું એક કારણ અતિશય સખ્ત શાસન છે. તેને જ લીધે જે શાસન રાખવામાં આવે છે તેને બદલે બીજી રીતનું રાખવું જોઇએ કે જેથી પરાધીનતાના ગેરલાભ વિના નિયત જીવનના લાભ મળે. તે માટે અમેરીકાની સ્કુલનું શાસન વધારે પ્રશંસનીય છે. કેટલાક સ્ટેટમાં દરેક નીશાળનું શાસન છોકરાઓનીજ કમીટીને સોંપવામાં આવે છે. ત્યાં છોકરાઓ પોતાના અધિકારી નીમે છે. આથી લોકશાસનના પણ પાઠો શીખાય અને શાસન હંમેશાં પોતાનુજ કરેલું હોવાથી, આત્મનિયંત્રણ, સ્વાશ્રય, અને સ્વાભિ-

માન શીખાય છે. માસ્તરો ફક્ત અદશ્ય રહીનેજ દેખરેખ રાખે એમ કરવું જોઇએ.

(૬) કેટલાક દિવસો એવા રાખવા જોઇએ કે જેમાં વિદ્યાર્થીઓ મરજી મુજબ કરી શકે. અને તેથી દરેકનો સ્વાભાવિક શોખ જણાય અને કયા વિદ્યાર્થીમાં હજી ગુરુકુળનો જુસ્સો નથી આવ્યો તે જોવાની તક માસ્તરોને મળે. આવે દિવસે તેઓની મરજી માફક તેમને કરવા દેવું, અને આખા દિવસનો રીપોર્ટ કરવાનું કહેવું. આ સુચના ઘણી નજીવી છે; પણ તેને વધારે સારી રીતે દાખલ કરવી એ અધિષ્ઠાતાનું કામ છે.

આ ઉપરાંત કેટલાક પ્રયોગો છે પણ તે સ્થલસંકોચને લીધે આ પત્રમાં આપી શકાય એમ નથી. આ ઉપરાંત પ્રાચીન ઋષિજીવનની બીજી ખુબીઓ આણવી મુસ્કેલ છે અને તેને આ જમાનામાં આણવા એવાં ઉપાયો યોજવા જરુરના છે કે જેથી તેના અભાવથી ઉદ્ભવતા ગેરફાયદા આપણને નડે નહીં. અસલનાં ગુરુકુળો મોટાં કુટુંબો જેવાં હતાં. કેટલાંક સંસ્કૃત નાટકો પરથી એમ પણ લાગે છે કે સ્ત્રીઓ અને છોકરાંઓની રસિક સંગતમાં વિદ્યાર્થીઓ રહેતા અને અભ્યાસ સાથે હૃદયની ખીલાવટ પણ થતી; અને જ્યારે તેઓ જીવનમાં ખરેખરા પડતા ત્યારે હૃદયની મૃદુતાથી તેઓ અજાણ્યા રહેતા નહોતા. પહેલાંનાં ગુરુકુલ માત્ર છોકરા ભણાવવાના મઠ નહોતા; સાત્ત્વિક કુટુંબજાથ કહીએ તો ચાલે એવાં હતાં. પણ આપણી હાલની સ્થિતિ કઢંગી છે. શુષ્ક પરિસ્થિતિમાં છોકરાઓને મુકવાથી અનેક ગેરફાયદા થવાનો ડર રહે છે.

(૧) બાલવયે માબાપ છોડી આવવાથી જે સ્નેહસ્રોત વહી શકે તે અટકી જાય છે; અને ગૃહરાજ્યની મીઠી હવાની લહેર વિના બાલકનું હૃદય મુંઝાય એ સ્વાભાવિક છે.

(૨) હૃદયની કેળવણી ગૃહમાં કે સગાંસંબંધીના સ્નેહમાં મળે છે. આપણે જાણીએ છીએ કે જે છોકરાઓને તે સ્નેહમય વાતાવરણનો

પાસ લાગ્યો નથી હોતો તેઓ સ્વાર્થી કે અતડાં થઈ જવાની બીક રહે છે; અને તે પરિણામ સારું કહી શકાય નહીં.

(૩) આપણે ગમે તેટલું સખ્ત શાસન રાખીએ પણ જો કેળવણીમાં ઊર્મિઓને વહેવા દેવાનો માર્ગ નિયત કરેલો નહીં હોય તો તે કોઈ અનિયત માર્ગે વહી જાય છે અને વિદ્યાર્થીના ચારિત્ર્યને કલંકિત કરે છે. તેમાં એ પણ વિચાર કરવાનો છે કે ૨૫ વર્ષની ઉમ્મર હાલનો સમય જોતાં ઘણી મોટી છે, અને ત્યાં સુધી આ શાસનનું પરિણામ શું આવે તે અનુભવી માણસની ઉંડી નજરથી જોવું જોઇએ.

(૪) આપણી કેળવણી બુદ્ધિપ્રધાન થઇ જવાથી, હૃદયની કેળવણી વિના શુષ્ક થઈ જવાનો પણ ડર રહે છે.

(૫) આટલા બધા સખ્ત શાસનમાં રાખ્યા પછી જ્યારે ૨૫ વર્ષે યુવકો ઘેર જાય ત્યારે કેટલા વર્ષની દાબેલી ઊર્મિઓ ફાટી નીકળી નહીં ઇચ્છવા જેવો કેર વર્તાવે એ પણ સંભવિત છે.

આ કારણોથી કેટલેક અંશે વાતાવરણમાં વધારે મૃદુતા ને રસિકતા આવે તો તે મારી નજરે ઇચ્છવા યોગ્ય છે.

એ મૃદુતા પહેલાં ખીલવાતી હતી, કારણ કે ગુરુકુળમાં અનેક ઋષિઓનો કુટુંબ સહિત વાસ હતો. હજુ આપણે કોઇ ઋષિની કુટુંબ સહિત પધરામણી કરી શકયા નથી; એકબે ગૃહસ્થની વાત પરથી મને લાગ્યું કે જ્યારે તેઓ વાનપ્રસ્થ થશે ત્યારે ગુરુકુળમાં નિવાસ કરશે. પણ એ તો ભોજનની આશાએ ભુખ તૃપ્ત કરવા જેવું હાલ તો થાય. અને એટલી વારમાં જે છોકરાઓ ઉછરે અને હૃદયહીન થઇ જાય, તેમને માટે કોઇ વ્યવસ્થાની ખાસ જરૂર છે. પણ જ્યારે આપણું પોતાનું મકાન થાય ત્યારે એવી ગોઠવણ કરવી જોઇએ કે અમુક છોકરાઓ માસ્તરના ઘરમાં જ રહે. આથી તેઓ કુટુંબજાળનો અનુભવ મેળવી શકશે. ફક્ત દિવસના વખતે તેઓ અભ્યાસગૃહમાં આવે; અને ત્યાં દિવસ ગુજારી રાતે પાછા માસ્તર જે

ઓરડામાં રહેતા હોય ત્યાં જાય. આ રીતથી માસ્તરના ચારિત્ર્યની છાપ પણ તેમના પર વધારે પડે, અને છોકરાઓની લશ્કરી જીંદગીમાં પવિત્ર ગૃહશિક્ષણને સ્થાન મળે. પછી આપણે જોવાનું ફક્ત એટલું જ રહે કે માસ્તરો હંમેશાં ઉચ્ચાભિલાષી, ચારિત્ર્યવાન અને ઉમદા હોય.

આ બહુ લાંબા થએલા પત્રમાં બીજી વધારે વસ્તુ નહીં ઉમેરતાં ફક્ત શિક્ષણપદ્ધતિ પર થોડું લખી વીરમીશ. આપણા ગુરુકુળની શિક્ષણ-પદ્ધતિમાં ઘણો ફેર કરવાની મને જરુર લાગે છે. મેં જોયું છે ત્યાં સુધી જે પ્રમાણે આપણી બીજી નીશાળોમાં શીખવાય છે તેવી જ રીતે ત્યાં પણ શીખવાય છે. તેમાં હાલમાં થએલા સુધારાનો સમાવેશ થતો હોય એમ લાગતું નથી. શિક્ષણપદ્ધતિ બે પ્રકારની છે. એક તો જુની કે જે પહેલાં બધે પ્રવર્તમાન હતી, અને જે આપણા હીંદુસ્તાનમાં ખાસ કરીને વધારે પ્રિય હતી—જેને આપણે શાસનપ્રધાન કહીએ તો ચાલે. તેમાં વિદ્યાર્થીનું મગજ શાસનથી, પાઠથી, સમયાનુસાર તાબેદારીથી, ઉચ્ચ શ્રેણીએ ચઢા-વવામાં આવે છે; ન્યાયપૂર્વક વિભકત કરેલા વિષયો બરોબર તેને ગોખાવવામાં આવે છે; અને ધીમેધીમે તેની બુદ્ધિમાં પણ તે પ્રમાણે ઉત્ક્રાંતિ થવા પામે છે. આપણી હાલની બધી શિક્ષણપદ્ધતિ આ પ્રકારની છે. ભાષા શીખવવી હોય તો તેના વિભાગો, તેના નિયમો, તેના અંગોની વ્યાખ્યા આપવામાં આવે છે, તે મગજમાં ઠસાવાય છે, અને લાંબા અભ્યાસથીજ વિદ્યાર્થી તે શીખે છે.

બીજી પદ્ધતિ સ્વાભાવિક છે. તેમાં વિષય પર ધ્યાન અપાતું નથી. અણગમતા વિષયો ગોખાવી બુદ્ધિ અર્પવાનું કામ થતું નથી. દરેક બાલકના મગજનો જે સ્વાભાવિક વિકાસક્રમ હોય તે પ્રમાણે સ્વાતંત્ર્યથી, મજાહથી, પ્રયત્ન વગર તેની બુદ્ધિ ખીલવવી એ તેનો હેતુ છે. આ પદ્ધતિનો પશ્ચિમમાં વધારે સ્વીકાર થતો જાય છે. કે પણ સખ્તાઈ કે શાસન વગરજ આ પદ્ધતિનો ક્રમ ચાલે છે અને તેનાથી બુદ્ધિનો વિકાસ વહેલો અને

બહોળો થતો જાય છે. દાખલા તરીકે પહેલાં ભાષા શીખવાની રીત જુદી હતી. આપણે ત્યાં અમરકોષ ને સિદ્ધાંતકૌમુદી ગોખાતાં. ભાંડારકરના શુષ્ક વજ્ર જેવા નિયમો મોઢે કરાતા અને સંસ્કૃત જેવી સહેલી ભાષાને અઘરી કરી મારીમચડીને મગજમાં પેસાડાતા. નવી પદ્ધતિને "ડીરેક્ટ મેથડ" કહે છે. સહેલાઇથી, સરલતાથી જેમ બાલક પોતાની માતૃભાષા શીખે તેમજ નાના નાના શબ્દોથી ભાષા શીખવાય છે, અને ઘણાજ થોડા વખતમાં ઘણું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. આ પદ્ધતિ એકલી ભાષા શીખવવામાંજ નહીં પણ દરેક વિષય શીખવવામાં દાખલ થઈ શકે છે. આ નવી ધાટી હજુ આપણી ગુરુકુળની પદ્ધતિમાં દાખલ થઈ નથી; માટે આપણા માસ્તરોની ખાસ ફરજ રહેવી–રાખવી જોઇએ કે તેઓ આ પદ્ધતિનો ઉંડો અભ્યાસ કરી તેને અભ્યાસક્રમમાં વધારે દાખલ કરતા જાય.

આટલું લખ્યા પછી હાલ મારે કંઈ ખાસ લખવાનું નથી. જે બીજી ભાવના ગુરુકુળની છે–કે જેથી ગુરુકુળ એક હીંદુ વટન થઈ રહે–તે હજુ સ્વીકારાઈ નથી. તે માટે પ્રયત્નો પણ આદરેલા નથી અને આદરવાનું મન પણ જણાતું નથી. તેને માટે સંસ્કૃતિમાં મચી રહેલા કોઈ મોટા શહેર પાસે ગુરુકુળ આણવું જોઇએ, તેમાં બહારના વિદ્યાર્થીઓ દાખલ કરી લોકપ્રિયતા વધારે પ્રાપ્ત કરવી જોઇએ, અને હાલના સમયમાં કીમતી ગણાતી પાશ્ચાત્ય કેળવણીને કેટલેક અંશે દાખલ કરવી જોઇએ. જ્યાં સુધી એવું કંઈ થાય નહીં, ત્યાં સુધી તે વીશે વિચારો બહાર પાડવા એ વ્યર્થ ગણાય.

ગુરુકુલનો માર્ગ હાલ કઠણ જણાય છે, પણ તેનું ભવિષ્ય ઘણું મોટું છે એ તો ચોક્કસજ છે. આ માર્ગે આપણી જોખમદારી આપણે બરાબર રીતે અદા કરી શકીએ તે પહેલાં આપણે ભાવના નક્કી કરવી જોઇએ. હરદ્વારમાં ભાવનારુપે મ. મુનશીરામની વ્યક્તિ છે; આપણે તેની ગેરહાજરીમાં વધારે ચિરસ્થાયી પણ અઘરી ભાવના સત્ત્વરુપે રાખવી

પડશે. આપણા હેતુમાં તો ભિન્નતા છેજ નહીં. વિદ્યાર્થીઓનું શરીર એવું બને કે આત્માની ઉત્ક્રાંતિમાં તે મદદ કરે—રોકાણ નહીં. સ્થૂલતાને અતિશય ખીલવવી નહીં જોઈએ તેમજ રમતીયાળપણાની ખુબીઓની ગેરહાજરી પણ ન જોઇએ. પણ સ્થૂલ શક્તિઓનો વિકાસ એવો થવો જોઇએ કે જે આંતર વિકાસથી ઉદ્ભવતા "યોગ"—harmony—એકતાનતાને પુરી મદદ કરી વિદ્યાર્થીને પૂર્ણતાને માર્ગે દોરી જાય. ત્યાગ અને સહનશીલતા એવાં સ્વાભાવિક થાય કે તે દુઃખ તરીકે નહીં, અંતરની ઊર્મિઓના ઉચ્છેદન તરીકે નહીં, પણ ઉચ્ચ શ્રેણીએ પહોંચવાના સુખદ માર્ગ તરીકે મનાય; અને તે ઉપરાંત અસલની આત્મસંતુષ્ટ ઘાટી ન આવે પણ લોકોના ભલા માટે આત્મસમર્પણ કરવું એ એક સ્વભાવનું લક્ષણ બને—જીવનનું પ્રથમ લક્ષ્ય બને. જ્યારે ગુરુકુળ આવા વિદ્યાર્થીઓ નીપજાવવાનું સાધન થાય ત્યારે જ સ્વામી દયાનંદની અભિલાષા પૂર્ણ થઈ એમ કહેવાય, એટલું જ કહી, આપની ક્ષમા માગી, આ પત્ર પુરો કરીશ.

# સામાજિક સુધારણા*



સામાજિક સુધારણા વીશે વિચાર કરતાં નીચેના પ્રશ્નો ખડા થાય છે:—

૧. નિરોગી સમાજનો અર્થ શું?

૨. આરોગ્યના આવશ્યક ધોરણથી અર્વાચીન હીંદુ સમાજ કેટલા પ્રમાણમાં ઉતરતો છે?

૩. સામાજિક જીવનના સાંપ્રત ધોરણને ઉન્નત કરવાના શા ઉપાયો છે?

આખા ઓગણીસમા સૈકા દરમ્યાન હીંદુસ્થાનના બુદ્ધિશ્રેષ્ઠ નરોએ ઉપરના સવાલોનું સંતોષકારક નિરાકરણ કરવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ આપણો સમાજ આગળ વધતો દેખાતો નથી. આનું કારણ શોધવું અઘરું નથી.

રાનાડે, રાજા રામમોહનરાય જેવા ગણ્યાગાંઠ્યા પુરુષો પ્રભાવશાળી કે લોકપ્રિય હોવા છતાં તેઓ એકલા સંગીન પરિણામ કદી પણ લાવી શકે નહીં. એ તો જ્યારે આપણા જેવાં સાધારણ સ્ત્રીપુરુષો આ પ્રશ્નોનો નીવેડો લાવવા મથે અને તેમાંથી નીપજતી અંગત માન્યતાને વળગી રહીને તે પ્રમાણે અમલ કરે તોજ ખરો સુધારો થઈ શકે, અને સમાજની પ્રગતિ સધાય.

---

* આશરે ઈ. સ. ૧૯૧૩ માં આપેલા ભાષણનો અનુવાદ.

સામાન્ય રીતે જોતાં સામાજિક વિકાસનાં મૂલતત્ત્વો સંબંધી આપણું અજ્ઞાન એટલું બધું છે; સમાજના ઇતિહાસનું આપણું જ્ઞાન એટલું થોડું છે; અને જેઓ સમાજની ઉન્નતિનું કામ હાથ પર લે છે તેઓ કાર્યવ્યવસ્થામાં વિજ્ઞાનની પદ્ધતિ જેવું કંઈ પણ રાખવામાં એટલા બેદરકાર હોય છે કે પરિણામે સામાજિક સુધારા વીશે મળી શકે છે તેટલા સાહિત્યમાંથી સમાજની ખામીઓનું પદ્ધતિસર વિવેચન મેળવવું અશક્ય થઈ પડે છે. જેવી રીતે કોઈ અજ્ઞાન સ્ત્રી ભયંકર રોગથી પીડાતા ગરીબ બીચારા દરદીની સારવાર કરવા જાય, તે પ્રમાણે આપણે આજે સામાજિક સુધારાનું કામ કરી રહ્યા છીએ. આ બંને પ્રકારના અર્ધદગ્ધ પરિચારકોની પરમાર્થ વૃત્તિનાં પરિણામો મૂલ રોગનાં પોતાનાં ખરાં પરિણામ કરતાં પણ વધારે ભયાનક છે.

એકાદ સામાન્ય હીંદુના મનમાં સમાજ વીશે જે વિચારો હોય છે તે બહુજ સંકુચિત હોય છે. તે વિચારોની હદ તેના નાતીલા કે ગણ્યાગાંઠ્યા મિત્રોથી આગળ વધતી નથી. સમાજની પ્રગતિનું માપ તે દસ વર્ષમાં થએલા નાતના જમણવાર કે નાત બહાર મુકાએલા શખ્સોની સંખ્યા પરથી કાઢે છે. આ સંકુચિત મર્યાદાજ આપણા સર્વ દુઃખનું કારણ છે. આપણે આખા સમાજ પ્રત્યે વધારે વિશાળ નજરથી જોવું જોઇએ. સમાજ એ એક જીવંત વ્યક્તિ છે, અને તે માનવ દેહનાં જેવાંજ વિવિધ અંગોની એકતાનતા પર રચાએલો છે. એક સરખા રોગોથી તે બંને પીડાય છે; એક સરખા ઉપાયોથી તેમાંથી બચે છે; અને એકજ પ્રકારના નિયમોથી નિયત થાય છે. સમાજ મનુષ્યદેહથી માત્ર વિરાટ્ ને વધારે અટપટો છે એટલુંજ.

સમાજની આ ભાવના કંઈ નવી નથી. પંજાબની પાંચ પવિત્ર સરિતાઓને કાંઠે વેદોચ્ચાર કરતા ઋષિમુનિઓ તેનાથી અજ્ઞાત ન હતા. અને પુરૂષસૂક્તમાં દર્શાવેલા વિરાટ સ્વરુપમાં આપણે આજ

વિચારને અજબ કાવ્યમયતાથી વર્ણવેલો જોઇએ છીએ. સૈકાંઓ વીત્યા પછી શ્રીમદ્ ભગવદ્ગીતાના સાતમા અધ્યાયમાં પણ એ ભાવના ગાવામાં આવી છે. આ કવિઓ અને ઋષિમુનિઓએ ઉચ્ચારેલી સમાજની સમગ્ર એકતાની ભાવના નહીં તો બીજું શું? પરંતુ અર્વાચીન વિચારકોએ આ ભાવનાને વધારે વિચારપૂર્ણ અને સ્પષ્ટ પાયા પર મુકવાનો પ્રયત્ન કર્યો છે. અને તેમ કરતાં ભૂતકાલના મહાન કવિઓ અને શાસ્ત્રજ્ઞોના જેવા જ નિરાકરણ પર આવતાં તેઓ પણ કહે છે કે સમાજ એક જીવંત વ્યક્તિ છે. છતાં આપણે જોઇએ છીએ કે મોટા મોટા સુધારકો પણ સમાજના અંગેઅંગમાં રહેલી મૌલિક એકતાનતાને ભુલી જઇ તેની ઉપર કટકે કટકે અખતરા કરવા મંડી રહ્યા છે. જે એક દૂષણ પોતાના મનમાં વધારે ખરાબ લાગે તેનેજ એકદમ સુધારી દેવા દરેક સુધારકે પ્રયત્ન કર્યો છે અને પરિણામે સમાજસુધારાની પ્રવૃત્તિએ વિદૂષકના પચરંગી પહેરવેષ જેવું સ્વરુપ પકડ્યું છે. આથી લોકો તે તરફ તિરસ્કાર સીવાય બીજો શો ભાવ દર્શાવી શકે?

શક્તિ એ શારીરિક તેમજ સામાજિક આરોગ્યનું પહેલું તત્ત્વ છે. સમાજ જો જીવતું શરીર હોય તો તેની સંપૂર્ણ આરોગ્યતાનો આધાર તેનાં જુદાં જુદાં અંગોની પોતપોતાનાં નિયત કરેલાં કાર્યો બરાબર બજાવવાની શક્તિ ઉપર છે.

સમાજનો દરેક સભ્ય સશક્ત અને પ્રવૃત્તિશીલ હોવો જોઇએ; પોતાનું કર્તવ્ય કરવાની અને પોતાના નક્કી કરેલા ક્ષેત્રમાં વિજયશાળી થઇને સમાજને બળવાન બનાવવાની તેનામાં શકિત હોવી જોઇએ.

બીજું એ છે કે આવા પ્રત્યેક અંગને બીજાના માર્ગમાં આડે આવ્યા સીવાય પોતાનું કાર્ય કરવાને સંપૂર્ણ સ્વાતંત્ર્ય હોવું જોઇએ. અને તેજ પ્રમાણે બીજાના માર્ગમાં આડા આવ્યા સીવાય જ્યારે દરેક સભ્યને પુરેપુરી સ્વતંત્રતાના વાતાવરણમાં તેની મરજી પ્રમાણે કામ કરવા

દેવાંમાં ને હરવા ફરવા દેવામાં કોઈ પણ જાતનો અંતરાય નાંખવામાં આવે નહીં અને જ્યાં સુધી તે સભ્ય પોતાને પ્રાપ્ત થતી દરેક તકનો બીજાને ગેરલાભ કર્યા સીવાય પુરતો ઉપયોગ કરે ત્યારેજ આપણે કહી શકીએ કે સમાજ આરોગ્યમય જીવન બતાવે છે.

ઉપર વર્ણવેલું સ્વાતંત્ર્ય જો ગેરહાજર હોય તો સમાજની ઉન્નતિનાં બીજ ભોંયમાંજ સુકાઈ જાય છે, અને પ્રગતિ અને વિકાસ અસંભવિત થઈ પડે છે.

ત્રીજું તત્ત્વ સમગ્ર એકતાનતા છે. પ્રથમથી નિયત કરેલી એકતાનતા સપ્રભાવ અસ્તિત્વની પહેલી શરત છે. આળસુ માનેલા પેટની સામે બળવો કરવા ઉઠેલાં અંગોની કથા તો બધા જાણે છે. ખરેખરી સમગ્ર એક-તાનતાની ખુબી અકસ્માત વખતે પણ પોતાની ફરજ બજાવતાં અવ-યવોની અદ્દભુત સંવાદી પ્રવૃત્તિમાં દેખાઈ આવે છે.

હવે આપણે હીંદુ સમાજ તરફ આ મૂલતત્ત્વો ઉપરથી નીપજતા દૃષ્ટિકોણથી નજર નાખીએ.

આપણા પુરુષો અને સ્ત્રીઓ પોતાની શક્તિ અને આરોગ્યથી વૃદ્ધા-વસ્થા કે રોગ સામે ટક્કર ઝીલી શકતાં નથી. આજે પુરષો નિર્વીર્ય અને સાહસ વિનાના વહેંતીઆ દેખાય છે; અને આપણી સ્ત્રીઓ જન્મથી માંદલી હોય છે એટલુંજ નહીં, પરંતુ જીવનના ક્રમની તેમની પહેલી ફરજ મૃત્યુના મોમાં ગયા વિના અદા કરી શકતી નથી. જે દેશમાં કાચી વયે છોકરી બાળકની મા થાય અને છોકરો છોકરાનો બાપ થાય છે; જ્યાં લગ્ન તિરસ્કારભર્યો ખેલ જેવાં છે, ત્યાં તમે નિર્વીર્યતા, સત્ત્વહીનતા, અને નિર્માલ્યતા સીવાય શાની આશા રાખી શકો? પરિણામ દેખીતુંજ છે. શારીરિક નિર્માલ્યતા નૈતિક અને બુદ્ધિવિષયક નિર્બલતાને જન્મ આપ્યા વિના કેમ રહે?

અને હવે સ્વાતંત્ર્યની વાત. જ્યારે હું એક સામાન્ય હીંદુનું જીવન જોઉં છું; જ્યારે તેને સૈકાઓ પહેલાં સરજાયેલ કરેલા બીબાઓમાં

જીંદગી શરુ કરતો જોઉં છું; જ્યારે દરેક પળે સ્ત્રી એને એક માત્ર નિશ્ચેતન યંત્ર બનાવી મુકતી દેખું છું; જ્યારે નાના મોટા સામાજિક જુલમોથી એને કચરાતો જોઉં છું, ત્યારે એ જીવી કેમ શકે છે, એ ભારવાહી ગર્દભની ધીરજથી કેમ બધું સહન કરી શકે છે તે મને સમજાતું નથી.

રીવાજના જુલ્મી સપાટાથી આપણે એટલા બેશુદ્ધ થયા છીએ કે આપણે મનુષ્ય છીએ એવો દાવો કરવાનું પણ ભાન રાખી શક્યા નથી. રુઢીએ આપણાં સ્ત્રી ને પુરુષોની તંદુરસ્તીની ખુવારી કરી છે. તેણે આપણી બુદ્ધિને વિકૃત કરી દીધી છે. તેણે આપણાં વ્યક્તિત્વ ને સ્વાતંત્ર્ય-વિકાસ કચરી નાખ્યાં છે. તેણે આપણી વિવેકબુદ્ધિ ભ્રષ્ટ કરી છે અને ઉન્નત વિચાર કરવાની કે ભગીરથ કાર્યો કરવાની શક્તિ લઇ લીધી છે.

હીંદુ સમાજને દુર્ભાગ્યે તેનામાં સમગ્ર એકતાનતાનો પણ અભાવ છે. જ્ઞાતિબંધને એકલવાયાપણું આણ્યું છે. જ્યારે સારા જગતમાં લોકો પોતાનો દૃષ્ટિકોણ વધારે વીશાળ કરીને એકબીજાનો સંબંધ વધારે ગાઢ કરવાને મથી રહ્યા છે, ત્યારે આપણે એકલપંથી અને એકલવાયા બનવા મથીએ છીએ. જેમ લગ્નના અને ખાવાપીવાના વ્યવહારનું ક્ષેત્ર ઓછું થતું જાય તેમ લોકો પોતાની જાતને વધારે પવિત્ર અને વધારે ખાનદાન માને છે. આપણે ત્યાં અસ્પર્શ્યતા એટલી હદ સુધી જડ ઘાલી બેઠી છે કે ચુસ્ત અને એકલવાયા ગૌડ બ્રાહ્મણો પોતાની પત્નીને હાથે રંધાએલા ખોરાકનો પણ આહાર કરતા નથી. જે પવિત્રતાને સ્પર્શ માત્રથી અશુદ્ધ થવાની ડગલે અને પગલે ભીતિ રહેલી હોય તે પવિત્રતા કેટલી ધિક્કારને પાત્ર હોવી જોઇએ? જે સદ્ગુણને જાળવવા માટે હરહંમેશ યત્નશીલ રહેવું પડે તે ગુણ સાચવવા માટે આટલો પરિશ્રમ ઉઠાવવો શા કામનો? આપણા સદ્ભાગ્યે આ છોકરવાદી ખ્યાલો અદૃષ્ટ થતા જાય છે.

હર્બર્ટ સ્પેન્સરના શબ્દોમાં કહીએ તો સમાજનો વિકાસ દહાડે દહાડે સ્પષ્ટતર વ્યક્તિત્વ ને વધારે સુદૃઢ એકતાનતા તરફ થતો જાય છે. અને

જ્યારે આપણે શરીર, મન ને નીતિમાં વધારે મજબુત થઇએ; જ્યારે આપણે મનુષ્ય તરીકે વર્તતાં શીખીએ અને જુલ્મી રીવાજોના ગુલામની માફક જીવન ન વીતાવીએ; જ્યારે આપણે રાષ્ટ્રીય ઐક્ય સિદ્ધ કરતાં શીખીએ ત્યારેજ આપણાં ભવ્ય સ્વપ્નાંઓ ફલિભૂત થશે; ત્યારેજ આપણે આપણા પૂર્વજો જેવા મહાન થઇશું; ત્યારેજ ભારતવર્ષ તેના ઐતિહાસિક ભૂતકાલ અને આશાવાન વર્તમાન જેવું ઝળહળતુ ભવિષ્ય પ્રાપ્ત કરશે; અને ત્યારેજ તેની પ્રજા દુનીઆની બીજી પ્રજાઓમાં સમ્રાજ્ઞીપદે વીરાજશે.



# ન્યાતના સામાજિક વિકાસનાં તત્ત્વો



આપણે સુધારાની અને પ્રગતિની વાતો કરીએ ત્યારે એટલું તો જોવું જોઇએ કે હાલ આપણી સ્થિતિ કેવી છે, અને તેમાં એવાં તત્ત્વો કયાં છે કે જે ખીલવવાથી આપણે સોનેરી ભવિષ્યની આશા રાખી શકીએ. આપણી ન્યાત હાલ કઈ ભૂમિકા પર છે તેના નિર્ણય માટે આપણે પહેલાં જોવું જોઇએ કે સામાજિક જીવનનાં તત્ત્વો ક્યાં કયાં છે.

આપણે ત્યાં સમાજ એક જીવન્ત વ્યક્તિ છે એમ ખાસ કરીને માનવામાં આવતું નથી. આપણી ન્યાત કે આપણો સમાજ પેદા થયાં અને હાલ ચાલે છે, તે ગમેતેમ કે ચોક્કસ નિયમોને આધારે, તેનો પણ આપણે વિચાર કરતા નથી. આ વિચાર ઘણે અંશે પશ્ચિમમાં થયો છે. ત્યાંના વિદ્વાનોએ સમાજશાસ્ત્ર સારા પાયા ઉપર રચ્યું છે; અને તેને આધારે અમુક સમાજ જીવતો છે, અથવા તેના જીવવાની આશા છે કે નહીં તેનો નિર્ણય થઈ શકે છે. તેને આધારે આપણામાં ખુટતાં તત્ત્વોની ખીલવટ થઈ શકે છે; અને સમાજ જો તદ્દન નિર્માલ્ય ન થયો હોય તો તેનો પુનરુદ્ધાર કરી શકાય છે.

સમાજશાસ્ત્રનો અભ્યાસ-ખાસ કરીને આપણી ન્યાતના દૃષ્ટિ-બિંદુથી ઘણો જરુરનો છે. આ અભ્યાસ શરુ થાય તે પહેલાં એટલું તો ધ્યાનમાં રાખવું જોઇએ કે જેમ માણુસનું શરીર એક જીવન્ત વ્યક્તિ છે તેમજ દરેક સમાજ જીવતી અગર જીવી શકે એવી વ્યક્તિ છે. સુખાકારીના જે કાનુનો શરીરને લાગુ પડી શકે છે તેજ સમાજને પણ લાગુ પડે છે. જે લક્ષણુ માણુસને સારો મજબુત, નકામો કે નિર્બલ બનાવે છે, તેજ લક્ષણુ સમાજને પણુ તેમ બનાવે છે. આટલું ધ્યાનમાં રાખી સુખાકારી–મનુષ્યની કે સમાજની–નાં મુળ તત્ત્વો ખોળીશું અને તે આપણામાં છે કે નહીં તેની તપાસ કરીશું.

(અ) પહેલું તત્ત્વઃ શક્તિ.

જ્યારે માણુસના દરેક અવયવ કસરતથી ખીલેલા હોય ત્યારે તે સશક્ત કહેવાય, તેમ સમાજ સશક્ત ત્યારેજ ગણાય કે જ્યારે તેમાંની દરેક વ્યક્તિ શક્તિમાન હોય. આ શક્તિ એક રુપે નહીં, પણ અનેક રુપે હોવી જોઇએ.

શારીરિક શક્તિ જીવંત સમાજને ખાસ જરુરની છે; અને જે જે વસ્તુ તે શક્તિ લાવી શકે તે તે મેળવવી જોઇએ અને બાકીની વસ્તુનો ત્યાગ કરવો જોઇએ. સામાન્ય રીતે દરેક મરદ અને સ્ત્રી શરીરે મજબુત રહે એવી યોજના કરવી હોય તો ખાસ કરી નીચેની વસ્તુ પર ધ્યાન આપવું જોઇએઃ–(૧) લગ્નના રીવાજો; (૨) બાળકોની ઉછેર; (૩) કસરતની કેળવણી; (૪) ખોરાક વગેરે.

(૧) લગ્નના રીવાજોમાં આપણી ન્યાત સંતોષકારક રીતે આગળ વધે છે એ ખરેખર આનંદની વાત છે. લગ્ન વખતે ૧૩ વર્ષની કન્યાની વય સાધારણ છે, કેટલીક કન્યાઓ ૧૪ વર્ષે પણ પરણે છે, અને ભવિષ્યમાં એ પ્રમાણે જોઇતો સુધારો થશે એમ લાગે છે. ન્યાતના પછાત વર્ગમાં પણ કન્યાની ૧૧ ની વય સામાન્ય છે. વરની ઉંમર પણ તે

પ્રમાણમાં મોટી થાય છે, અને પહેલાં જેમ વયનાં કજોડાં માલમ પડતાં હતાં તેવાં હાલ ભાગ્યેજ નજરે ચઢે છે.

(૨) બાળકોની ઉછેર હજી જોઇએ તેવા સારા પાયા પર મુકાઇ નથી; અને તેનું મોટું કારણ સ્ત્રીનું અજ્ઞાન છે. પહેલાંનાં અસલી ધોરણો ચાલ્યાં ગયાં છે; પણ હજી નવાં અને વિજ્ઞાનવિહીત ધોરણોનો ઉદય થયો નથી એટલે આ વિષય તરફ માબાપનું ખાસ ધ્યાન જવું જોઇએ. યુરોપીય દેશોમાં આ વિષય ઘણોજ ચર્ચાએલો છે અને તે દેશોના વતનીઓનું શરીરબળ ઘણે અંશે તેમની ઉછેરને લીધે છે. જે ગૃહસ્થોએ આ વિષયનો ખાસ અભ્યાસ કર્યો હોય તેઓએ આ વીશે થોડી માહીતી આપવી જોઇએ.

(૩) કસરતની આપણામાં અને ખાસ કરીને ભરુચ અને સુરતમાં ઘણી ખોટ જણાય છે. યુવકોના જીવનમાં કસરતે જે સ્થાન મેળવવું જોઇએ તે તેણે મેળવ્યું નથી તે દીલગીરી સાથે કહેવું જોઇએ. દર વર્ષે આ બાબતમાં આપણે બગડતા જઇએ છીએ. મને યાદ છે કે પહેલાં–૧૫ વર્ષ પૂર્વે–ભરુચમાં આપણામાં એવા ક્રીકેટીઅર હતા કે ભરુચનાં બધાં રમતનાં ક્ષેત્રો તેઓ પોતાના સૈકાઓથી ધ્રુજાવતા–જ્યારે ભાર્ગવની ખાસ ટીમ હતી–જ્યારે હાઇસ્કુલની કસરતશાળામાં ભાર્ગવોનો એકડો પહેલો હતો. હાલ ભલે ભણતરમાં આપણે આગળ વધ્યા હોઇશું; પણ જે શારીરિક બળ પહેલાં હતું તે હવે નથી.

દરેક ઠેકાણે આપણી ન્યાતના યુવકોની ક્રીકેટ ટીમ જોઇએ; અને એ ઉપરાંત જેમ કેળવણીની કમીટી છે તેમ યુવકોએ માંહોમાંહ્ય એક બલવર્ધક કમીટી કાઢવી જોઇએ કે જેનું લક્ષ ખાસ કરીને દરેક યુવકની શારીરિક ખીલવટ ઉપરજ હોય. તેને અંગે એક અખાડા જેવું સ્થાન પણ રાખવું જોઇએ. અખાડો શબ્દ એવો હલકો પડી ગયો છે કે આપણે તે કાઢતાં શરમાઇએ. પણ વડોદરામાં સરદારો અખાડા રાખે છે. પુનામાં મોટા

વિદ્વાનો અખાડા ખેલે છે. બંગાલમાં દરેક ફળીએ ફળીએ અખાડા નીકળ્યા છે. અને વીલાયતમાં સેન્ડો જેવાની સ્કુલો–અખાડાઓ–ઠેરઠેર સ્થપાઇ છે.

સ્ત્રીવર્ગની તબીયત ઘણી જ ચિંતા કરવા જેવી થઇ પડી છે. જ્યાં સુધારાની ટાપટીપ અને કૃત્રિમ જીંદગી દાખલ થઇ નથી ત્યાં તે ઠીક છે; પણ જ્યાં શહેરી વસ્તી છે ત્યાં સ્ત્રીઓ મોટાઇમાં તણાઇ કસરત મળે તેવાં ઘરકામ ઓછાં કરે છે અને તેથી શરીર નબળાં પડે છે. માથું દુઃખવાના અને હીસ્ટીરીઆ જેવા વ્યાધિરુપી અર્વાચીન સુધારાના શાપો આવે છે, નોંતરાય છે. તેને પરિણામે ગર્ભવહન, અને પ્રસુતિનો સમય માબાપો અને ધણીઓને ખરેખરી ચિંતા ઉપજાવે એવો થાય છે. ઘણી વખત ભયંકર પરિણામ પણ આવે છે. આનાં કારણ કસરતની ગેરહાજરી અને કૃત્રિમ જીવન એજ છે. આપણે સમજવું જોઇએ કે મહેનત નહીં કરવામાં મોટાઇ રહેલી નથી; રોગિષ્ટ રહેવામાં રોફ હોતો નથી. મહાન તત્ત્વજ્ઞાની હર્બર્ટ સ્પેન્સરના શબ્દોમાં કહીએ તો જો ખરેખરા માણસ થવું હોય તો પહેલાં ખરેખરા સબલ જનાવર થવું જોઇએ. યુરોપમાં ફેશન છે, રોફ છે, કૃત્રિમતા છે; પણ ત્યાંનાં સ્રીપુરુષો તેમનાં માબાપ કરતાં ઉંચાં અને વધારે કદાવર થાય છે. આપણે આપણા માબાપ કરતાં નબળાં અને ટુંકજીવી થઇએ છીએ.

(૪) ખોરાક વગેરેનો આધાર ઘણોખરો આર્થિક ઉન્નતિ પર રહેલો છે; પણ આપણે આપણા અસલના રીવાજો કરતાં સ્વાદિષ્ટ વધારે પણ ઓછું પોષક અન્ન ખાતાં શીખ્યા છીએ અને આપણી શારીરિક સંપત્તિને ગીરો મુકવા માંડી છે.

(आ) શારીરિક શક્તિની સાથે માનસિક શક્તિ સામાજિક જીવનની મોટામાં મોટી જરુરીઆત છે. જે સમાજમાં જેમ બને તેમ દરેક વ્યક્તિ વધારે વિદ્વાન અને બાહોશ થાય તેજ સમાજ જીવતો કહેવાય. આ બાબતમાં એટલું તો સ્પષ્ટજ છે કે આપણી ન્યાતમાં સ્વાભાવિક બુદ્ધિની ખોટ જરાએ નથી. દરેક ક્ષેત્રમાં જ્યાં જ્યાં ભાર્ગવો ગયા છે–પછી ભલે

અમલદાર, વકીલ, શાસ્ત્રી કે યાજ્ઞિક કે પછી તોફાની તરીકે–ત્યાં દરેક ઠેકાણે પોતાનું વ્યક્તિત્વ દેખાડ્યું છે. આપણા અભણ વર્ગમાં પણ કાબેલીઅત ઠેરઠેર નજરે પડે છે. આ મગરુરીનાં વાકય નથી પણ ધ્યાનપૂર્વક કરેલાં વિચારનાંજ છે. આપણી બુદ્ધિથી આપણે કેળવણીમાં આગળ વધ્યાં છીએ; પણ જેમ બીજી ન્યાતો તન, મન અને ધનથી કેળવણીનો વધારો કરવા મંડી છે તેમ આપણે કરવા નથી માંડયું. માત્ર યત્નો શરુ થયા છે; વખત જતાં તે વિજયી થશે તેની ખાત્રી છે.

હાલ દરેક છોકરો ગમે તેમ કરી સાધારણ રીતે મેટ્રીક સુધી ભણે છે. પણ તે ઉપરાંત મુંબઇ કે વડોદરા જેવા સ્થળમાં એક 'બોર્ડીંગ હાઉસ'-ની ખાસ જરુર છે કે જ્યાં દરેક ઉત્સાહી યુવક પૈસાનો ભારે વ્યય કર્યા વગર ઉંચી કેળવણી મેળવી શકે. તે ઉપરાંત માંડવી અને કામરેજમાં મેટ્રીક સુધીની સ્કુલ નથી તે બને તો થવી જોઇએ. અથવા તો સુરત જેવી મધ્યસ્થ જગ્યાએ એક નાની બોર્ડીંગ જોઇએ કે જ્યાં છોકરાઓ મેટ્રીક સુધી પોતાનો અભ્યાસ પુરો કરી શકે. આ બે વસ્તુ ખાસ કરીને લક્ષમાં રાખવી જોઇએ.

સ્ત્રીકેળવણી પણ આસપાસની ન્યાતો જોતાં સંતોષકારક રીતે આગળ વધે છે. પાંચ–છ ગુજરાતી ચોપડી શીખવી એ દરેક છોકરીને માટે સાધારણ થઇ પડ્યું છે; અને કેટલીક અંગ્રેજીનો પણ અભ્યાસ શરુ કરે છે. ફક્ત સાસરે મોકલવાની લાલસામાં માબાપ તેમને નીશાળમાંથી તરત ઉઠાડી લે છે, એ શોચનીય છે. હાલનો સમય જોતાં વધારે કેળવણી આપવી જોઇએ એ જરુરનું છે. આ ત્રિમાસિકમાં પણ સ્ત્રી–લેખકોના કેટલાક નિબંધો ઘણાજ સ્તુત્ય આવે છે એમ કહ્યા વગર ચાલતું નથી.

(ક) ત્રીજી શક્તિ આર્થિક. એના પર બુદ્ધિ અને અંગની ખીલવટનો આધાર રહેલો છે, એટલુંજ નહીં પણ તે વિના આપણે ભૂતલમાંથી ઉખડી જઇએ એવી ધાસ્તી રહે છે. પહેલાં કરતાં આપણા લોક વધારે

કમાતા હશે ખરા; પણ જમાનો બદલાયાથી ખરચો વધે છે અને તે પ્રમાણે આવક વધી નથી. આથી પહેલાં જેટલી મુડી કે આર્થિક શક્તિ આપણામાં નથી. એને માટે ઉપાય તો ફક્ત કેળવણી અને નવો ઉત્સાહ એજ છે. આપણા લોકોનો ઉત્સાહ કેટલો છે તે મુંબાઇ, સુરત અને વડોદરામાં ટુંક વખતમાં જે વસવાટ થયો છે તે બતાવી આપે છે. પણ આપણામાં એક ખોટા સંતોષની લાગણી છે તે આપણે દૂર કરવી જોઇએ. ફક્ત આપણા સ્થળમાં સાધારણ સુખમાં રહી શકીએ એ જીવનનો ઉદ્દેશ નથી. વધારે પૈસા ભેગા કરી તેનો લોકોપયોગી કામોમાં વધારે વ્યય કરીએ એ પણ ઉદ્દેશ રાખવા જેવો છે.

× × × ×

બે અંકમાં સામાજિક તંદુરસ્તીનાં બે મૂલતત્ત્વો–શક્તિ અને સ્વાતંત્ર્ય–પર કૈંક વિવેચન કર્યું; હવે ત્રીજું લક્ષમાં લઇશું. તેને 'સુદૃઢ ઐક્ય'–એકતાનતા–કહીશું તો ચાલશે. અંગ્રેજીમાં એને "કોહીરન્સ" (Coherence) કહે છે. સશક્ત શરીરમાં અવયવોનો એકમેક પર એવો આશ્રય હોય છે, બધી નસેનસ એવા ઐક્યથી પ્રેરિત હોય છે કે શરીરમાં ગમે ત્યાં કૈં પણ થાય તો આખું શરીર એકે અવાજે પોકારે છે. તેવીજ રીતે જીવંત સમાજમાં એવું લક્ષણ હોય છે કે તેમાંના ગમે તેના પર કૈં દુઃખ આવે, કોઇને કૈં પણ વિટંબના નડે તો આખો સમાજ એક વ્યક્તિ તરીકે એકે પ્રયત્ને તેનો રસ્તો લેવા મંડી જાય. આપણે હાલ ચાલતી લડાઇમાં જોયું કે અંગ્રેજી પ્રજા ગમે તેટલા જુદા મતમતાંતરથી આમતેમ તણાતી હતી, પણ જ્યાં સ્વદેશને ડરવાનું કારણ મળ્યું કે બીજી પળે વિરોધનો વિનાશ થયો, મતમતાંતરો અદૃશ્ય થયા અને આખી અંગ્રેજી પ્રજા એક વ્યક્તિની સુદૃઢતાથી જર્મની સામે થઇ. આ જુસ્સાનું નામ 'કોહીરન્સ' અથવા 'સુદૃઢ ઐક્ય'–એકતાનતા. જ્યાં સુધી આ તત્ત્વ સમાજમાં આવે નહીં ત્યાં સુધી તેને જીવંત કહેવી કે કેમ

એ શંકા ભરેલું છે. ગમે તે પ્રકારનું ગમે તેને દુઃખ પડે, તો પણ આખા સમાજે ખળભળી ઉઠવું જોઇએ, અને તે દુઃખ નીવારવા કમર કસી મથવું જોઇએ. જે સમાજમાં આવો જ્વલંત જુસ્સો નથી, જ્યાં દરેક મનુષ્ય પોતાનો એકલાનો સ્વાર્થ સાધી વીરામે છે, જ્યાં સામાજિક શ્રમ માટે યોજનાઓ અમલમાં મુકાતી નથી, ત્યાં જીવન નથી, ત્યાં સુધારો નથી, ત્યાં સંસ્કૃતિ નથી.

આ જુસ્સો આણવા માટે સમાજના માણસોને વિચારની આપલે કરવા માટે સ્થાન જોઇએ. પરિષદોનું મુખ્ય કામ આજ છે. જેમ માણસમાં આત્મા ઐક્ય પ્રવર્તાવે છે તેમ સમાજમાં કેળવાએલા અગ્રગણ્યોના વિચારથી સ્ફુરેલી ભાવના આત્મારૂપ હોય છે. અને તે આત્મા સંમેલન દ્વારાજ વ્યક્ત થઇ શકે છે. તે ઉપરાંત ચાલુ જમાનામાં છાપવાની સરલતા જુદાં જુદાં પત્રો દ્વારા લોકોને એકબીજાની ખબર આપી, વિચારોનું વલણ દર્શાવી તેને વધારે સ્પષ્ટ બનાવે છે. વળી તે દ્વારા એકજ જાતની ચારિત્ર્યભાવના લોકો આગળ મુકવામાં આવવાથી લોકોનું વલણ તે તરફ થાય છે. એકજ પ્રવૃત્તિમાં સાથેસાથે કામ કરવાથી પણ આ જુસ્સો વધે છે; અને જો એવી પ્રવૃત્તિ ન મળે તો પ્રસંગો ખોળી કાઢી, લોકોમાં સહજીવનનો જુસ્સો વધારવો જોઇએ. સાથે બેસવા અને સાથે ખાવાથી પણ આ જુસ્સો વધે છે. અને આપણી નાની નાની ન્યાતોથી પ્રસંગો નાના નાના થઇ ગયા અને હીંદુ સમાજમાં આ જુસ્સો આવ્યો નહીં. જેમ બને તેમ સહજીવન વધે એમ કરવું જોઇએ. તેની વચ્ચે આવતી અગવડો દૂર કરવી એ સામાજિક ઉન્નતિ સાધવાનું જરુરી પગલું છે. આ ઉપરાંત કેટલાંક સામાજિક દૂષણો એવાં હોય છે કે એકલે હાથે એક માણસથી તે નીવારાતાં નથી અને સમાજની સહાનુભૂતિ હોય તોજ દૂર કરી શકાય એમ હોય છે. દાખલા તરીકે ગરીબાઇ, રોગ, કે કોઇ અકસ્માત વખતે એકબે મનુષ્યના પરોપકાર પર આધાર રાખવાથી

સમાજને કૈં ફાયદો થતો નથી. આપણી હાલની પરિસ્થિતિ જોતાં આવી ચળવળોના નીચે મુજબ ભાગ પાડી શકાય:—

૧. સમાજની દરેક વ્યક્તિનો પહેલો હક અણુઘટતી નિરાધારીમાંથી બચવાનો છે. દરેકનું જીવન સારું કરતાં જે કૈં આકસ્મિક મુશ્કેલીઓ આવતી હોય તે દૂર કરી માણસને સરખી રીતે જીવન ગાળવા દેવું એ સામાજિક ન્યાયનો પ્રથમ સિદ્ધાંત ગણાય. તેને માટે દરેક ન્યાતમાં કે ગામમાં અનાથાશ્રમ જોઇએ. આપણાં હાલનાં અનાથાશ્રમો ભિક્ષા આપતાં હોય તે ડોળથી છોકરાઓ ઉછરે છે તે મોટી ભુલ છે. સારી રીતે ઉછરવું એ દરેક બાળકનો પહેલો હક; તેમ ઉછેરવાં તે સમાજની પહેલી ફરજ છે. ગમે તેવું નિરાધાર બાલક હોય તોપણ નિરાધાર સ્થિતિનું ભાન કરાવ્યા વગર તેને ઉછેરવું જોઇએ.

૨. સાધારણ જ્ઞાનનો દરેકને અધિકાર છે. અને જીવનમાં પોતાનો રસ્તો ખોળવા જેટલું ભાન આવે એટલી કેળવણી દરેક સ્ત્રીપુરુષને આપવી એ પણ સમાજની ફરજ છે. બીજા બધા દેશોમાં ફરજીઆત કેળવણી છે; આપણે અહીંઆ નથી, તો તે ખોટ ખાનગી ઔદાર્યની મદદથી પુરી પાડવી જોઇએ. કોઇને એવું કારણ ન મળવું જોઇએ કે ગરીબાઇના સબબથી સામાન્ય જ્ઞાન તેને ન મળી શકે.

૩. નિરાધાર, માંદા, દુઃખી આદમીઓને માટે એવાં સ્થાનો હોવાં જોઇએ કે જ્યાં ઘણાજ થોડા ખરચમાં દરેક માણસ હાલના જમાનાની કીંમતી સગવડોનો લાભ લઇ શકે. સુવાવડખાનાં, હોસ્પીટલ અને સેનેટોરીઅમ આપણા સમાજ માટે એટલાં વધવાં જોઇએ કે જેથી સમાજની કમનસીબ વ્યક્તિઓ તેનો લાભ લઇ શકે. મુંબાઇ જેવામાં આવી સગવડો વધતી જાય છે પણ બીજાં ગામમાં હજુ આ પવન વાયો નથી. એજ દેખાડે છે કે હજુ આપણા સમાજમાં સુદૃઢ ઐક્ય જોઇએ તેટલું આવ્યું નથી.

૪. હજુ અરસપરસ લાભકારક મંડળીઓ વધારે થતી નથી. આવી સહેલી અને સુખકર યોજનાઓ પણ આપણે ત્યાં ફત્તેહમંદીથી ચાલી શકતી નથી એ ખરેખર શોચનીય છે. એ યોજનાઓથી સારો અને સસ્તો માલ બધાને મળે છે અને લોકોમાં અરસપરસ સાથે ધંધો કરવાની ટેવ વધે છે. વળી ઉદારતાથી દાન લેનારમાં જે નીરાધારી આવી જાય છે તે પણ આવતી નથી.

આ પ્રમાણે જેમ શારીરિક તંદુરસ્તીનાં તત્ત્વો છે તેમ સામાજિક તંદુરસ્તીનાં પણ તત્ત્વો હોય છે; અને જ્યારે તે પુરેપુરી રીતે સમાજમાં ઉતરે ત્યારે સામાજિક શક્તિ ખરેખરી આવી એમ કહેવાય. તે આણવાને પ્રયત્ન કરવો તેનું નામ સેવા; અને તેની વિરુદ્ધ જે વસ્તુ જતી હોય તેનો નાશ કરવો તે વીરતા.



# સાહિત્યનાં પ્રેરક તત્ત્વો

સાહિત્ય એ દેશની, રાષ્ટ્રની વાણી છે; રાષ્ટ્રમાં ચાલતી પ્રવૃત્તિઓની દૃઢતા, તેમાં ઘુંટાતી ભાવનાની તેજસ્વિતા, તેમાં ઉદય પામતા નવા વિચારોની મહત્તા માપવાનું પહેલું સાધન છે. એક વખત એવો હતો કે જ્યારે સાહિત્ય એ થોડાઘણા સંસ્કારી જીવોના શોખનું સાધન હતું; અને વર્ષોનાં વર્ષો મજુરી કરી, થોડુંઘણું જ્ઞાન મેળવી ચીંથરાં પર કે તાડપત્ર પર લખી અથવા મોઢે રાખી તે સાહિત્ય ચિરંજીવી કરાતું અને બીજાઓને તેનો લાભ અપાતો. તે સમયે સાહિત્ય એટલે કેટલાક વિદ્વાનોની વિદ્વત્તાનું પ્રદર્શન; નહીં તો રાજા કે મહાપુરુષોને રીજવવાનું સ્તોત્ર. અને દરેક વિદ્વાન પોતાના સમયમાં વ્યક્ત થવા માગતી શક્તિઓના કરતાં તેની પહેલા થઈ ગયેલા વિદ્વાનોએ સાહિત્યદ્વારા પ્રગટાવેલાં તત્ત્વો તરફ વધારે ધ્યાનથી જોતો, તેને જ પોતાના લેખોમાં દર્શાવી, પુરાતન કાળથી ચાલી આવેલી કલાને પહેલાં જેવીજ ખીલવવા પ્રયત્ન કરતો.

યુરોપમાં કયાં સુધી "એરીસ્ટોટલ"ના અભ્યાસીઓ ઈતિહાસે સાધેલી પ્રગતિને ગણકાર્યા વિના તે ગ્રીક મહાત્માની પ્રતિભાને સજીવન કરવાના નિષ્ફલ પ્રયત્નો પાછળ જીંદગી બરબાદ કરતા. આપણા શાસ્ત્રીઓ તો અસલી સાહિત્યની અસ્ત પામેલી ભાવનાઓને વળગી રહી, મુળ કાવ્યને

ગુંચવતી નિર્જીવ ટીકાઓ ઉપરાંત કૈં વધુ કરી શક્યા નહીં. દરેક સમયની શી શી પ્રેરક શક્તિઓ છે, દરેક સૈકાની સંસ્કૃતિ પોતાના તત્ત્વોને ઉદય પમાડવા, પૂર્ણ કળાએ ખીલવવા અસ્તિત્વમાં આવી છે, તેનું ભાન પહેલાંના સાહિત્યકારોને થોડું હતું. સમયબળને ધિક્કારી કલાને ખાતરજ તેઓ કલાની સેવા કરતા; અને પુરાણુ કાળથી ઉંચી મનાતી રીતેજ પોતાની વિદ્વત્તા કેળવતા, બહાર પાડતા, અને રાજાઓને રીઝવતા.

પણ એ સમય વીતી ગયો. પાંચસે વર્ષ પર મેયન્સ નામના જર્મન શહેરમાં ગટનબર્ગે નવયુગ આરંભ્યો. તેણે છાપવાની કળા શોધી કાઢી, અને એક મહાપ્રયત્ને જુની સંસ્કૃતિ પર પડદો પાડ્યો; સાહિત્યના ઇજારદારોનો ઇજારો બંધ કરી તેમનો ખજાનો રસ્તાના ચાલનારને લુંટાવી દીધો; દરેક મનુષ્યના હાથમાં જ્ઞાનનું–સત્તાનું પ્રબળ સાધન સોંપી જે દુર્ગો પાછળ વિદ્યા ભરાઈ રહી હતી તેને જમીનદોસ્ત કર્યા. ગટનબર્ગ નવા જમાનાનો વિધાતા છે; પૃથ્વી પર વસતી મનુષ્ય જાતિને એક વાણી બક્ષી તેના શરીરમાં આત્મા સર્જ્યો. એણે પ્રગટાવેલા ચૈતન્યથી નવો ઇતિહાસ, નવું જીવન, નવી ભાવના–એક જાદુગરની ઈંદ્રજાળ માફક–ઉભાં થયાં. વિશ્વામિત્રે વેદના વારામાં નવી સૃષ્ટિ પેદા કરવાનો પ્રયત્ન કર્યો હતો; પંદરમા સૈકામાં ગટનબર્ગે નવી સૃષ્ટિ પેદા કરી.

તે નવી સૃષ્ટિમાં નવાં તત્ત્વો આવ્યાં. ઇજારદારોએ સંઘરેલી દોલત સામાન્ય લોકોમાં વહેંચાઇ અને તેમની બુદ્ધિની સમૃદ્ધિ, તરેહમાં તેમજ વિશાળતામાં વધી. ધીમે ધીમે જનસમાજ પર તે સમૃદ્ધિની અસર થઇ; આઘાતનો પ્રત્યાઘાત થયો; અને હંમેશને માટે જીવનનાં કેટલાંક તત્ત્વો મનુષ્યની બુદ્ધિનું મૂર્ત સ્વરુપ જે સાહિત્ય, તેમાં આવીને રહ્યાં.

યુગના જીવનમાં જે ખરાં તત્ત્વો હોય તેજ તે જમાનાનો ખજાનો, તેજ ભવિષ્યની પ્રજાને વારસો સોંપવા મેળવેલી દોલત; અને તે કેળવવામાંજ પ્રચલિત સંસ્કૃતિનું સાફલ્ય. અને ગટનબર્ગના વખતમાં ઉદ્ભવેલાં તત્ત્વોએ ત્યારથી વિજયયુદ્ધ આરંભી જીવનમાં તેમજ સાહિત્યમાં ફતેહના

ડંકા વગડાવ્યા છે; અને કાળ જેમ જાય છે તેમ તેમ તે તત્ત્વો સ્પષ્ટ થઈ માનવજાતિ કયે કીનારે ધસડાય છે તેનો વિચારશીલ માણસોને ખ્યાલ આપે છે. અને જેટલે અંશે જીવનમાં કે સાહિત્યમાં તે યુગનાં પ્રેરક તત્ત્વો ઉતરે તેટલે અંશે તે જીવન કે સાહિત્ય જીવંત કહેવાય. ઉત્ક્રાંતિમાં–પ્રગતિના આગળ વધતા પ્રવાહમાં જે લાયકમાં લાયક હોય તેજ તરી પાર ઉતરે. ડાર્વીન તેને "Survival of the fittest" કહેશે. આપણે જોઇએ છીએ કે માંદલાં, કમઅક્કલ, સમયાનુસાર વર્તન કરવા અશક્ત પ્રાણીઓ માટે દુનીઆમાં સ્થાન નથી. ઉત્ક્રાંતિને માટે જરુરી, સમય ખંડની મહાશક્તિરૂપ તત્ત્વો જે કોઈ–પછી તે વ્યક્તિ હોય કે સમાજ–પોતાનાં ન કરી શકે, પોતાને ઇતિહાસ સાંકળની કડીરૂપ ન બનાવી શકે તેને માટે કોઇને આશા નથી. તેવી " અયુક્ત " વ્યક્તિ કે સમાજને ગીતા પણ આશ્વાસન દેતી નથીઃ—

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।

અને તેનું દૃષ્ટાંત જોઇએ, તો આપણેજ જે કોઈ આપણો દેશ, લોકો, આપણા દેશની સમૃદ્ધિ, આ વિશાળ આર્યાવર્તની સ્થૂળ મહત્તા, આર્યોની ગગનભેદી ને વિશાળ બુદ્ધિ, અને માનવ ઇતિહાસના અલંકારરૂપ તેની સંસ્કૃતિ જુએ તો તેને પુછવાનું મન થયા વિના રહે નહીં કે અહીંઆ એવી શી ખોટ છે કે જેથી દુનીઆમાં તેનો હીસાબ નથી, અને ત્યાં ને ત્યાં તેના બાળકો બાપડા અને બીચારા થઈ ફરે છે ? તેનો જવાબ દેતાં પહેલાં પ્રશ્નો ઉદ્‌ભવશે. અર્વાચીન યુગનાં મહાતત્ત્વો આપણા જીવનમાં છે ? આપણે "Fittest"–"યુક્ત" છીએ ? આપણા સાહિત્યે તે લાયકાતનાં લક્ષણો ઘેર ઘેર પહોંચાડ્યાં છે ?

ચોપડીઓના લેખકો અને પ્રકાશકો વાચકોનો અભાવ જોઈ આંસુ પાડે છે; પણ તેમની કૃતિઓમાં લાયકાત છે ? શા માટે "કલાપીનો કેકારવ" અને સ્વામી રામતીર્થનાં ભાષણો માટે તે ફરીઆદ નથી કરવી પડતી ? જીવ વિનાના ખોળીયાંને કોણ હાથમાં લેશે ? પ્રગતિ મરેલાંનો–

મરવાને આળસે જીવતાનો હીસાબ ગણુતી નથી. મરેલું થયું એટલે "કાઢો, કાઢો", મુખથી ભાખવું પડે. પરણવી હોય તો કોઈ જીવતીજ સ્ત્રી જોઇએ; ઇજીપ્તના જુના વિજ્ઞાનશાસ્ત્રે અમર કહેલી "મમી" રાજકુમારી ન કામ લાગે–તે તો કોઈ પ્રદર્શનનો ખુણોજ શોભાવે.

તેમાં આપણા ગુજરાતમાં–કમનસીબ, વેપારી બુદ્ધિના, ભાવનાહીન ગુજરાતના જીવનમાં અને સાહિત્યમાં નવા યુગનાં તત્ત્વો આવ્યાં છે કે કેમ એ વિચારવા માટે ઘણો વખત અને સ્થળ જોઇએ. હમણાં તો ઉપરટપકે તેનું સિંહાવલોકનજ થઇ શકે: અને કારણો દર્શાવ્યા વિના કયા સાહિત્યકારમાં શાં શાં તત્ત્વો છે ને નથી તેજ કહી શકાય. સાહિત્યમાં તત્ત્વો ક્યાં ક્યાં છે તે તેમાં શું લખ્યું છે તે જોઇ નક્કી થઇ શકે નહીં: પણ કાલક્રમે શૈલીની રચનામાં, વિચારો અને ભાવોની તરેહમાં, તેની અસર અને સત્તામાં જે ફેરફારો થાય છે તે, અને તે અરસામાં માણસ અને સમાજમાં થએલા ફેરફારો, એ બેને સરખાવીએ અને ઇતિહાસની એકતાના પ્રકાશમાં તેનો અર્થ કરીએ ત્યારેજ તે તત્ત્વો સ્પષ્ટ થઈ શકે છે. આપણું સાહિત્ય બંગાળ અને મહારાષ્ટ્રના સાહિત્ય સાથે સરખાવી શકાય એમ નથી; તો પછી યુરપના જીવન્ત સાહિત્ય, જેમાં જીવનના નાનામાં નાના ફેરફારનું પ્રતિબિંબ પડે છે, તેની સાથે તો તેનું નામ પણ કેમ લઇ શકાય? આ કેટલાંક સાહિત્યોમાં બધાંજ અર્વાચીન તત્ત્વો ઘણે અંશે હસ્તી ધરાવે છે; આપણે ત્યાં એવો એક પણ લેખક ભાગ્યેજ મળે છે કે જેની કૃતિમાં એક કે બે કરતાં વધારે તત્ત્વ નજરે ચઢતાં હોય.

પહેલું તત્ત્વ સ્વાતંત્ર્ય છે. જીવન અને સાહિત્યની એકમેક પર થતી જબરી અસરથી સાહિત્યમાં ફેરફાર શો થયો છે તે જાણતા પહેલાં જીવનમાં થએલા ફેરફાર જોવા જોઇએ. ગટનબર્ગની શોધથી અને બીજાં કેટલાંક કારણોથી મનુષ્યની વિચારશક્તિ ખીલી. જ્ઞાનના, સત્તાના, ધનના ઇજારા સામું મહા યુદ્ધ શરુ થયું. "સ્વમતિ એજ

શાસ્ત્ર–પારકાએ અર્પેલા નિયમો એ ગુલામગીરી–પોતાની નજરે જોયેલું, પોતાની બુદ્ધિથી ગ્રહેલું તેજ માન્ય"–આ ઘણાં ક્ષેત્રોમાં ભયંકર પરિણામ નીપજાવનાર ભાવના આ જમાનામાં પેઠી. લ્યુથરે ધર્મના કોટોને ગબડાવ્યા; અને પોપે મહામહેનત સંરક્ષેલી ધર્મની સત્તા નિર્બળ કરી હોલાંડમાં આ તત્ત્વે પહેલો રાજકીય વિગ્રહ શરુ કર્યો; "પ્યુરીટનીઝમ"નું અડગ સ્વરૂપ ધારણ કરી ચાર્લ્સ પહેલાનું માથું કાપ્યું, સમુદ્ર તરી નવા ખંડમાં નવા યુગની રાજનીતિ મૂર્તિમાન કરનારી લોકશાસનની પદ્ધતિ પ્રસરાવી. તેણે યુરપમાં નાસ્તિકતા આણી; દેવળો તોડી સામાન્ય નાટકકાર સ્ત્રીને "બુદ્ધિની દેવી" તરીકે સ્થાપી; નેશનલ એસેમ્બ્લીમાં સર્વાનુમતે ઠરાવ કરાવ્યો કે ઈશ્વર નથી; અને આખરે તેણે ફ્રાંસમાં પ્રચંડ ભયાનક યુગાન્તરરૂપ સૃષ્ટિસંહારક તાંડવનૃત્ય કરી, નેપોલીઅને વગડાવેલા વિજયાઘોષના ઘોંઘાટથી યુરોપના બધા દેશોમાં પોતાની સત્તા સુદૃઢ કરી. ત્યાર બાદ રચાયેલી યુરોપીય રાજનીતિઓમાં તે તત્ત્વ સ્વીકારાયું: અને ઓગણીસમી સદીનો ઇતિહાસ તે તેની પ્રયાણકથાનું માત્ર એક પ્રકરણ થયું. હવે ફેર એટલોજ રહ્યો છે કે હવેના પ્રકરણોમાંથી પહેલાં ધસતા પ્રવાહોનું તોફાન કેટલેક અંશે અદૃશ્ય થયું છે. ઈંગ્લાંડમાં થયેલા "રીફોર્મ બીલ"નો શાન્ત ફેરફાર, પાશ્ચાત્ય સંસ્કૃતિના સંબંધથી એશીઆના ઉંઘતા દેશોમાં નવી આવેલી જાગૃતિ, ઈંગ્લાંડ અને અમેરીકામાં સ્ત્રીસ્વાતંત્ર્ય માટે મરદો અને સ્ત્રીઓ વચ્ચે ચાલતું યુદ્ધ; સામાજિક વ્યવસ્થામાં પેઠેલું વ્યક્તિસ્વાતંત્ર્ય, અને તેને પરિણામે વર્ણવ્યવસ્થાના જુના બંધનોનો અને જુની ધાર્મિક સંસ્થાઓનો હીંદ, ચીન. અને જાપાન જેવા સંરક્ષણપદ્ધતિની સેવા કરતા દેશોમાંથી વધતો જતો અભાવ–આ બધા વિજયો મેળવી નવા યુગના સમાજજીવનમાં પોતાનું સામ્રાજ્ય સ્વાતંત્ર્યે અચળતાથી સ્થાપ્યું છે.

આ શક્તિની સાહેલીરુપ બીજી મહાશક્તિએ પણ તેની સાથે રહી આ બધામાં ભાગ લીધો છે. 'સ્વાતંત્ર્ય'થી 'સમાનતા' એ એક ડગલું આગળ; તેમને એક ઢાલની બે બાજુઓ કહીએ તો ચાલે.

આ મહાશક્તિઓ સાહિત્યના ક્ષેત્રમાં પણ ઉતરી. જે તત્ત્વોએ રાજાઓના સિંહાસનો ડગમગાવ્યાં, અને ધર્મિષ્ટોએ ભાવથી સંઘરેલા આચારવિચારોને તુચ્છકાર્યો, તેણે સાહિત્યમાં પણ જુના નિયમો, કૃત્રિમતા અને આડંબરનો વિનાશ કરી વૈવિધ્ય, સમૃદ્ધિ અને પ્રભાવ આણ્યાં. વિદ્વત્તાની ટોચ પરથી નહીં પણ મનુષ્યત્વની સામાન્ય સપાટી પરથી મેળવેલાં ગમે તેવાં રત્નો સમાનતાએ શોધવા માંડ્યાં; અને સ્વાતંત્ર્યે તેને ગમે તેવાં, અશિષ્ટ છતાં આકર્ષક સાધન વડે પ્રદર્શિત કરવાં શરુ કર્યાં. સ્વાતંત્ર્યે વિવિધતા આણી. સમાનતાએ સરળતા સાધી. વિદ્વત્તાનાં મેરુશિખરો વધતાં અટકયાં, અને આસપાસની ભૂમિની ઉંચાઇ વધી. સ્વાતંત્ર્યે ગદ્યમાં સ્વચ્છંદતા આણી. કાર્લાઇલ અને રીકટરની પછાડા મારતી, અદ્ભુત ચિત્રમયતા છતાં સામાન્ય વાકયરચનાની અવગણના કરતી શૈલી ઉંચા પ્રકારના સાહિત્યમાં ઉદ્ભવી. બ્રાઉનીંગ વગેરે કવિઓની ગદ્યરુપે દેખાતી પણ રસથી છલકાતી કૃતિઓએ ફુટપટીથી માપીને લખતા કવિઓને પ્રભાવ, વાક્પાટવ ને કવિત્વશક્તિમાં શરમાવ્યા; રુસો, ગીટી ને બાયરને સાહિત્યનો વસ્તુપ્રદેશ વધાર્યો—મહાકાવ્યમાં મહાભારતોને લખવાં છોડી, હૃદયના અસ્પર્શ્ય ને અકથ્ય લેખાતા ભાવોને તેમની અમર કૃતિઓમાં મૂર્તિમાન કર્યાં. સમાનતાએ સામાન્ય વિદ્વત્તાવાળું સાહિત્ય પેદા કર્યું. ચારેગમથી સમૃદ્ધિ છલકાઇ. ગમે તે પ્રકારે વિચાર પ્રગટાવી, તેને ગમે તેવું પણ રુચિકર સ્વરુપ અર્પી, દુનીઆના માનસિક દરીઆના મંથનમાં પોતાથી બને તે નાંખી, ભવિષ્યમાં નીકળવાનાં રત્નો પેદા કરવા તરફ પોતાનો ફાળો આપવો. એ સાહિત્યનો મુખ્ય ઉદ્દેશ થયો.

જ્યારે અંગ્રેજી સત્તાના પરિણામે પશ્ચિમ જોડે આપણો સંબંધ બંધાયો ત્યારે આપણું સાહિત્ય, આપણા સમાજની માફક કૃત્રિમ નિયમોની જુલમી જંજીરમાં સપડાયું હતું. નાટકમાં કરુણારસથી ભરપુર અંત લાવી, ધીરોદાત્ત સીવાય કોઇ પણ જાતના નાયકવડે રસની

શુદ્ધતા કે ભવ્યતા પ્રાપ્ત કરવાની છુટ નહોતી. કાવ્યોમાં જુના છંદો, જુનાં પાત્રો, જુના ભાવો, જુના અલંકારો સીવાય બીજું કૈં દાખલ કરવાની મગદૂર કોઇની થતી નહોતી; ગદ્ય જેવા તુચ્છ, સામાન્ય સાધન-ની મદદ લેવાનું હીનપત કોઇ ધરતું ન હતું. આવા આવા અનેક બંધનોમાં બંધાઇ ગુર્જરગીરા મહામુશ્કેલીએ સંસ્કારી પુત્રોના સંસ્કાર ચોડાઘણા બહાર પાડતી; અને એના ગુંગળાટથી, નવા થએલા પહેલી પીઢીના સાહિત્યકારો પણ પરોઢીયાના આછા આભાસમાં ફાંફાં મારતા હોય તેમ થોડું કૈં જોઇ શક્યા, થોડું કૈંક સમજી શક્યા અને બાકીનું બધું અસ્વસ્થતામાં ને અંધારામાં એમનું એમ પડ્યું રહ્યું. સ્વભાવે જુની ભાવનાવાળા દલપતરામે કાવ્યમાં સમાનતા ને સરળતા છેક નિરસ બનાવી. સ્વતંત્રતાના ભક્તશિરોમણિ નર્મદે તે દેવીનું માનસિક ધ્યાન ધર્યું, પણ તેનો સંદેશ હૃદયે ઉતારી તે તાદાત્મ્ય મેળવી શક્યો નહીં; પણ તેની પાછળના ભક્તો તે મેળવી શક્યા. દાખલા તરીકે રા. નરસિંહરાવે સમાનતાને પરિણામે આત્મકથનનાં (Subjective) કાવ્યો લખ્યાં. પછી કલાપી થયો. સ્વાતંત્ર્ય અને સમાનતાની પરમ-ભક્તિના ઉત્સાહની ધૂનમાં તેનો રસિક, અમી ઝરતો આત્મા પુરાણા સાહિત્યે પહેરાવેલી બેડીઓ તોડી વ્યોમના સ્વર્ગીય વાતાવરણમાં વિહ-રવા અને વિહરાવવા ઉડી ગયો; અને મનુષ્યહૃદયની મન્દાકિનીને તીરે રહેલાં રત્નો લાવી ગુર્જર દેવીને ચરણે મુક્યાં. તેણે ભૂતકાળ પર પડદો પાડ્યો. નવા યુગનાં તત્ત્વો કાવ્ય દ્વારા ગુજરાતમાં પ્રસારી આ જમાનાના સાહિત્યનો તે મુકાની બન્યો.

કાવ્યમાં સ્વાતંત્ર્ય વીશે લખતાં સ્વરૂપમાં સ્વચ્છંદ સ્વીકારનારી રા. નાનાલાલની કૃતિઓ તરત યાદ આવે છે. પણ તેમાં સ્વાતંત્ર્ય સ્વરૂપમાં જ છે; આત્માનાં જુનાં બંધનો ઘણાં રહ્યાં છે. છુટીછવાઇ સમાનતા નજરે ચટે છે, પણ લેખક તેને સામાન્ય ગણી દૂર રાખતા

મથતા હોય તેમ લાગે છે. રા. નાનાલાલની શૈલી ગુજરાતના ભાવિ પદ્ય કરતાં ગદ્ય પર વધારે અસર કરશે એમ જણાય છે, અને તેથીજ આધુનિક જમાનાના એક ઉગતા સાહિત્યકાર તરીકે તેમની ગણના થાય છે તે ખરી છે, એમ કહ્યા વિના ચાલતું નથી. ગદ્ય એ સમાનતાનું મુખ્ય ક્ષેત્ર છે; અને નર્મદનું તેમાં સ્થાન મોટું છે. પણ સ્વાતંત્ર્યના તોફાન તેમજ વૈવિધ્ય વિના તે પ્રભાવશાળી બની શક્યું નહીં. મેઘગર્જનાની ચિત્તભેદક શક્તિ ધરાવી મણિલાલની શૈલી સ્વાતંત્ર્યનો સાક્ષાત્કાર કરાવે છે. પણ જેમ મણિલાલ વિચારે જુના હતા તેમ તેમની શૈલી સમાનતામાં અર્વાચીન થઈ શકી નહીં; વિદ્વત્તાની ટોચેથી નીચી ઉતરી સામાન્ય સંસ્કાર ભણી સ્નેહભીની થઇ નહીં. આપણા ગદ્યગગનના બીજા મહાગ્રહ ગોવર્ધનરામ કહી શકાય. તેમનું ગદ્ય ઘણે અંશે કલાવાળું છે; સમાનતાની વિશાળ નજર, ઘણા ભાવો દર્શાવવાની શક્તિ અને વર્ણવવાની શક્તિ તેમાં છે. પણ તેમાં સ્વાતંત્ર્યની વિવિધતા અને પ્રભાવ નથી. બુદ્ધિપ્રાધાન્યના તોરમાં ઉમળકાને તે જતી કરે છે, બાણુદણ્ડીના કૃત્રિમ વાતાવરણમાં ઉછરી હોય તેમ સ્વાભાવિકતા કે સરળતા લાંબો વખત રાખી શકતી નથી. ગદ્યમાં નવલકથા એ સમાનતાના સાહિત્યનો પ્રથમ વિભાગ છે; અને તેમાં તો આપણી નિર્જીવ સંપત્તિ જોતાં ગોવર્ધનરામ પ્રથમ–એક પુરાજ છે. પણ છતાં એટલું તો કહેવું જ જોઇએ કે તે ક્ષેત્રના પુરા અધિકારીને જોઇતી સરળતા કે સ્વાતંત્ર્ય "સરસ્વતીચંદ્ર" ની પુરાણ જેવી નવલકથામાં નથી. ઘણી વખતે મનુષ્યહૃદયના આદિગુરુ તરીકેની નવલકથાકારની પદવી છોડી ગોવર્ધનરામ, જુના સામાજિક અને નૈતિક નિયમોના પાલક તરીકે બહાર પડી સાહિત્યને જુની દુનીઆના ડહાપણની વેદી પર હોમી દે છે; છતાં તે જુના જમાનાનાં સારામાં સારાં લક્ષણોનો આકર્ષક રીતે સાક્ષાત્કાર કરી તે યુગ તરફ આપણા હોસવાતા મોહને પ્રદિપ્ત કરે છે. જેવો કલાપી નવા જમાનાનું સાહિત્યદ્વાર

બોલતો ઉભો રહ્યો છે, તેમ ગોવર્ધનરામ ગયા જમાના પર બારણું વાસે છે. વાસતાં વાસતાં સ્નેહથી, સહૃદયતાથી, નવા યુગની અપેક્ષા રાખે છે—તેનાથી રખાઈ જાય છે.

ગુજરાતમાં ઉભરાતાં ચોપાનીયાંઓ, વાર્તાઓ, કવિતાઓ, અનેક ઉદ્દેશથી પ્રગટ થતી સાહિત્યમાળાઓ જનસમાજમાં આ તત્ત્વોનો વિકાસ સિદ્ધ કરે છે. પરભાષાના વધતા જતા શબ્દો ને અલંકારો ભાષાને સમૃદ્ધિવાન કરે છે, અને નવા વિચારોને ઉત્સાહથી સત્કારે છે.

ત્રીજું તત્ત્વ ઓગણીસમા સૈકાની પેદાશ છે. સ્વાતંત્ર્ય અને સમાનતાના પ્રચંડ ઉત્સાહસમુદ્રના નેપોલીયનના વિગ્રહ જેવા પ્રલય–તરંગે, જુના સમાજ સાથે અથડાઇ પોતાનાં જલને ચારે દિશામાં પાથર્યાં ત્યારે તેના વીખરાતા મોજાના ફીણમાંથી જે લક્ષ્મી સમી મહાશક્તિ બહાર આવી તે રાષ્ટ્રીયતા. નેપોલીયનના લશ્કરી સામ્રાજ્યે યુરોપમાં વસતી પ્રજાને એક નાથે નાથી; ગુલામગીરીના અસહ્ય અ-સંતોષથી તેમનાં ભિન્ન લક્ષણો સતેજ કર્યાં—તેમનું વ્યક્તિત્વ ખીલવ્યું. ઓગસ્ટસ્ કોન્ત જેવાની પ્રેરણાથી એવી માન્યતા પ્રગટી કે જનસમાજ છુટાંછવાયાં જન્તુનો સમુચ્ચય નથી, પણ જુદાં જુદાં અવયવોથી શોભિત જીવન્ત શરીર છે. વળી એ પણ ખાત્રી વધતી ગઇ કે આખા માનવકુલની સજીવ એકતા અનુભવવાના દિવસો આવ્યા નથી; પણ એક જાતની, એક સંસ્કૃતિએ કેળવેલી, એક તરેહની ભાવનાઓએ પુરાણ કાળથી પ્રેરેલી પ્રજા તે એક વ્યક્તિ—એક રાષ્ટ્ર છે. દેશ જાનવરોને માટે હોય; ભૂગોળવેત્તાની સગવડ માટે તે જુદો કહેવાય. પણ જીવન્ત પ્રજા માટે—પ્રગતિ માટે તો રાષ્ટ્રજ હોઇ શકે. યુરોપના મહાન દેશો રાષ્ટ્ર નામથીજ ઓળખાય છે. ધીમે ધીમે આ ખ્યાલ સ્પષ્ટ થતો ગયો; રાષ્ટ્રોમાં મનુષ્યના શરીરસમી સુદૃઢતા વધી; ભવિષ્યની દુનીઆ રાષ્ટ્રોમાંજ વહેંચાવી જોઇએ એ રાજ્યનીતિનો ચોક્કસ

સિદ્ધાન્ત થઈ પડ્યો; અને યુરોપમાં હાલ ચાલતા દારુણ મહા વિગ્રહનું મુળ કારણ–મિત્રરાજ્યોએ માથે વહોરેલા ભયાનક કર્ત્તવ્યનો ખરો ઉદ્દેશ અસ્વાભાવિક જર્મન મહત્ત્વાકાંક્ષા તોડી, રાષ્ટ્રીયતા જાળવવાનોજ છે. નેપોલીયનના વિગ્રહે જે પહેલાં બે તત્ત્વો માટે કર્યું તે આ વિગ્રહ આ તત્ત્વ માટે કરશે. આ તત્ત્વ આપણા દેશમાં ઘણું મોડું આવ્યું; પણ એકબે પ્રાન્તોમાં તેનો જુસ્સાભેર પ્રવાહ વધ્યો છે–અને સ્થાનિક સાહિત્યને પ્રેર્યું છે. પણ બંગાલ, પંજાબ અને મહારાષ્ટ્રમાં આજથી પચાસ વર્ષ પહેલાં જે ઉગતો આભાસ દેખાતો હતો, તેવો આજે પણ આપણે ત્યાં નજરે ચડતો નથી.

આ તત્ત્વ સાહિત્યમાં બે સ્વરુપે જડે છે. આપણા રાષ્ટ્ર તરફ ઉછળતી ભક્તિ દર્શાવવી એ એક પ્રકાર છે; અને આપણામાં રમી રહેલી પણ અવ્યક્ત અર્વાચીન રાષ્ટ્રભાવનાઓને મૂર્તિમાન કરવી એ બીજો પ્રકાર છે. નર્મદમાં આ તત્ત્વનો ભાસ થાય છે; હરિ હર્ષદ જેવામાં એક જાતની કૃત્રિમ લાગતી શુરવીરતાનો જુસ્સો જણાય છે; પણ તેમનામાં દેશના વ્યક્તિત્વને જીવન્ત સ્વરુપ અર્પી, જનનીની માફક તેને હૃદયમંદિરમાં સ્થાપી, તેને માટે પૂજ્યબુદ્ધિ, કે માતૃભક્તિ દેખાતી નથી. તેમજ દેશમાં શાંશાં નવાં તત્ત્વો દાખલ થયાં છે તેને જોઇ, જીવનમાં ઉતારી સાહિત્યમાં સાક્ષાત્કાર કરવા તેઓ પ્રેરાયા/સ્નેહમંદ થયા નથી. તેમનો વખત જરા જુદો હતો. પણ આ જમાનાના આગળ પડતા ગણાતા સાહિત્યકારોએ પણ આ તત્ત્વ હૃદયમાં ઉતાર્યું હોય, કે કૃતિમાં વ્યક્ત કર્યું હોય એવું દેખાતું નથી. ગોવર્ધનરામના હજાર પાનાના "સરસ્વતીચંદ્ર"માં આવેલા, જ્ઞાનભંડારને શરમાવે એવા વિષયવૈવિધ્યમાં પણ રાષ્ટ્રીયતાને ઊર્મિભર્યું સ્થાન નથી. ક્યાં તે અને ક્યાં બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય! જેટલો ફેર બંકીમના પાત્રોની દૃઢતા તથા ભાવનાશાળી કાર્યદક્ષતા અને સરસ્વતીચંદ્ર તથા કુમુદસુંદરીના કલામય, ભાવમય પણ વીર્ય-

વિહીન રુદનોમાં, તેટલોજ ફેર બંગાળાના જીવન્ત સાહિત્યમાં અને આપણા—મરેલું કહીશું?—સાહિત્યમાં દેખાય છે. આપણા હાલના કવિઓમાં શ્રેષ્ઠ કવિ જ્યારે ભારત ભૂમિની શ્રેષ્ઠતા પુરવાર કરવાને 'ઇંદુકુમાર'માં લાંબું, ભયંકર શબ્દે વિભૂષિત ભાષણ રજુ કરે છે ત્યારે ખેદ થયા વિના રહેતો નથી. શી આપણા સાહિત્યની ખુબી કે બીજા પ્રાંતના સાહિત્યમાં આર્યાવર્તનાં કીર્તનો અમર શૈલીમાં ચીતરાયાં છે ત્યારે આપણે ત્યાં કવિમાં નથી ઊર્મિ—નથી ઉમળકો—નથી ભક્તિના અર્ઘ્યની ભવ્યતા; પણ જાણે કહેતાં શરમાતા હોય, મહામુશ્કેલીએ શ્રેષ્ઠતા સિદ્ધ કર્યા વિના છુટકો ન હોય, રખેને કોઈ દેશને અન્યાય થઈ જતો હોય, જાણે માતાને પ્રેમ અર્પતા પહેલાં દુનીઆની બધી સ્ત્રીઓ કરતાં તેનું સૌંદર્ય વધારે છે એમ સિદ્ધ કરવુંજ જોઇએ તેમ ભૂમિતિયા સિદ્ધાંતની ચોક્કસ ગણત્રીથી 'પૂર્વ અને પશ્ચિમનાં પલ્લાંની દાંડી ભારત છે' એમ ચોક્કસ રીતે પુરવાર કરવામાં આવે છે. ગુજરાત વાણીઆનું, વ્યાપારીઓનું, પલ્લાંની દાંડી વાપરનારાઓનું મુખ્ય સ્થાન છે; ખુબી એ છે કે એ ભાન આપણાં કાવ્યોમાંથી પણ જતું નથી! બીજા પ્રકારની રાષ્ટ્રીયતા તો સ્પષ્ટ રીતેજ આપણા સાહિત્યમાં નથી. આપણી પ્રાચીન મહત્તા સજીવન કરવી—ગુર્જર દેશની રસઝરતી ભૂમિનાં સ્થળે સ્થળ સાહિત્યદ્વારા કાવ્યમય કરવાં—આપણી ઉછળતી આશાઓ, આપણી પ્રચંડ અભિલાષાઓને સચોટ શૈલીમાં બહાર પાડવી—આ બધું હજુ બાકી છે; ક્યારે થશે એ ભવિષ્ય જાણે!

ચોથું એક તત્ત્વ સાહિત્યની નવી બદલાયેલી સ્થિતિથીજ નીપજ્યું છે. જ્યાં સુધી સાહિત્ય લુટાઉનારા કેટલાક માણસોની મીલકત હતી, ત્યાં સુધી કલાને માટેજ કલા સેવવી એ સાહિત્યનો આદર્શ મનાતો. જેમ 'સેન્ડો' જેવો કસરતબાજ ખેલાડી સ્નાયુનો અપૂર્વ ઘાટ મેળવવા મરી મથે, તેમ સાહિત્યકારો સાહિત્યને ઘસી-

શ્વસી તેમાંથી સૌંદર્યજ ઝળકાવવા મથતા. પણ જ્યારે નવા જમાનાની પરિસ્થિતિથી વધતા રજોગુણે લોકમતને સામ્રાજ્યને સિંહાસને બેસાડયો —અને તે વાળવો તથા કેળવવો તે પહેલાંના રાજાઓ રીઝવવા જેટલોજ જરૂરનો દેખાયો ત્યારે સાહિત્યસેવકોને ભાન આવ્યું કે સૌન્દર્ય સાથે કર્તવ્યપ્રેરકતા—એ સાહિત્યનું બીજું અને વધારે જરૂરનું અંગ છે. સૌંદર્યસેવાથી હૃદય ગુંજતું કરી, ઉચ્ચ ભાવનાઓ પ્રેરે અને મનુષ્ય જીવનને પૂર્ણતાના સોપાન માર્ગે ચઢાવી, કર્તવ્યમાં અપૂર્વતા, દૃઢતા અને એકનિષ્ઠા લાવે ત્યારેજ તે સાહિત્ય સફળ કહેવાય. પૈસા, શક્તિ કે સાહિત્યની પુંજી એકલી હોય તે નકામી; તે કેવી રીતે વપરાય છે, તે શું કર્તવ્ય પ્રેરે છે તે જોઇનેજ પુંજીદારની કીંમત અંકાય અને ત્યારેજ કંજુસાઇના આક્ષેપમાંથી તે છુટે. જ્યારે હીંદુ સમાજ જીવન્ત હતો ત્યારે સાહિત્ય પણ કર્તવ્યપ્રેરક હતું. ગીતા અને મહાભારત રસાત્મક છે; પણ રસાત્મક રહીનેજ તે વિરામતાં નથી; તેમાં રસાત્મક વાકયો નિશ્ચલ શાસનની સત્તાથી કર્તવ્ય પ્રેરે છે—ઉત્સાહ પેદા કરે છે. જીવન એ પ્રયત્ન છે—ભગીરથ અને પ્રભાવશાલી; અને તે કર્તવ્ય વેદિએ હોમતી વખતે ગાવાનાં સ્તોત્ર તે સાહિત્ય—આ આપણા પૂર્વજો સારી પેઠે સમજતા હતા. બાકીનાં બધાં થોથાં—ઉધાઇના સતત પ્રયાસે કોરી કાઢેલો કચરો. જ્યારે હીંદુ જીવનમાંથી પ્રભાવ પરવાર્યો. અને સમાજમાં વધારે ને વધારે જડતા પેઠી ત્યારે પ્રેરણાહીન કાવ્યોની રચના વધતી ગઇ; કાવ્યનો રસાત્મક વાક્યમાંજ અસ્ત થયો; અને હલકા આદર્શનો બચાવ કરવા "કલાને માટેજ કલાસેવન" મહામંત્ર થઇ રહ્યો. હાલનું આપણું નિર્જીવ સાહિત્ય પણ આ આદર્શથીજ નીપજ્યું છે અને તેણેજ જુસ્સાદાર સાહિત્યના અનેક ફણગા ઉગતા ડામ્યા છે. કોયલના ટહુકાર અને વેણુના મીઠડા સ્વર, અને રુપેરી ચંદ્રિકાનાં શીતળ અમીઝરણોથી ઉદ્ભવતા 'અનેરા આલ્હાદ'ના મીઠા, નમાલા અનુભવોના પૂજકોની રોગિષ્ટ રસ-

મયતાથી ભરપુર કૃતિઓ જીવનને તુચ્છ, ચેતનવિહીન બનાવી મુકે છે. તે કૃતિઓમાં કળા છે, રસ છે, ભાષાની સમૃદ્ધિ છે; પણ સાથે અત્યંત રસભોગથી પેદા થએલી નામર્દાઈ પણ છે.

સાહિત્ય અને જીવન જુદાં નથી પણ એક છે. જ્યાં સુધી જીવન મહાભારત સમું યુદ્ધનું સ્વરુપ નહીં લે ત્યાં સુધી "મહાભારત" લખાય નહીં. કાર્લાઈલનો તો એજ મત હતો કે "To write an epic one must live an epic". પણ આપણે ત્યાં અનેરા આલ્હાદોના સવાદીઆંઓ આવા સાહિત્યની અસરથી જીવનને નિર્માલ્ય રસમયતાથી ભરપુર કરી, કલામય જીવન ગાળવાની વ્યર્થ ભાવના પાછળ ઝંખી ઝંખી, દેશના સાહિત્યની ખરી જરૂરીયાતો તરફ અંધ બની, રસિકતાના લેબાસમાં હીચકારાપણું ઢાંકી, આત્મસંતોષી, ક્ષુદ્ર જીંદગી ગાળે છે. જીવન્ત રાષ્ટ્રનું જીવન અને સાહિત્ય વીર્યવાન હોય છે, અને સમયના મહાપ્રશ્નોનું નિરાકરણ કરવા કળાને શસ્ત્ર બનાવી નિશ્ચયાત્મક બુદ્ધિથી આગળ વધે છે. મીલ્ટનનું ભવ્ય વાક્પાટવ અને ક્રોમવેલની પ્રતાપી રાજ્યનીતિ એજ બે સાથે રહી શકે; અને જે દેશમાં, આ લોકશાસનના દિવસોમાં મોજશોખની ઇન્દ્રપુરીમાં પણ વકીલાત જેવા નિરુત્સાહી ધંધામાંથી એસ્ક્વીથ જેવા નર નીપજે કે જે સમય આવે જીવનનાં બધાં તત્ત્વો વિકસાવી આખા સામ્રાજ્યને સરદારી હેઠળ રાખી શકે, તેજ દેશમાં–એવા રત્નની ખાણમાંજ સાહિત્ય જડે. માત્ર વિષયસુખના ઉપદેશોમાંજ તે મહત્તા હોય, તો તેનો તો દરેક પ્રાણીને અધિકાર છેજ.

આ ચાર તત્ત્વો જમાનાની નવી પ્રેરક શક્તિઓ છે; અને જીવનને તેમજ સાહિત્યને તેની સત્તા નીચે આવ્યા વિના છુટકો નથી. જુના વિચારને આ તત્ત્વો ગમે તેવાં ખરાબ અને હાનિકારક લાગે, તો પણ તે આવવાનાં તો ખરાંજ. ધર્મિષ્ઠોની ખુમની દરકાર વગર

ન્યાતો ઢીલી થાય છે–સંસારમાં નવી રચના રચાય છે; અને કહેવાતા સાક્ષરોને ગમે તેટલાં કમકમાં આવે પણ સાહિત્ય નવયુગનાં તત્ત્વો સ્વીકારશેજ–સ્વીકાર્યા વિના તેનો જયવારો છેજ નહીં. અને જે લેખ, જે કૃતિ, જે સંસ્થા આ મહાશક્તિઓની સત્તા બહાર જવાને ઇચ્છી તેનો દ્રોહ કરવા તત્પર થશે–તે પ્રગતિનો અવરોધ કરી ભવિષ્યને શાપ સમાન થઇ પડશે.



# "ધી આર્ય સમાજ"

(લેખકઃ શ્રી લાલા લજપતરાય.)

લૉંગમેન એન્ડ કંપનીએ પ્રગટ કરેલું આ પુસ્તક હીંદી વિષયો પર લખાયેલાં અંગ્રેજી પુસ્તકોમાં આગળ પડતું સ્થાન લેશે એમ જણાય છે. આપણા પરમ દેશભક્તની કલમ અને જુસ્સો, અને જે સંસ્થાને તેમણે પોતાની ગણી પોતાનું સમગ્ર જીવન આપ્યું છે તે તેનો વિષય, એટલે પરિણામ અસરકારક અને સુંદર થાય તેમાં નવાઇ જેવું નથી. વિનાશકો કરતાં પૂજકોજ વસ્તુનું રહસ્ય સારી રીતે જાણી શકે—જોન્સન-ને બોસ્વેલજ પુરેપુરો સમજે—ગ્લેડસ્ટનને મોર્લીજ; એટલે શ્રી લજ-પતરાયની કલમેજ સ્વામી દયાનંદની આબેહુબ છબી ચીતરાય. છતાં લેખકે પોતાની હંમેશની શાન્ત અને સાદી રીતે ઘણાજ આછા રંગ પુરી—અને ત્યાં સુધી બીજાનાજ રંગો સ્વીકારવા ચિત્રને ખરેખરું પ્રેરક કર્યું છે. વિદેશી પ્રેક્ષક, અને તટસ્થ રહેલા વિવેચકનું દૃષ્ટિબિંદુ પણ તેમાં નજરે ચઢે છે; અને છતાં ભક્તની ભક્તિ, અને હીંદુનો સ્વધર્મ પ્રત્યેનો પ્રેમ તેમાંથી ખસ્યાં નથી.

આર્યસમાજની પ્રવૃત્તિઓ પણ શાન્ત નિષ્પક્ષપાતથી વર્ણવી, આ પ્રતાપી સંસ્થાની ઉત્તર હીંદુસ્થાનમાં શી સ્થિતિ છે તેનો ખ્યાલ વાચકને તેણે આપ્યો છે. અને ચોપડીનો મુખ્ય ઉદ્દેશ તો આર્યસમાજ પર મુકાતો રાજદ્રોહના આક્ષેપનો સત્યકથનથી સંહાર કરવાનો હોય એમ લાગે છે. છતાં અજાણ માણસને તેમાંથી જ્ઞાન મળ્યા વિના રહેતું નથી. આપણા પ્રાન્તમાં, જ્યાં આર્યસમાજની પ્રવૃત્તિ ઘણી મંદ છે ત્યાં આ પુસ્તક ખાસ ઉપયોગી થઇ પડશે એમાં સંશય નથી.

છેલ્લાં સો વર્ષ થયાં આપણા દેશના ઉદ્ધારાર્થે હજારો સંસ્થા પેદા થઇ છે, હજારો પુરુષોએ પોતાનો મહામંત્ર બહાર પાડ્યો છે.

રાજા રામમોહનરાયે વૈદિક એકેશ્વરવાદમાં માનતા છતાં, યુરપના સંબંધથી કેળવણી પર શ્રદ્ધા રાખી; કેશવચંદ્ર સેને હીંદુત્વને ખ્રીસ્તી સ્વરુપ આપી પશ્ચિમ અને પૂર્વના ભેદો તોડવાની હોંસ ધરાવી હતી; સ્વામી વિવેકાનન્દે હીંદુ તત્ત્વજ્ઞાનના પુનર્જન્મથી દેશ સચેતન થશે એવી આશા રાખી હતી; નેશનલ કોંગ્રેસ રાજકીય ફરીયાદો સાથે બેસી કરવાથીજ ઉદ્ધાર થશે એમ માને છે; સોશીયલ કોન્ફરન્સ બુદ્ધિવાદી જ્ઞાને આપણને સુધારવા મથે છે.

આ બધા મતોથી હાલ કૈં ફેરફાર થયો છે-સારો, તેમજ ખોટો. પણ જો કોઇએ દીર્ઘદૃષ્ટિએ જોયું હોય કે આ દેશના બાવીસ કરોડ હીંદુઓમાં એકધર્મી રાષ્ટ્રીયતા ધર્મમાર્ગે ખીલવવાથીજ આ દેશનો ઉદ્ધાર થશે-અને તે માટે હીંદુધર્મને નવું સ્વરૂપ આપી તેને વિજયવાન, આગળ પડતો, દુનીઆ જીતતો ધર્મ કરવો એ પહેલું કર્તવ્ય છે, તો તે સ્વામી દયાનન્દ સરસ્વતીએજ. સો વર્ષે, પાછા આપણે હીંદુ યુનીવર્સીટી ને હીંદુસભા તરફ વળીએ છીએ; પાશ્ચાત્ય જ્ઞાનથી અણજાણ દયાનંદે પચાસ વર્ષ પર તેવી યોજનાઓને સફળ કરી હતી. જેઓ ધાર્મિક જુસ્સા વગર તેત્રીસ કરોડ અજ્ઞાન માણસોના ઉદ્ધારની આશા રાખે છે તેમને કાર્યની મહત્તાનું ભાન નથી-રાષ્ટ્રકારની ભવ્ય કલ્પનાશક્તિની જરા પણ પ્રસાદી નથી. પાશ્ચાત્ય કેળવણી અને સંસ્કૃતિથી આપણે બુદ્ધિપ્રધાન થઇ ગયા છીએ અને વિચારની ઘટમાળમાં કાર્યદક્ષતાનાં ઠેકાણાં રહ્યાં નથી. જે ભાવનાઓ આપણી રગોમાં ફરતી થવી જોઇએ તે આપણા લોકોમાં એકતાનતા આવ્યા વિના કદી થવાની નથી. અને તે એકતાનતા આપણી હીંદુ સંસ્કૃતિના પુનર્જીવન વગર આવવાની નથી. આપણા દેશના દેવો તેજ આપણને ઉદ્ધારશે; પરદેશી તે પુતળાંજ.

સ્વામી દયાનન્દના જીવનના આશય માટે નીચે પ્રમાણે લેખક લખે છે (પા. ૨૫૧):-

"ધાર્મિક બાબતોમાં દુનીઆ જીતવી એ તેની નેમ હતી. પણ તે જાણતા હતા કે આ ભગીરથ કામ અહીંઆંથીજ શરુ કરવું જોઇએ. અને તેના સ્વદેશબાંધવોને આ જ્ઞાનની વધારે જરૂર હોવાથી પહેલા અનુયાયીઓ તેમાંથીજ મેળવવા જોઇએ. તેથીજ તેણે નિશ્ચય કર્યો કે હીંદુઓને તેમનું હીંદુત્વ પાછું આપવું જોઇએ, એટલુંજ નહીં પણ તેમને બીજા દમડાવનારાઓ સામે હીંદુત્વનું સંરક્ષણ કરતાં શીખવવું જોઇએ...... હીંદુ વિચારો તમોગુણી મટી રજોગુણી થાય, નામર્દાઇ છોડી શક્તિસેવા સ્વીકારે, અને હંમેશાં રણમાં પાછાં પગલાં ભર્યા કરતાં વિજયી વીરોની હાક શીખે તે તેને જરુરનું દેખાયું......"

લેખક આર્યસમાજ શું કરવા ઇચ્છે છે તે જણાવતાં આગળ લખે છે કે "આર્યસમાજનું લક્ષ્ય લોકોના વિચારમાં અને જીવનમાં સદંતર ફેરફાર કરવાનો છે. વેદના વિચારો, અને વેદના જીવન ઉપર આધાર રાખી નવું રાષ્ટ્રીય ચારિત્ર્ય ઉપજાવવું એ તેનું લક્ષ્ય છે...... હીંદુ ધર્મ તે માત્ર હીંદુ રીતરીવાજના રક્ષક તરીકે નહીં પણ હીંદુ ચારિત્ર્યને સજીવ કરનાર તરીકે થવો જોઇએ......"

આ વિચારો અને આશયો કોને ખરાબ લાગે—તેનાથી કયા હીંદુમાં નવું જીવન નહીં આવે?

શ્રીયુત લજપતરાયે આર્યસમાજની જે પ્રવૃત્તિઓ લંબાણથી દર્શાવી છે તેના પર વિવેચન કરવા જતાં આ સમાલોચના જરા લાંબી થઇ જાય. પણ આર્યસમાજનું નામ દેતાં બે સંસ્થાઓ તો યાદ આવ્યા વિના રહેતી નથી. એક દયાનંદ એંગ્લો-વેદીક કોલેજ. બંગાળાગાં રાષ્ટ્રીય કેળવણીનો વિચાર થયો તે પહેલાં—જ્યારે અંગ્રેજી પદ્ધતિ અને વિચાર આપણા શ્વાસ ને પ્રાણ હતા—જ્યારે પાદરીઓએ મગજમાં ઘાલેલાં ભૂતોની સત્તા નીચે આપણે આપણું બધુંજ તુચ્છ માનતા હતા તે દુઃખમય દિવસે દયાનંદની પ્રતિભાએ પ્રેરેલા આદર્શોથી ૧૮૮૫ માં આ કોલેજ સ્થપાઇ, અને જે જરૂરીઆતો આપણને

હાલ લાગે છે તે ખરા સ્વરૂપમાં તેના અનુયાયીઓને જણાઈ. ડી. એ. વી. કૉલેજની સ્થાપના વખતે બહાર પડેલી યોજનામાંથી લેખક નીચેના શબ્દો ટાંકે છે (પાનું ૧૮૦):-

"કેળવણીના સારામાં સારા લાભો ત્યારેજ સધાય કે જ્યારે તે રાષ્ટ્રીય કેળવણી થાય, એમ દરેક વિચારશીલ માણસને લાગશે: મનુષ્યની બુદ્ધિને સતેજ કરવી, અને સારી અને તંદુરસ્ત કસરતથી કેળવવી તેજ કેળવણીનો હેતુ છે એ તો નિઃસંશય છે; અને જ્યારે આ હેતુ પાર પડે ત્યારે કેળવણી સારી ગણાય......પણ માણસ પોતાને માટે જીવતો નથી પણ જે સમાજમાં તે રહે છે, અને જેનો તે જન્મથી, રહેવાસથી અને ઐતિહાસિક કારણોથી સભ્ય છે તે સમાજના ભલા માટે તે જીવે છે. આનું નામ રાષ્ટ્રીયતા...... તેથી ખરું જોતાં કેળવણીની પદ્ધતિ એવી જોઈએ કે જેથી વ્યકિતઓનાં સામાન્ય રાષ્ટ્રીયતા સાથેનાં બંધનો દૃઢ થાય...... અને તેથી આ સંસ્થાનો મુખ્ય હેતુ એવો છે કે રાષ્ટ્રીય માતૃભાષા અને અન્ય ભાષાઓના અભ્યાસને ઉત્તેજન મળી કેળવાયલા અને બીનકેળવાયલા વર્ગનું એકીકરણ થાય; સંસ્કૃતના અભ્યાસથી નૈતિક અને ધાર્મિક તત્ત્વોનું જ્ઞાન વધે; નિયમિત જીવનથી સારી અને સબળ ટેવો પડે. અંગ્રેજી સાહિત્યનું જ્ઞાન વધેઃ અને વિજ્ઞાનશાસ્ત્રના પ્રચારથી દેશની આર્થિક સંપત્તિ સુધરે."

બીજી સામાજિક સંસ્થા ગુરુકુળની છે. પાશ્ચાત્ય કેળવણીનાં કેટલાંક તત્ત્વોએ આપણા રાષ્ટ્રીય સંસ્કાર ભ્રષ્ટ કર્યા છે; વિલાસનો અને સ્થૂલ સુખોનો શોખ જે કેળવણીથી પેદા થાય છે તે આપણી સંસ્કૃતિમાં ઉદ્ભવેલા અભ્યાસીઓની ખાનાખરાબી કરે છે; શોખ અને મોજના સાધનોના આકર્ષણે ત્યાગનો અભાવ ઉત્પન્ન થઈ, ચારિત્ર્ય ભીષ્મ, એકાગ્ર, પ્રચંડ થવા પામતાં નથી-આ સત્યો જોવા, અને તેને દૂર કરવા એક દૂષણહીણ સંસ્થા સ્થાપી થોડી બુદ્ધિના પણ ભગીરથ

કર્તવ્યપરાયણતાવાળા, રસહીણા પણ ભાવનાવાળા નરરત્નો પેદા કરી, દેશની દાઝે તેમને પલકમાં પ્રાણ આપવા તત્પર કરનાર—તે કે મહાત્મા મુનશીરામ અને તેમના ગુરુ સ્વામી દયાનંદની મહત્તાનો નાનો-સુનો દાખલો નથી. અમને ખાત્રી છે કે ગુરુકુળોના અભ્યાસીઓ જ્યારે સારા જથ્થામાં બહાર પડશે ત્યારે દેશને જરુર મગરુરીનું કારણ મળશે અને હીંદુ સંસ્કૃતિ ફત્તેહમંદીથી ફેલાશે.

આર્યસમાજ હીંદુ અજ્ઞાન સમાજને સુધારવાનું પ્રથમ સાધન છે એ તો લોકો કબુલ કરતા જાય છે. અને વેદના વારામાં હીંદુ સંસ્કૃતિ જન્મ પામી ત્યારથી તેના નેતાઓ અને અગ્રેસરોના—વિશ્વામિત્ર, કૃષ્ણ, બુદ્ધ અને શિવાજી જેવાના વર્ગમાં સ્વામી દયાનંદનું સ્થાન ઘણું ઉંચે રહેશે એ નિઃસંશય છે. એ ઘણી શોક કરવા જેવી બાબત છે કે તેના ઉત્સાહી અનુયાયી જે મહાન કાર્ય ઉત્તરમાં કરી રહ્યા છે તેનો ખ્યાલ આપનાર પુસ્તક આપણી ભાષામાં નથી. જો તેનો ખ્યાલ આવે તોજ આપણને સમજ પડે કે ધર્મને નામે ચાલતી બીજી પ્રવૃત્તિઓ કરતાં દયાનંદે આરંભેલી પ્રવૃત્તિ કેટલી ઉંચા પ્રકારની છે.



## "હીસ્ટરી ઓફ ઇન્ડીયા"

લેખકઃ વામન સોમનારાયણ દલાલ, બી. એ.

(ઋગ્વેદના વારાથી માંડીને બૌદ્ધમત ઉદ્ભવ્યો ત્યાં સુધી-૧૯૧૪)

એક અંગ્રેજી કવિ ઊર્મિઓના ઉલ્લાસમાં લખી ગયો છેઃ "ઓ ઇશ્વર! કાલ અને સ્થળના અંતરનો વિનાશ કર, અને બે પ્રણયીઓને પાસે લાવ." જ્યારે જ્યારે આર્યાવર્તના ભૂતજીવનનો ખ્યાલ મનમાં આણીએ–જ્યારે આપણું હાલનું ક્ષુદ્રજીવન વીસરી, આપણે છોકરાં બાર વર્ષે પરણાવશું કે તેર વર્ષે, ન્યાત આજે તોડશું કે જમાડશું, એક ડીગ્રી વધારે મેળવશું કે ઓછી, રાજ્યના તાબેદાર થઇશું કે કોંગ્રેસમાં ઠરાવ મુકશું, આવી આવી અનેક બહાદુરીઓને વીસારે મુકી આપણે કલ્પનાના તરંગે ખેંચાઇ વેદના વારાની વાતો વિચારીએ ત્યારે એમ થયા વિના રહેતું નથી કે સમયાન્તરને સંહારી તે ભવ્યતા પાછી મેળવાય તો કેમ? એક ફેરા સદેહે આપણે ઓક્સસનો ફલદ્રૂપ કીનારો છોડી, ઉછળતા ઉત્સાહ માટે સ્થાન ખોળતા આર્યવીરોની વિજયહાકો આ ભૂમિમાં સાંભળીએ; એક ફેરા વિશ્વામિત્ર, વસિષ્ઠ જેવા ઋષિઓને ગઇ રાતે બનાવેલાં તાજાં સૂક્તો વડે ઇંદ્ર, ઉષા, અને સિંધુને સંબોધતા જોઇએ; એક ફેરા પરશુરામની વિજયધજાનો આશ્રય લઇ ધરણીને ધ્રુજાવતા અખિલ વિશ્વમાં ફરી આવીએ; એક ફેરા હીંદુ સંસ્કૃતિના કેન્દ્રસ્થાન સરખા જનકના દરબારમાં હીંદુ ચારિત્ર્યના કર્મયોગને પ્રત્યક્ષ થતો ભાળીએ; ફરી એક વાર ભીષ્મની ભવ્યતા સામાન્ય બનાવે એવા અપૂર્વ પુરુષોત્તમની પાછળ હસ્તિનાપુરના હીંદુ-સામ્રાજ્યની મહત્તા અનુભવીએ; આ સ્વપ્નપરંપરા કોને મન આગળ નહીં ખડી થાય? પણ બીજી પળે જાણે મેરૂશિખરથી ગબડ્યા હોઇએ એમ આપણા તરફ જોઇએ છીએ–આ તે વીરોના પુત્રો, તેમના વારસાના અધિકારીઓ, તેમની મહત્તાના માલીકો?–જેમને જીંદગી છે પણ

જીવન નથી; જેમને ભૂતકાળ છે પણ વર્તમાન નથી; જેમને માણુસાઈ છે પણ મર્દાઈ નથી; જેમની આશાઓ જ્યાંત્યાંથી વર્ષો વિતાવવામાં સમાઈ છે; જેમને ભૂતકાળ માટે પ્રેમ નથી–તે સમજવાની શક્તિ નથી–તેને અનુસરવાનું જોમ નથી !–તે ભૂતકાળના દિવ્ય રંગો ફરી દીપાવી, તેને સાહિત્યમાં સજીવન કરવાની તસ્દી લેવી એ કૃતઘ્ની પુત્રોને શરમભરેલું લાગે એ સ્વાભાવિકજ છે. કોઇક દત્ત, કોઇક કુન્તે કૈંક મથે છે–નહીં તો અંગ્રેજી વિદ્વાનોને બાપની આબરુ સાચવવાનું સોંપી બાકીના બધા રોમ અને ગ્રીસના ઇતિહાસો શીખવા મંડી પડ્યા છે. પિતૃસ્મરણ છોડવું એ તો અધમતા; પણ પરઘેર તે સોંપી દેવું તેને માટે કયો શબ્દ વાપરીશું?

આવા કલંકમાંથી મુક્ત થવાના પ્રયાસ માટે રા. વામન સોમનારાયણ દલાલને અભિનન્દન આપવું જોઇએજ. ઉપરના નાના રુપાળા પુસ્તકમાં તેમણે આર્યો હીંદમાં આવ્યા ત્યાંથી તે મહાભારતના અંત સુધીનો ઇતિહાસ આપવાની કોશેશ કરી છે, અને તેમાં નવી શોધને તેમજ પુરાણની વાર્તાઓને સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. તે પ્રયત્ન માટે અભિનંદન આપી રહ્યા પછી અમારી અસંતોષની લાગણી દર્શાવ્યા વિના રહેવાતું નથી–રહી શકવું ન જોઇએ. ગુજરાતી ગૃહસ્થના પ્રયત્નને ઉત્તેજન આપવું એ અમારી ફરજ છે; પણ આ ઇતિહાસની ગણના ઇતિહાસના સાહિત્યમાં શી છે તે ન કહેવું એ પણ અમને ગુન્હા જેવું લાગે છે.

આપણી ઇતિહાસની ભાવના ઘણે ભાગે બદલાઇ ગઇ છે. પહેલાં ફક્ત રાજ્યપુરુષોની કારકીર્દી અને તેની તિથિઓમાંજ ઇતિહાસ સમાપ્ત થઇ જતો. પણ જેમ જેમ નવા જમાનાની સત્તા સાહિત્ય પર બેસતી ગઇ તેમ તેમ ઇતિહાસની બનાવટ પણ બદલાતી ગઇ. પ્રજાઓનું ઇતિહાસમાં સ્થાન, સંસ્થાઓની સમય પર અસર, પ્રગતિના વહેણની દિશાઃ આ બધી વસ્તુ પર વધારે ધ્યાન અપાતું ગયું. તેમાં દષ્ટિબિન્દુઓ

પણ અનેક થતાં ગયાં. કાર્લાઇલ ઇતિહાસના પ્રવાહમાં સમયવીરોનેજ પ્રાધાન્ય આપે છે; બકલે લોકોના વલણને ઇતિહાસ માને છે; એકટન જેવા એક કે બે તત્ત્વની ખીલવણીની નોંધ, તેજ તવારીખ એમ ધારે છે; અને રોમેશચંદ્ર દત્ત જેવા લોકોને પસંદ પડે એવી નાની, રસમય ચોપડી લખી પોતાની કૃતકૃત્યતા સફલ થઇ સમજે છે. આ બધા જુદાજુદા આદર્શોમાં નીચેના ત્રણ પ્રકારો સહેલાઇથી પડે છે:–

૧. જે ઇતિહાસકારો ફક્ત સત્ય બનાવો દર્શાવી ભવિષ્યની પ્રજાના જ્ઞાન માટે મોટી મોટી શોધોને લોકો આગળ રજુ કરે છે તે પહેલા પ્રકારના છે. વિચારને આધે રાખી, કલ્પનાશક્તિ કે ભાવને તિરસ્કારી, જુના જમાનાની રહેણીકરણીના પુરાવા ટાંકવાનો આ પ્રયત્ન હંમેશાં ઘણો મુશ્કેલ હોય છે. શાક્કાઓની શોધ, લેખોના તરજુમા, સાહિત્યનો અભ્યાસ આજ એટલાં આગળ વધી ગયાં છે કે એક નાના દેશના ઇતિહાસ પાછળ જીવન અર્પવાની જરુર પડે છે. લોર્ડ એકટને જાહેરમાં મુકેલો અર્વાચીન યુરોપનો ઇતિહાસ આ ભાવના પ્રમાણે લખાયો છે; અને જુદા જુદા વિષય ઉપર ઉંડા અભ્યાસીઓના પ્રયત્નની ગુંથણીથી તે પુસ્તકો બેમુલ થઈ પડ્યાં છે. હીંદુસ્થાનનો આવો ઇતિહાસ લખવો એ સહેલ નથી. હજુ શોધો પુરેપુરી થઇ નથી; લેખોના અર્થનો નિર્ણય થયો નથી; સાહિત્ય અને લોકકથાનો અભ્યાસ જોઇએ તેવો થયો નથી. અને તેમાં આ વિશાળ દેશનાં વિવિધ રાજ્યો, અગણિત પ્રજાઓ, અનેક ભાષાઓ અને હજારો રાજ્યોની ઉથલપાથલો પર વિવેચકની તીક્ષ્ણ નજરથી જોવું અને તેમાંથી ઐતિહાસિક બનાવોની તારવણી કાઢવી એ ઘણું કઠણ છે. વીન્સેન્ટ સ્મીથે આપણા ઇતિહાસના થોડાક વિભાગ માટે આ કર્યું છે, અને એનો પ્રયત્ન બીજાઓને ઉત્તેજનદાયક થઇ રહ્યો છે.

૨. બીજા પ્રકારના ઇતિહાસની નેમ ભૂત સમયને સજીવન

કરવાની હોય છે. સત્ય વસ્તુને આધારે ઇતિહાસ રચી તેમાં રસિકતા અને ભાવને વધારે પડતું સ્થાન આપવામાં આવે છે; અને મનુષ્યજીવન ભાવપ્રધાન હોવાથી આવા ઇતિહાસની અગત્ય ભવિષ્યની પ્રજાની કેલવણીને માટે હોય છે. દુનીઆમાં ક્યાં ક્યાં પુસ્તકો ચીરંજીવ થઇ પડ્યાં છે તેની જો નોંધ રાખીએ તો આપણને ખાત્રી થશે કે જે પુસ્તકમાં જ્ઞાન અને ભાવનું મિશ્રણ કરેલું હોય છે તેજ અમર થઇ શકે છે. કાર્લાઇલનું 'ફ્રેન્ચ રેવોલ્યુશન' કે મેકોલેનો 'ઇંગ્લંડનો ઇતિહાસ' રસ અને ચિત્રની અદ્ભુતતા સાચવી ખરા બનાવોને ગમે તેમ મચડે, તો પણ અમર સાહિત્ય તરીકે તેજ પંકાવાનાં. લોકો મરેલાનાં હાડ-પીંજર જોવા માગતા નથી; પણ તે જીવતા હતા ત્યારે કેવા હતા તે જોવા માગે છે. અને સજીવન વિદ્યા જે જાદુગર વધારે જાદુથી વાપરી શકે તેજ ભવિષ્યની પ્રજાને પ્રિય થઇ પડે છે. પણ આ જાદુ માટે શૈલીનો પ્રભાવ અદ્ભુત જોઇએ, કલ્પનાશક્તિમાં સર્જકતા જોઇએ, અને કઇ રીતે તે ચિત્ર રજુ કરવું છે તેની દૃષ્ટિ અસ્ખલિત જોઇએ.

૩. ત્રીજા પ્રકારના ઇતિહાસો એક રીતે યોગની દૃષ્ટિથી લખાયેલા હોય છે. ઇતિહાસના બનાવોની પરંપરા ક્યા નિયમોને આધારે થાય છે, ક્યાં ક્યાં તત્ત્વો ખીલવે છે, કઇ કઇ દિશામાં વહે છે, આ બધું જોઇ તે બધાનું સ્પષ્ટીકરણ કરવું એ ઉંચામાં ઉંચો ઐતિહાસિક સાહિત્યનો પ્રકાર છે એ નિઃસંશય છે. જર્મનમાં શ્લેગલ વગેરેની "ફીલોસોફી ઓફ હીસ્ટરી", લેકીના "બુદ્ધિવાદ તથા લોકશાસન"ના ઇતિહાસો જેવા આ જમાનામાં પ્રગટ થતા અનેક ઇતિહાસો આ દૃષ્ટિબિંદુની અગત્ય સિદ્ધ કરે છે.

આ ત્રણે જાતની ઐતિહાસિક સામગ્રીને એક ઇતિહાસમાં ભેગા કરવાનું ભગીરથ કામ ઘણું કૃત્તેહમંદીથી હજી થઇ શક્યું નથી. ગીબન જેવાની મહત્તા કેટલેક અંશે આ એકીકરણ કરવામાંજ સમાએલી

છે. પણ આ પ્રકારના હીંદુસ્થાનના ઇતિહાસો અત્યાર સુધી લખાતાજ નહોતા; કારણ કે પરદેશી ઇતિહાસકારો આપણાં છોકરાંઓને આપણી હલકાઇ, આપણી હારો અને આપણી નિર્બલતા શીખવવાના હેતુથીજ લખતા હોય એમ કેં લાગતું હતું. અને તે સ્વાભાવિક છે. તેઓ સત્તાના શાણપણમાં આપણને નિર્જીવ લેખે; આપણા ભૂતકાળ માટે તેમને પ્રેમ હોઇ નજ શકે એ પણ ખરું; આપણી રાષ્ટ્રીય પ્રતિભા તેઓ ન સમજે એ તો ચોક્કસજ; એટલે છેલ્લા બે પ્રકારના ઇતિહાસો તેમની કલમથી લખાય એ આશા રાખવી પણ નિરર્થક. અને તે કામ આપણેજ શિર રહે એ સ્વાભાવિક છે, તેમજ લાભદાયક પણ છે.

રા. દલાલના ઇતિહાસનો પ્રકાર આ ત્રણ પ્રકારોમાં કયો છે તેનો નિર્ણય કરવો જરા કઠણ કામ છે. એ ગૃહસ્થે પોતાનો ઉદ્દેશ નીચેના શબ્દોમાં મુકયો છેઃ—

“ મારે અહીંઆ જણાવવાની જરુર છે કે કોઈ મારો નવો સંપ્રદાય (Theory) રજુ કરવાનો દાવો હું કરતો નથી, પણ હીંદના લોકોના અસલી જમાનાના ચાલ્યા આવતા ઇતિહાસ સંબંધી શું શું નવી શોધો થઈ છે તેની ટુંકી અને સંયુક્ત કથા વાચક આગળ મુકવી એ મારો હેતુ છે.”

આ હેતુ મોટે અંશે પાર પડ્યો છે એમ અમે કહી શકતા નથી તેથી અમે દીલગીર છીએ. નવી શોધો વીશે લખતાં તેઓએ જો પાનાં નીચે તેનાં પ્રમાણો આપ્યાં હોત તો વાચકને વધારે સહેલાઇથી રા. દલાલના પ્રયત્નો, અને અભ્યાસનો લાભ મળી શકત; અને ભવિષ્યના લેખકને તે મદદરુપ થઇ પડત. આવતા ભાગોમાં એ પ્રમાણે રા. દલાલ કરશે તો તેમના ઇતિહાસની કીંમત લોકોની નજરમાં વધશે એમ અમને ખાત્રી છે.

બીજા પ્રકારમાં આ પુસ્તક આવી શકે એમ નથી. રા. દલાલનો અંગ્રેજી પરનો કાબુ જોઇએ તેવો સમૃદ્ધિવાન કે તેમની કલ્પનાશક્તિ જોઇએ તેવી સબળ દેખાતી નથી. અને વધારે શોચનીય તો એ છે કે એક

હીંદુ તરીકેનું પોતાનું અભિમાન તેમણે અદષ્ટ રાખ્યું છે અને ઇતિહાસને રાષ્ટ્રીય સ્વરુપ આપ્યું નથી. પહેલા બે દોષો સ્વાભાવિક છે. છેલ્લો દોષ આપણી કૃત્રિમ, અરાષ્ટ્રીય યુનીવર્સીટીની કેળવણીનો છે; તેને માટે કોઇનો વાંક કઢાય એમ નથી. પાનાં પછી પાનાં અમે ફેરવ્યાં—સુદાસ, સગર, પરશુરામ, રામ અને ભીષ્મનાં પરાક્રમો વર્ણવેલાં જોયાં—વેદના ઋષિઓની, ઉપનિષદ્‌ના કર્તાઓની, કપિલની, પતંજલીની કૃતિઓ વાંચી; પણ નહીં ઉછળી લેખકની ઊર્મિઓ અને નહીં ગાજ્યા તે હીંદના વિજયવંત ગૌરવને જોઇ; અને અમે પણ "ડેવીડ સીંકલેર" કે એવા કોઈ શુષ્ક પુસ્તકનો વિભાગ વાંચતા હોઇએ તેમ નિરાશામાં, ભાવના અભાવમાં ચોપડી પુરી કરી. રા. દલાલે પ્રસ્તાવનામાં લખ્યું છે એમ નહીં કરતાં જો તેમણે હીંદું આર્યાવર્ત્તનાં કૈંક તત્ત્વો તારવવાનો પ્રયત્ન કર્યો હોત તોપણ કેટલેક અંશે પુસ્તક વધારે આકર્ષણ કરત. કયાં તત્ત્વ ખીલવવા હીંદુ સંસ્કૃતિ ઉદ્‌ભવી, કયા નિયમોને આધારે તે સમાજનાં પરાક્રમો આટલાં ચિરંજીવી થયાં, કઈ ભાવના પાછળ હીંદુસમાજ આમ મથતો હતો, અને શી ભાવના તે પેદા કરી શકયો, દુનીઆની બીજી પ્રાચીન સંસ્કૃતિઓમાં આપણી સંસ્કૃતિનું સ્થાન શું, તેની અગત્ય શી હતી વગેરે રસમય પ્રશ્નોના થોડાં ઘણાં નિરાકરણની અમે રા. દલાલ જેવા અભ્યાસી અને ઉત્સાહી લેખક પાસે આશા રાખી હતી; અને ભવિષ્યના ભાગોમાં તે આશા ફળે એવી અમે આશા રાખીએ છીએ.

અમારી જાણ પ્રમાણે ગુજરાતમાં આ પહેલો મોટો પ્રયાસ છે. અને બીજરુપે આ ભાગ આશાજનક છે. પણ બધું કરતાં પહેલાં લેખકે મિથ્યા ડરને દૂર ફેંકવો જોઇએ. લેખક મટી કવિ—વૈદિક અર્થમાં દ્રષ્ટા થવું જોઇએ; અને દષ્ટિમર્યાદા વિશાલ કરી નવી સૃષ્ટિ પેદા કરતા હોય એમ હીંદુ મહત્તાનું સૃષ્ટિમાં શું સ્થાન છે તે દર્શાવવા ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ. નાના ઇતિહાસના લેખકોના નિર્જીવ નિયમોની અવગણના સાધવી જોઇએ. ભૂતકાલ-

ના ભવ્ય ભણકાર તેના કાનમાં વાગવા જોઇએ. તે ભણકાર પરથી એવું ભૂતકાલનું આર્યાવર્ત સરજાવવું જોઇએ કે જેથી વાચક જોઈ શકે કે આજ તે આર્યજનતી-કે જેના ભૂતકાલની મહત્તા અપ્રતિમ હતી-જેનું વર્તમાન અવનિના ઇતિહાસમાં અદ્ભુત છે-અને જેનું ભાવિ-જ્યારે તે સૃષ્ટિની સમ્રાજ્ઞી થઈ જીવન કેળવતી હશે તે ભવિષ્યના સોનેરી પાના પર અમર અક્ષરે લખાયેલું છે.



# અર્વાચીન યુરોપનો ઉષઃકાલ

છેલ્લાં બસો વરસ થયાં દુનીઆનો ઇતિહાસ તે યુરોપનો ઇતિહાસ ગણાય છે. એક મહાન વિંધ્યાચળની પેઠે તેની સત્તા અર્વાચીન ઇતિહાસના પ્રદેશમાં પડી છે. આજે ત્યાં મચી રહેલા યુદ્ધના પડઘા ચારે દિશામાં સાકાતે કંપાવે છે, ભવિષ્યમાં શું થશે તે વિચારો પ્રેરે છે; અને દુનીઆના ભવિષ્યનો આધાર યુરોપની આ લડાઇના પરિણામ પર રહેશે. આ યુદ્ધની વાતો સાંભળતાં સ્વાભાવિક વિચાર થાય છે કે જે નાટકની સમાપ્તિ અત્યારે ભજવાઈ રહી છે તેની રંગભૂમિ શી રીતે તૈઆર થઇ—તેની સામગ્રીઓ કેવી રીતે ભેગી થઈ?

જ્યારે અર્વાચીન યુરોપ ઉપરથી પહેલો પડદો ઉપડ્યો ત્યારે તેની સ્થિતિ વિચિત્ર હતી. પ્રજા દુઃખમાં, અજ્ઞાનમાં ભાર વહેતી હતી. રાજ્યમાં તેમનો હીસાબ નહોતો. રાજ્યનીતિમાં તેમને માટે કદર નહોતી. ગરીબી અને પરાધીનતામાં તેઓ સડતા હતા. 'ફ્યુડલ સીસ્ટમ'નો અસ્ત થયો હતો, છતાં તેનો આભાસ ચારેગમ દેખાતો હતો. ઉમરાવો ઘણીખરી જાગીરોના માલીકો હતા; ચહાય તે કરવાને સત્તા અને શક્તિવાળા હતા; અને પ્રજા ઉપર જુલમ કરવાને તેઓ પોતાને અધિકારી માનતા. રાજાઓ હતા, પણ નામનાજ—ખરું જોતાં, ઉમરાવોના મુખી; એટલે તેમની મહેરબાનીથીજ તેઓ સત્તા ભોગવતા. દેશનો પૈસો, રાજ્યની સારી સારી નોકરીઓ માંહોમાંહ વહેંચી લેવામાં આવતી.

શા માટે તેમને લોકોને માટે દરકાર હોય? તેઓ 'પાણીના વહેનારા અને લાકડાના કાપનારાજ' હતા; એક રીતે ગાયબેંસની માફક માલમીલકત હતા. તેવીજ રીતે થોડાક અપવાદો સીવાય તે વખતની મહાન ધાર્મિક સંસ્થા-કેથોલીક ચર્ચ-જુલમ ગુજારતી. મઠો ભરચક દોલત હાથ કરતા, અને સાધુઓ અને સાધ્વીઓને અધમતાનાં સાધનો પુરા પાડતા અને ઉમરાવોના જુલમને ધર્મને નામે માફી બક્ષતા. કોઇક વખત આ સંસ્થા ગરીબોની વારે ધાતી, પણ અપવાદરુપેજ.

યુરોપમાં આ રીતે બધે અંધારું હતું. મનુષ્યજીવનમાં પોતાનો ફાળો આપવા તે તૈઆર નહોતું. નવી સંસ્કૃતિ પેદા કરી દુનીઆ પર દોર ચલાવવાની શક્તિ તેનામાં નહોતી. ફક્ત એકબે કિરણોનો ઉદ્ભવ થયો હતો; પણ કોઇને ખબર નહોતી કે એ કિરણોએ આપેલી આશા ભવિષ્યની સોનેરી સવાર ઉઘાડશે. મધ્યકાલના યુરોપની પદ્ધતિનું સંરક્ષણ કરનાર કેથોલીક ચર્ચ હતું. તેણે મનુષ્યની બુદ્ધિને અંધશ્રદ્ધાની બેડીઓ પહેરાવી હતી. પણ માર્ટીન લ્યુથર આવ્યો, યુરોપના ગુંગળાવતા વાતાવરણમાં બુદ્ધિસ્વાતંત્ર્ય આણ્યું, અને માનવ માત્રના સ્વતંત્ર વિચાર કરવાના અધિકાર માટે યુદ્ધ શરુ કર્યું હતું. ઈંગ્લંડમાં ઓલીવર ક્રોમવેલે તે અધિકારને રાજકીય સ્વરૂપ આપ્યું હતું. ત્યાં સુધી લોકો રાજાને ઈશ્વરનો અવતાર માનતા; તેની સત્તા દૈવી માની, તેની સામે થવું તે પાપ ગણતા. આ જુની રચનાની પવિત્રતા ક્રોમવેલે તુચ્છ પુરવાર કરી. ઈંગ્લંડના બધા મહાપુરુષોમાં ક્રોમવેલનું સ્થાન ન્યારુંજ છે. જુની પદ્ધતિ, જુનો અંધકાર, જુની ગુલામગીરીની મૂર્તિરૂપ થઈ રહેલું સિંહાસન તેને મન નિર્માલ્ય હતું. તેના ઉંડા, બહાદુર હૃદયમાં ખાત્રી હતી કે રાજા તે પ્રજાને માટે, પ્રજાના હક સાચવવા માટે છે. આ વિચાર હાલ સહેલો લાગે છે; તે વખતે નવો, ભયંકર, પ્રલયકારક લાગતો. પણ ક્રોમવેલ રુદ્રનો અવતાર હતો. જુની સૃષ્ટિ સંહારવાનું જરુરી કામ તેને કરવાનું હતું. અડધી ઉંમર તેણે સાદા શાંત જીવનમાં ગાળી હતી, છતાં અણીને વખતે તે યોદ્ધો, મુત્સદ્દી અને મહારાજા થઈ શક્યો.

ધર્મના પુનર્જીવનથી લોકો સંતોષાયા નહીં; ધર્મ તેમને મન જુદી દુનીઆનો રક્ષક હતો. અને જે બુદ્ધિસ્વાતંત્ર્યે ઈંગ્લંડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું તેણે બીજે બધે વિવેચક અને વિનાશક બુદ્ધિ પ્રેરી. કશું પણ પવિત્ર માનવું એ મુર્ખાઈ ગણાઇ. ઈશ્વર, ધર્મ, રાજા, સમાજ બધાં જુનાં જીવનની શૃંખલારુપ ગણાયા. પ્રજાએ બધાં બંધનો તોડવા માંડ્યાં. મશ્કરી, કટાક્ષ, અને તિરસ્કારનાં શસ્ત્રો વડે સાહિત્યે મારો શરુ કર્યો. વોલ્ટેરે એમ કહેલું મનાય છે કે "બાર મહાત્માઓએ (apostles) ખ્રીસ્તી ધર્મ યુરોપમાં આણ્યો; હું એકલો તેને કાઢી મુકીશ." રુસોએ માણસ જાત સાથે વેરભાવ કેળવી દરેકે દરેક સંસ્થાને ધીક્કારવા યોગ્ય સાબીત કરી. લોકોએ આસપાસનું દુઃખ જોવા માંડ્યું અને તેમને ખાત્રી થઈ કે આ દુઃખનું કારણ સામાજિક અને રાજકીય સંસ્થા છે. માણસ જન્મથી સુખી છે, સ્વતંત્ર છે. સંસ્થાઓ, રાજાઓ કૃત્રિમ બંધનોથી ગુલામગીરી આણે છે. કેન્ટ જેવા તત્ત્વજ્ઞાનીમાં આ જુસ્સાએ વિવેચક-શક્તિ પ્રેરી અને તેણે ઉંડા ઉતરી, જ્ઞાન વસ્તુ શું છે તેની શોધ કરવા માંડી અને માણસના જ્ઞાનની મર્યાદાઓ નક્કી કરી. ધણા કાયદા અને રાજ્ય શા માટે ઉદ્‌ભવ્યાં, તેને તાબે શા માટે થવું એ પ્રશ્નો વિચારવા મંડી ગયા.

અજાયબ જેવું તો એ છે કે આ સ્થિતિ લાવવા માટે રાજાઓજ જોખમદાર છે. બાહોશ રાજાઓને ઉમરાવોની ગુલામગીરી પસંદ નહીં પડી. તેમને એમ લાગ્યું કે લોકોને સુખ આપવાથી પૈસો વધશે અને પોતાની સત્તા દૃઢ થશે એટલે વધતા જ્ઞાનના પ્રકાશે તેમની રાજનીતિ વિશાલ કરી. આ બાબતમાં પહેલું પગલું રશીઆના મહાન પીટરે લીધું. તેના વખત સુધી રશીયા યુરોપની સંસ્કૃતિની મર્યાદા બહારનો જંગલી દેશ ગણાતો. તે પશ્ચિમ યુરોપમાં રહ્યો, અને ત્યાંની રીતભાત અને નીતિ મોસ્કોના જંગલી વાતાવરણમાં લઈ ગયો; રશીઆની જંગલી

જડતાને યુરોપીય સુધારાની ચમક આપી. બીજો એવોજ રાજા પ્રશીઆનો મહાન ફ્રેડરીક થઇ ગયો. તે સુધારાનો સેવક હતો; સામાન્ય લોકોની માફક જુની સંસ્થાઓની સામે હસતો; તેમને ધિક્કારતો. વોલ્ટેરનો તે મિત્ર હતો અને પોતાના રાજ્યમાં ફ્રાંસની સામાજિક સ્થિતિ અને ભાષા લાવવા મથતો. પ્રશીઆ ત્યાં સુધી જુના પડી ભાગેલા 'હોલી જર્મન સામ્રાજ્ય'નો અંત હતો; તેણે તેને લડાયક દેશ બનાવ્યો, અને જુના સામ્રાજ્યના ખંડીયેરને જમીનદોસ્ત કરવા માંડયું. ઇંગ્લાંડમાં ત્રીજો જ્યોર્જ રાજા આ બધાથી ઓછો બુદ્ધિશાળી અને ભાવનાશીલ હતો, તોપણ વાતાવરણની શક્તિને આધીન થઈ તેણે પણ ઉમરાવોની સત્તા તોડી.

પણ વીલાયતમાં તે પહેલાં એક બીજા મહાન નરે-જે રશીઆમાં પીટર અને પ્રશીઆમાં ફ્રેડ્રીક ન કરી શકયા-તે કર્યું. તે વીલીયમ પીટ સામાન્ય કુટુંબમાં જન્મી, બુદ્ધિ અને પ્રતિભાથી તે ઉમરાવોનો પણ સરદાર થઇ શકયો. લોકોની સત્તાનો તે પ્રતિનિધિ હતો. કોઇની રવાદારગી, ખુશામત કે રાજ્યખટપટ તરફ તેનો તિરસ્કાર અડગ હતો. સાત વર્ષના મહાન યુદ્ધ વડે તેણે અંગ્રેજી સામ્રાજ્યનો ડંકો ચારે દિશામાં વગડાવ્યો; લોકોના વિચારોને રાજ્યનીતિમાં સ્થાન આપી પ્રજામાં સ્વમાન અને જોખમદારી આણી; જ્યારે પ્રધાનોના જુલમથી કંટાળી ઉત્તર અમેરીકાએ સામ્રાજ્ય સામે બળવો કર્યો ત્યારે મરતાં મરતાં જાહેરમાં પોતાનો હર્ષ તેણે બતાવ્યો. વીલીયમ પીટ- ' મહાન કોમનર '-એ ઇંગ્લાંડના સામ્રાજ્યનો સ્થાપક છે; તેની સારામાં સારી ભાવનાને મૂર્તિમાન કરનાર વિરલ નર છે.

પણ તે વખતના યુરોપનું મધ્યબિંદુ ફ્રાંસનું પાટનગર પેરીસ હતું. ફ્રાંસની ભાષા સુધરેલી દુનીઆની ભાષા હતી-તેની રીતભાત લોકલોકમાં આદર્શ આચરણ મનાતી-તેના રાજાઓના રોફનું અનુ-

કરણુ કરવામાં બધા મોટપ સમજતા. ત્યાંનું રાજ્યતંત્ર ૧૪ મા લુઇએ સરજાવ્યું હતું. રાજા અસ્પર્શ્ય, સર્વશક્તિમાન, સર્વસત્તાનું મુળ મનાતો. ઉમરાવોના અધિકારો વિશાળ અને અખંડિત ગણાતા. પ્રજા આ બેના ચરણુની રજ હતી—તેમનાં સુખનું માત્ર સાધન હતી. લોકોની જીંદગી, રાજ્યનો પૈસો, એ બન્ને રાજાએ વહોરેલા નકામા યુદ્ધ પાછળ અને તેની રાખોનો શોખ સંતોષવા વપરાતાં. ખુશામતીયાના એક શબ્દે મોટા મોટાની નિર્દોષ જીંદગી જેલમાં પુરી થતી. ૧૪ મા લુઇએ આ રીતિને વજ્ર બનાવી હતી—તેમાં ફેરફારને માટે સ્થાન રાખ્યું નહોતું. તેના નબળા વારસોના હાથમાં પણુ તે વજ્ર પીગળ્યું નહીં. લોકોની ગુમરાણુ, વિદ્વાનોના કટાક્ષો પણુ તેના પર જરા અસર કરી શકયા નહીં. પ્રકાશના મધ્ય સ્થાનમાં તેનાં કિરણો પ્રસારવાને અવકાશ નહોતો.

આ પ્રમાણે યુરોપનું જીવન હતું. બધા આશાવાન હતા; આવતા પ્રલયના ઘુઘવાટાના કંઇક સ્વર સાંભળી રહ્યા હતા. આધુનિક જીવનનાં મહાન તત્ત્વો જુના કોટોમાં પડતી ફાટો કયારે વધે અને તેનો વિનાશ ક્યારે થાય તેની વાટ જોતાં હતાં. સમાજ સ્વાતંત્ર્ય માટે તલસતો હતો, નવી ભાવનાઓ સિદ્ધ કરવા મથતો હતો. નવા બાલકો તે ભાવનાના અસ્પષ્ટ ભણુકારા સાંભળી આતુર હૃદયે નવા યુગને આદરવા તૈઆર હતા.



# સામ્રાજ્યમાં સ્વરાજ્ય

લોર્ડ વીલીંગ્ડને થોડા દિવસ પર એક મંત્ર આપ્યો: "સામ્રાજ્યના દૃષ્ટિબિંદુથી વિચારો." શા માટે નહીં? બ્રીટીશ સામ્રાજ્ય જેટલું અમારું છે તેટલું બીજાનું છે. અમારા વડે તે સમૃદ્ધિવાન થયું છે, અમારા દેશે તે મહાન ગણાય છે, અમારા વીર નરોની મદદથી તે આજે યુરોપનાં રણક્ષેત્રો ગજવે છે. તેને જરુર પડી ત્યારે અમારો અસંતોષ ભુલી, અમારી આશાઓ અને નિરાશાઓ આઘી કરી અમે, ભીખારી હીંદીવાનોએ, અમારી ગરીબ બીચારી દોલત આગળ ધરી, અને બધું પાછળ નાંખી અમારા દેશબંધુઓને સામ્રાજ્યની અણી સાચવવા યુરોપ મોકલ્યા. કોણ કહેશે કે સામ્રાજ્ય અમારું નથી? અત્યાર સુધી ઈંગ્લંડને રાજકર્તા તરીકે આપણે ગણતા હતા–હવે બંધુ તરીકે ગણવાનો હક્ક સાબીત થયો છે. કેટલાક કહેતા હતા કે આવે વખતે હીંદીઓ સામ્રાજ્યના હિતની સામે પડશે. તે નિંદનારા ક્યાં છે? એક વર્ષ થયું; હીંદમાં શાંતિ છે, શ્રદ્ધા છે, જીતવાની આશા છે, તે જીત મેળવવા સ્વાર્થત્યાગ કરવાનો જુસ્સો છે. અમે હંમેશાં સામ્રાજ્યના દૃષ્ટિબિંદુથીજ જોઇએ છે. બીજા તેમ નથી કરતા. તેમને હવે તેમ કર્યા વિના છુટકો નથી. અવિશ્વાસને માટે સ્થાન નથી. ઈંગ્લંડ અને હીંદ હંમેશના સાથી થયા છે. ઇતિહાસે તેમને સાંધ્યા છે; કોની મગદુર છે કે તે તેમને જુદા કરી શકશે?

આપણા વૃદ્ધ દેશભક્ત દાદાભાઇ નવરોજી હંમેશાં કહે છે કે અંગ્રેજી પ્રજા પર વિશ્વાસ રાખો; થોડા ઘણા સત્તાના શોખીન અધિકારીઓ ગમે તેમ કહે પણ અંગ્રેજી પ્રજા સ્વાતંત્ર્યની શોખીન છે–ઉમદા સ્વભાવની છે. આ લડાઇ તેનો પુરાવો છે. સામ્રાજ્યની લડાઇ સ્વાર્થ ઉપરાંત પરમાર્થની છે. આપણું સામ્રાજ્ય એ સ્વાતંત્ર્યનું–રાષ્ટ્રીયતાનું

પ્રતિનિધિ છે; બેલ્જીયમની, આલ્સેસ-લોરેઇનની રાષ્ટ્રીયતા જાળવી, જર્મનીની સ્વાતંત્ર્યહીણુ સત્તાનો નાશ કરી, અવનિ પર સ્વરાજ્ય ને રાષ્ટ્રીયતા પ્રસરે તેને માટે તે મથે છે. આપણું લોહી આપણે સ્વાતંત્ર્યના પવિત્ર કાર્ય માટે રેડીએ છીએ. જે મહાન કાર્ય ફ્રાંસના ભયંકર યુગાન્તરે આરંભ્યું છે તે કામ આ યુદ્ધથી આપણે પુરું કરીશું. જ્યારે સામ્રાજ્યનો વિજયવાવટો ફરકશે ત્યારે દુનીઆના બધા દેશોને નીરાંત વળશે. તેઓની ભાવના સિદ્ધ થશે અને તેમની વચ્ચે નીતિ અને પરમાર્થના નિયમો સચવાશે.

ભવિષ્યનું બ્રીટીશ સામ્રાજ્ય દુનીઆના દેશોને નમુનારુપ થશે. ઈંગ્લંડ, સ્કોટલેંડ, આયર્લેન્ડ, ઓસ્ટ્રેલીયા, કેનેડા વગેરે સ્વરાજ્યવાળા દેશો-ઍંગ્લોસેક્સન રાષ્ટ્રો એક છત્રની છાયા નીચે રહે છે; હવેથી સામ્રાજ્યના બધા દેશો સાથે તેવોજ સંબંધ થયા વિના રહેવાનો નથી. જે પવિત્ર ધર્મ માટે સામ્રાજ્ય આજ લડે છે તે તેની બધી રગેરગમાં ઉતરશે-ઉતાર્યા વિના છુટકો નથી. આ ધર્મ ઈંગ્લંડના મહાન પુરુષો સમજતા અને તેમાંના જે અહીંઆં આવ્યા તે પણ સમજતા હતા. કેનીંગે ૧૮૫૭ નો ઢંઢેરો આપ્યો-રીપને સ્થાનિક સ્વરાજ આપ્યું-મીન્ટોએ કાઉન્સીલોનો સુધારો શરુ કર્યો. આ મંત્રનો ધ્વનિ હવે પુરેપુરો રાજ-નીતિમાં ઉતારવો પડશે. રીપન અને મીન્ટોએ જે પાયો રચ્યો તેનું ચણતર ભવિષ્યના નેતાઓને કરવું પડશે. એટલે હવે કકડો કોર વધારવા કે ઘટાડવા કરતાં હીંદની રાજ્યનીતિ કયા મહાન નિયમ પ્રમાણે રચવી તે વિચારવું પડશે. તે મહાન નિયમ સ્વરાજનો. જે સ્વાતંત્ર્ય અને સ્વરાજ કેનેડા અને ઓસ્ટ્રેલીયા ભોગવે છે તેનું અધિકારી હીંદ છે, અને તે તેને આપવુંજ પડશે. આટલા દિવસની આશાઓ પરિપૂર્ણ થયા વિના રહેશેજ નહીં. પચાસ વર્ષ ઉપરાંત હીંદે ધીરજથી વાટ જોઈએ છે; ધીમેથી અને શાંતિથી હવે એને તેનાં ફળ મળશેજ.

આ સમયે આપણા દેશના નેતાઓને માથે એક કર્તવ્ય પડતું છે; અને જે બે મોટી સંસ્થાઓ આપણા પ્રજામતનો અવાજ બહાર લાવી શકે એમ છે તેણે આ કામ ઉપાડી લેવું જોઇએ. એ બે સંસ્થાઓ તે નેશનલ કોંગ્રેસ અને મોસ્લેમ લીગ. પ્રજાએ અને સરકારે તેને સ્વીકારી છે; અને તેની ફરજ એ છે કે હીંદની આશાઓ જે હોય તેને સ્થૂલ સ્વરુપ આપી ચોક્કસ રુપ આપવું જોઇએ. કારણ કે યુદ્ધ જ્યારે પતી જશે ત્યારે સામ્રાજ્યની શી નવી રચના રચવી તે પર વિચાર ચલાવાશે અને તે વખતે આપણો પ્રજામત શો છે તે જાણવાનાં સાધનની જરુર પડવાનીજ. હીંદ શું ધારે છે, તેની શી આશા છે, તેનો જવાબ તૈયાર રાખવો એ આપણા અગ્રણિઓની પહેલી ફરજ છે. જેમ સામ્રાજ્યનો દરેક વિભાગ જવાબ તૈયાર કરે છે તેમ આપણે શા માટે ન કરવો ? ઘેર ગંગા આવશે ત્યારે આપણે મોં ધોવા જઇશું ?

આ વીશે કેટલાક ખુશામતીયા, ઇલ્કાબની ઇચ્છા રાખનારા અને ઠંડા મીજાજના માણસો એમ ધારે છે કે આપણે આપણી અસલની પદ્ધતિનેજ વળગી રહેવું; આપણે તો કકડો કકડો કરીનેજ પાળ બાંધવી. આવા માણસોમાં લાંબી નજર અને હૃદયની વિશાલતા નથી; અને આપણે દુર્ભાગ્યે આવા માણસો આપણે ત્યાં ઘણા છે. સંસારસુધારામાં પણ જરા જરા કરવાની પદ્ધતિ; રાજ્યનીતિમાં પણ તેમજ. આ પદ્ધતિએ આપણી પ્રગતિ અટકાવી છે. દરેક સુધારો કોઈ નિયમને આધીન હોવો જોઇએ. નિયમનો નિશ્ચય થાય તોજ કામ કરવાનો ઉત્સાહ આવે, ભક્તિ, દૃઢતા આવે—તોજ લોકોના હૃદયમાં શ્રદ્ધા વસે. જ્યાં સુધી આવો કોઈ નિયમ નક્કી ન થાય ત્યાં સુધી લોકો સમજે નહીં, રાજ્યકર્તાઓને રસ્તો સુઝે નહીં, સુધારકોનું કૈં વળે નહીં. તે નિયમ સ્વરાજ્યનો. હીંદને તે જોઇએ છે શા માટે ? પોતાનું ભવિષ્ય, પોતાની મહત્તા સિદ્ધ કરવા, તેની મહાન સંસ્કૃતિનું રહસ્ય વિકસાવવા. ઇતિહાસની ભયંકર મધ્ય રાત્રિમાં

તેણે દુઃખ વેઠ્યું તે આ નેમ સાધવાનેજ. સામ્રાજ્યને લીધે તે મળશે; અને તેમાં સામ્રાજ્યનો જયવારો છે.

પણ કેટલાક કહે છે કે આવી વખતે આ માગણી કરી સરકારને મુશ્કેલીમાં નાખવી ન જોઇએ. આવી જાતનો નિર્ણય કરવામાં સરકારને શી મુશ્કેલી પડશે તે સમજાતું નથી. બધું સામ્રાજ્ય માગણી કરે છે તેથી મુશ્કેલી જરા નથી નડતી–અને આપણે ક્યાં કહીએ છીએ કે આમ આપશો તોજ અમે મદદ કરીશું ? મદદ કરી અમે મુશ્કેલી દૂર કરી છે–કરીએ છીએ. અને નિખાલસપણે મદદ કરતાં શા માટે આપણી આશાઓ ન જણાવવી જોઇએ ? વગર બોલે કોઇનો હીસાબ ગણાયો છે ? આ વખતમાં સાધુ બની નિષ્કામ કર્તવ્ય કરવાની શા માટે ઇચ્છા રાખવી જોઇએ ? રાજ્યનીતિ એટલે દીર્ઘ દષ્ટિવાળો સ્વાર્થ. સામ્રાજ્ય આજે આપણા પર રાજ કરે છે તે સ્વાર્થ માટે; માણસો લઇ જાય છે–પૈસા લે છે તે પણ તેટલાજ માટે. અને હીંદ ઈંગ્લંડનું મિત્ર થઈ રહ્યું છે કારણ કે તેમાં તેનો સ્વાર્થ છે–આજે મદદ કરે છે કારણ કે જે માટે ઈંગ્લંડ લડે છે તેમાં તેનો સ્વાર્થ સમાયેલો છે–ભવિષ્યમાં પણ સામ્રાજ્યમાં રહેવા તત્પર છે કારણ કે તેમાં સ્વાર્થ રહ્યો છે. અને તેજ સ્વાર્થે ઈંગ્લંડને શીખવશે કે અત્યાર સુધી જેને પારકું ગણ્યું હતું તે પોતાનું છે; અત્યાર સુધી હલકું ગણ્યું છે તે હવે સરખાપણાનું અધિકારી થયું છે; અત્યાર સુધી દબાવી શકતા, તે દિવસો હવે ગયા છે. તેટલાજ માટે આપણે વિચારવું ખાસ જરૂરનું છે કે આપણા દષ્ટિબિંદુથી એ સામાન્ય સ્વાર્થ શામાં સમાયેલો છે.

આપણામાં આ દીર્ઘદૃષ્ટિની ખામી અદ્ભુત છે. તેનું કારણ ખોળવા દૂર જવું પડે એમ નથી. આપણામાં ધારાશાસ્ત્રીની અક્કલ છે. લડવાના કામમાં, આગળ પડવાના કામમાં વકીલ ભલો સારો; પણ જ્યાં દૂરંદેશી જોઇએ, જ્યાં રાજ્યનીતિના મહાપ્રશ્નોને તીક્ષ્ણ દૃષ્ટિથી નીરખવા હોય ત્યાં વકીલ કામ ન આવે. તેનો સ્વભાવ જુનાને

વળગી રહેવાનો હોય છે; અને ધીમે ધીમે ફેરફાર થાય તેમાંજ તે રાચે છે. ધારાશાસ્ત્રનો એક કાનુન છે કે ખોટો ચુકાદો હોય તો પણ વર્ષો થયાં ચાલતો હોય તો તેને વળગી રહેવું. આ સ્વભાવને લીધેજ આપણું જાહેર જીવન મુએલાં મુડદાંઓનું સંગ્રહસ્થાન જેવું છે. આપણે દુર્ભાગ્યે થોડાજ એવા નેતાઓ છે કે જેનો હાથ પ્રજામતની નાડ પર હંમેશાં હોય, કે જેની ઇચ્છા તે પુરેપુરી રીતે દર્શાવવા પુરતીજ હોય. કોઇક નિઃસ્વાર્થી નેતાઓ પુરાણા થઇ ગયા છે અને હજુ ૧૮૮૦-૯૦ નાં વર્ષ ચાલતાં હોય તેમ જુની ધુનમાં મચ્યા રહે છે; કોઇ સ્વાર્થી આગળ પડતા ગૃહસ્થો આખી જીંદગીભર અસ્થિર રહી, લોકોની આશાઓનું નિકંદન કાઢે એવા અભિપ્રાય આપી, તાળીઓના ગડગડાટની આશાએ પાછા જાહેર જીવનમાં આવ્યા છે; એક આશાજનક વીર નર સ્વર્ગે સંચર્યો છે.

પણ હજુ નિરાશ થવાનું કૈં કારણ નથી. મુંબઇ વિચારમાં હમેશાં પછાત છે. બંગાલ, પંજાબ, યુ. પી. અને મદ્રાસમાં જાગૃતિ વધારે છે. મુસલમાનોના આગેવાનોમાં દીર્ઘદષ્ટિ પુરતી છે. અને આ પ્રસંગે જો ચોક્કસ ઠરાવ નહીં ઘડાય અને હીંદને કઇ જાતના હક જોઇએ છીએ તે નક્કી નહીં થાય તો આપણા જેવા હીણભાગી અને અક્કલહીણ બીજા કોઈ નહીં એમ માન્યા વિના છુટકો નથી થવાનો. અને જો સામ્રાજ્યમાં આગળ પડતો ભાગ લેવો હોય, જો સામ્રાજ્ય આપણું છે એમ માનતા હોઇએ તો તે સામ્રાજ્યમાં-સંસ્થાનો ભોગવે છે તેવું-સ્વરાજ્ય માગવા માટે આપણે તૈયાર રહેવું જોઇએ; નહીં તો દુઃખમાં, અધોગતિમાં સડવાની તૈયારી કરી રાખવી જોઇએ.

દિગ્વિજય આરંભ્યો ત્યારે શું તેમના હાલના પુત્રો કરતાં તેઓ વધારે જબરા હતા? આજે હીંદીવાનો અંગ્રેજોની સાથે રહી લડે છે ત્યારે તેમની અશક્તિ ક્યાં નડે છે? જાપાનનું જીવન ઘણે ભાગે આપણા જેવું છે છતાં તે સ્વરાજ્ય માટે લાયક કેમ ગણાય છે? યુદ્ધમાં ઉતરવા માટે, દેશના સંરક્ષણ માટે, દુનીઆનો કારભાર ચલાવવા માટે જેટલા શારીરિક બળની જરૂર પડે છે તેટલું બળ આપણા દેશીઓમાં પહેલાં હતું અને હાલ છે.

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં આપણા હીંદીવાનોના જેટલું બળ ભાગ્યેજ કોઈ દેશના વતનીઓએ દેખાડ્યું હશે; અને જો બાપદાદાથી ઉતરી આવેલી શક્તિમાં કૈં પણ રહસ્ય રહેલું હોય તો તે આપણા બળનું અસ્તિત્વ સિદ્ધ કરી આપે છે. આપણા આર્યપૂર્વજોનો દિગ્વિજય મહાભારતના યુદ્ધને વખતે જે વીરો થઇ ગયા હતા તેમનાં અપૂર્વ પરાક્રમ; ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં વિશ્વવિજયી કહેવડાવતા શીકંદર અને તેના સરદારોને પાછા હઠાવી ભારતનું સ્વાતંત્ર્ય સાચવવા ચંદ્રગુપ્તે કરેલા પ્રયત્નો; જે ઇસ્લામી પ્રવાહે આખા દક્ષિણ યુરોપમાં થોડા વર્ષમાં પ્રલયકાર કર્યો તેને પણ ૭૦૦ વર્ષો સુધી ખાળી રાખવાની હીંમત; અકબર અને તેના પછીના મોગલ શહેનશાહોના સમયમાં કોકેસસ સુધી પોતાનો ડંકો વગડાવી આવવાનું પરાક્રમ; એક પ્રાંતના વાસીઓએ શિવાજી અને તેના પછીના મરાઠા સત્તાધીશોની પ્રેરણાથી ટુંક વખતમાં મેળવેલી ભારતીય સત્તા; ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને ન્યાયની મૂર્તિ સમજીને સો વર્ષમાં તેને અપાવેલું સામ્રાજ્ય: આ બધા પરાક્રમોની પરંપરા આપણા પૂર્વજોની શારીરિક શક્તિના પુરાવા છે અને જો પૂર્વજોના સંસ્કારોથી પુત્રોના સ્વભાવ પર કૈં પણ અસર રહેતી હોય, ચાર હજાર વર્ષો સુધી દાખવેલી હીંમતથી પુત્રોમાં હીંચકારાપણું આવવાનો સંભવ ઓછો થતો હોય, તો આપણી નિર્બલતાનું પુરાણ ખોટું છે એમ માન્યા વિના રહેવાતું નથી.

અંગ્રેજી રાજ્યમાં આપણી પાસેથી શસ્ત્રો લઈ લેવામાં આવ્યાં છે, અને તેથી જેવાં જોઇએ તેવા શારીરિક ખીલવટનાં સાધનો આપણને મળતાં નથી; અને તેથી જર્મની કે ફ્રાંસ જેવા દેશોમાં દરેક શહેરીને લશ્કરમાં રાખી તેનું જે શારીરિક બળ કેળવવામાં આવે છે, તેવું તો આપણામાં આવેજ નહીં. તે ઉપરાંત દહાડે દહાડે વધતી જતી દેશની દરિદ્રતાથી આપણાં મિતાહારી શરીરોને પણ જોઇતું પોષણ મળતું નથી. આવી આવી અનેક અડચણો છતાં આપણા હીંદી સીપાઇઓએ અફ્ઘાન સરહદની શાંતિ સાચવી રાખી છે; બોઅર લડાઇમાં અંગ્રેજોનું નાક રાખ્યું હતું; અને આજે આ મહાયુદ્ધમાં ઇંગ્લંડ અને ફ્રાન્સમાં વીરોની મદદે જઈ, જર્મનીના પ્રચંડ યોદ્ધાઓ સામે બરોબર ઉતરી, તેઓ અંગ્રેજી સામ્રાજ્યના સ્તંભરૂપ થઈ પડ્યા છે. અને આ શૌર્યની કીંમત આંકતાં યાદ રાખવા જેવું તો એ છે કે આપણી હીંમતમાં જાનવરી જુસ્સો જણાતો નથી; તેને ઉશ્કેરવા માટે કૃત્રિમ સાધનોની જરુર નથી; માત્ર તુલસીકૃત રામાયણ બસ છે. જે આપણા સીપાઇઓના નિર્મળ, ઉચ્ચાશયી સ્વભાવથી માહીતગાર હશે તેને આ વાસ્તવિક લાગ્યા વિના રહેશે નહીં.

કેટલાકનું એમ ધારવું છે કે આપણા દેશમાં પરદેશીના હુમલાઓ એટલા બધા આવ્યા છે, અને તેઓની સત્તા એટલી સહેલાઇથી જામી છે કે તેનું મુળ કારણ આપણી અશક્તિજ હોવી જોઇએ. માત્ર પરદેશીના હુમલાથીજ દેશના વતનીઓની શારીરિક સંપત્તિનું માપ કાઢવું એ ભુલભરેલું છે; કારણ કે જ્યાં રસાળ ભૂમિ હોય, અથાગ ધન હોય, ત્યાં બધા આકર્ષાય તે સ્વાભાવિક છે. અને જો પરદેશી હુમલાઓનું ધોરણ રાખવામાં આવે તો યુરોપના કેટલાએ દેશોનું શું? ઇટાલી માટે શું કહેવું? ઇ. સ. પૂર્વે પીરહસે તેના પર હુમલા કર્યા ત્યારથી યુરોપના દરેક મહાન રાજાએ ત્યાં જઈ પોતાની ધજા રોપી.

છે, અને ત્યાં લાંબો વખત રાજ્ય કર્યું છે. તેથી શું તેના પુત્રોમાં સ્વરાજ્ય ભોગવવા જેટલું બળ નથી? ફ્રાંસને પરદેશીઓએ કેટલી વખત છતું? પ્રશીઆમાં કેટકેટલા રાજાઓ પોતાનો દોર ચલાવી ગયા? પરદેશી હુમલાનું કારણ માત્ર અશક્તિ છે એમ માનવું એ ઐતિહાસિક જ્ઞાનને વીસારવા જેવું છે.

કેટલાકો એમ પણ ધારે છે કે આપણે શારીરિક કસરતોમાં યુરોપના લોકો જેવા જબરા નથી તેથી આપણી નાલાયકી સિદ્ધ થાય છે. પહેલાં તો આપણા પોતાના દેશમાં સત્તા કે સ્વરાજ્ય ભોગવવા પારકા દેશના લોકો જેટલા બળની જરુર નથી. અને તે છતાં પણ, પરદેશીઓ જેટલું અંગબળ કસરતમાં આપણે દાખવી શકતા નથી એવી માન્યતા ખોટી છે. અંગ્રેજી રમતોમાં કેટલીક વખત આપણે પાછા પડતા દેખાઇએ છીએ, કારણ કે જીવનના બીજા ક્ષેત્રમાં, તેમજ રમતમાં, રાષ્ટ્રીયતા જેવી વસ્તુ છે; અને તેથી પરદેશી રમતો આપણા સ્વભાવને અરુચિકર બને; અને તેથી તેમાં પ્રાવિણ્ય મેળવવું આપણને અઘરું લાગે. તોપણ પરદેશી, અસ્વાભાવિક રમતોમાં પણ આપણી ફત્તેહ કોઈ રીતે નાનીસુની નથી. પ્રીન્સ રણજીતસિંહનું નામ ક્રીકેટમાં જગવિખ્યાત છે; બંગાળી ફુટબોલ ટીમો અને મુંબઇની ક્રીકેટ ટીમો દર વર્ષે અંગ્રેજી ટીમોને હરાવે છે. થોડા વખત પર પુનામાં થયેલી દોડવાની શરતમાં, રા. દાતાર ૨૭ માઇલનો પલ્લો દોડી* પાશ્ચાત્ય દેશોના મોટામાં મોટા દોડનારને પહોંચી વળ્યા છે. કેટલીક વખત આપણે હીંદીવાનો છીએ એ કારણથી આપણા વીરોને શરતમાં ઉતરવા દેવામાં પણ નથી આવતા, અને આપણી શારીરિક નિર્બળતા વગર જોયેજ સિદ્ધ કરવાના પ્રયાસો કરવામાં આવે

* આ કેટલીક વિગતો ફેબ્રુઆરી, ૧૯૧૬ ના મોડર્ન રીવ્યુમાં રા. સત્યેન્દ્રનાથ મુજમુદારના લેખ પરથી લીધી છે.

છે! વધારેમાં વધારે બોજો ઉપાડવાની શરતમાં આખા યુરોપના તાલીમબાજોમાં મોટામાં મોટો મલ્લરાજ ૫૦૦ રતલનો બોજો ઉપાડી શકે છે; હીંદમાં વસતા અંગ્રેજોમાં શ્રેષ્ઠ ગણાતો કસરતબાજ ૨૭૦ રતલ ઉંચકી શકે છે; હીંદના નિર્બલ ગણાતા વતનીઓના પ્રતિનિધિમાં દેવી ચૌધરી ૯૬૦ રતલનો બોજો ઉઠાવી શકયો, અને હીંમત બક્ષે ૯૮૫ રતલ ઉઠાવ્યા! પેરીસના પ્રદર્શનમાં ગુલામે જઈ મેળવેલી અ-પ્રતિમ ફત્તેહ જગજાહેર છે; અને બેચાર વર્ષ પર ગામા અને રહીમબક્ષે જઇ યુરોપના બધા કુસ્તીબાજોને હરાવી હીંદુસ્તાનની નિર્બલતા (!) સિદ્ધ કરી આપી છે.

આ બધું ધ્યાનમાં લેતાં, આપણી કહેવાતી નિર્બલતા કેટલે અંશે ખરી છે તે જણાઈ આવે છે. આ યુદ્ધમાં જે ભાગ હીંદીવાનોએ લીધો છે તે ઉપરથી તેમને વીશે હવે આ સંબંધી ઘણું તો કહેવામાં નહીં આવે; છતાં આપણા પોતાના લોકોએ સમજવાની જરુર છે કે સબળતામાં આ દેશ કોઇથી ઉતરતો હતો નહીં, અને છે પણ નહીં.



# રણજીતરામ

—✻✻✻✻✻✻✻—

કેટલાંક મરણો ધરતીકંપ સમાં હોય છે. પૃથ્વી કાંપે અને ગગનચુંબી ગિરિરાજો ધરણીમાં સમાઈ જાય; યુગો થયાં વહેતી સરિતાઓ સુકાઈ જાય—આ બનાવોની વાત અનેક વાર કોઈ કહે પણ મનાય નહીં. નજરે જોઈએ પણ ખાત્રી થાય નહીં. રણજીતરામનું મરણ પણ એવુંજ થઈ ગયું.

રણજીતરામ ગુજરી ગયા! ખબર પડતાં, કોણ માને? જે રણજીતરામ, એક વર્ષ પહેલાં રાત્રે હું ઘરમાં આવું કે બીજી પળે, બાલક અશોકને એક હાથમાં લઈ, બગલમાં જોનસન કે કાવ્ય રાખી, કાવ્ય કે ઇતિહાસની અનેક ચર્ચા કરવા હસતે મુખે આવતા; જે આગલે દિવસે, સ્નેહભર્યા સ્મિતથી, મારા લેખોનું વિવેચન કરી નવી દિશાઓ દર્શાવી ગયા; જે મનુષ્યને જીવન એક મહાન સ્વપ્ન હતું, જેનો ઉત્સાહ શાંત છતાં પ્રતાપી હતો, જેની વિદ્વત્તા અમાપ છતાં આડંબર વિનાની હતી, તે નર–વીર–મિત્ર–પ્રોત્સાહનના મહાસાગર–ગુજરી ગયા! વાત ખરી છતાં, ખરી મનાતી નથી. ઘણી વખત એમ લાગે છે કે જુના ગુજરાતના કોઈ એક અર્વનષ્ટ શિલાલેખની નકલ હાથમાં લઈ ઉઘાડા બારણામાંથી હસતે મોઢે તે આવી પહોંચશે.

તે ગયા—અને સાધારણ ફાંકીને પણ ટટાર રાખી, કોટનાં બટન ઉઘાડાં મુકી, ધીમી, સુરતી ચાલે ચાલીને ફરી તેને આવતા જોઈશું નહીં; તે ઉત્સાહભર્યું મુખ કદી હસશે નહીં; તે બુદ્ધિતેજે ચમકતી આંખો ફરીથી, ઉત્તેજનથી, ચમકશે નહીં. તે ગયા—અને પાછળ, રડતી જનેતા, સંસ્કારી, શાંત અને સંતોષી સતીની સમાનગુણી ભગ્નહૃદય થયેલી ધર્મપત્ની, છત્ર વિનાની અરુણ, અને આવા પિતાની કેળવણી વિનાનો સદા અપૂર્ણ અશોક મુકી ગયા. તે ગયા—અને રહેવામાં માત્ર રહ્યું—જે પાડે તેનાં આંસુ—જે લખે તેના સ્મરણલેખો—જે લાવે તેનાં સ્મરણો; અને સદ્‌ગતના છુટાછવાયા લેખો; અને મિત્રોમાં રહેલા આદર્શો;—માત્ર અણખીલેલા પુષ્પની આછી સુવાસ. રહ્યું માત્ર ગુજરાતને શોચવાનું કે ક્રૂર વિધિએ એ પુષ્પ ખીલવા દીધું નહીં.

રણજીતરામના જીવનનો ઇતિહાસ બહુ લાંબો નથી. તે સુરતના વાલ્મિક કાયસ્થ હતા; તેમના પિતા અમદાવાદમાં ઇજનેર હતા; તે સન ૧૯૦૭ માં ગુજરાત કૉલેજમાંથી બી. એ. થયા; એક વર્ષ કૉલેજમાં ફેલો રહ્યા; પછી ઉમરેઠમાં માસ્તર બન્યા; પછી પ્રો. ગજ્જર અને સર પ્રભાશંકર પટ્ટણીની ખાનગી કારભારી તરીકે સેવા કરી; મરતી વખતે તે શેઠ નરોત્તમ મોરારજીના પુત્રના માસ્તર હતા. આવા પુરુષો, જીવનના બનાવોથી નથી જીવતા—તેના આદર્શોથી જીવે છે. તેને મોટા હોદ્દા મળ્યા નહીં; પણ જ્યારે જ્યારે સમય આવ્યો ત્યારે ખાનગી નોકરીમાં જ રહી, ફુરસદ વધારે મળે, અને મુંબાઈમાં રોયલ એશીઆટીક સોસાયટીના પુસ્તકાલયનો લાભ મળે માટે, સારી નોકરીની તક ગુમાવી. મહત્ત્વાકાંક્ષી ભાવના રાખવી—એ ઘણા કરે છે; મહત્ત્વાકાંક્ષા દૂર ઠેલી, ભાવનાને વળગી રહેવું એ તો વિરલાજ કરે.

રણજીતરામ વિદ્વાન હતા એ વાત તો જે જે ગૃહસ્થો એમની મદદ લઈ વિદ્વાનમાં ખપતા હતા તેજ પુરવાર કરશે. ગુજરાતના ઐતિહાસિક

સાધનોનો એવો અભ્યાસી; ગુજરાતી સાહિત્યનો એવો નિરંતર ભક્ત; યુરોપીય અર્વાચીન સાહિત્યનો એવો વાચક અને વિવેચક મેં હજુ જોયો નથી. કેટલાક એને સકારણ, જીવન્ત સર્વજ્ઞાનસંગ્રહ (Living Encyclopaedia) કહેતા. ઘણીએ વખત અમે બેઠા હોઇએ અને સાહિત્ય કે ઇતિહાસનો કોઇ ખાસ અભ્યાસી આવે; ભયંકર ભાષામાં વિદ્વત્તા દાખવે; શાન્ત, સાદા, સાધારણ દેખાતા રણછોડભાઈને ન છુટકે બોલાવે અને પા કલાકમાં નવા સિદ્ધાંતો, નવાં દૃષ્ટિબિંદુઓ શીખી દાન આપવા કરતાં; લેવા બેસી જાય!

હમણાં હમણાં જ સદ્‍ગતે કૈં લખવા માંડ્યુ હતું. આપણે દુર્ભાગ્યે, એ કૈં બહુ લખી ગયા નહીં. તેઓ પોતાનું જ્ઞાન અધુરું માનતા; અને તે પુરું કર્યાં વિના લખવું નહીં એવો તેઓનો નિશ્ચય હતો. એ નિશ્ચય આપણને નડ્યો. ગુજરાતના ઉન્નતમાં ઉન્નત હૃદયના સાક્ષર વિદેહ થયા; પણ વારસામાં છુટુંછવાયું લખાણજ માત્ર મુકી ગયા. સાક્ષર તરીકે, ઘણે ભાગે, તેમણે નાટકો લખ્યાં, થોડી ટુંકી વાર્તા અને એક અધુરી નવલકથા લખી, ગુજરાતના ઇતિહાસમાં કેટલાંક સાધનોનું સંશોધન કર્યું, ગુજરાતની એકતા વીશે કેટલાક નિબંધો અને સાહિત્ય, ઇતિહાસ, રાજ્યનીતિ, અને સામાજિક ઉત્ક્રાંતિ વીશે લેખો લખ્યા. તેમની ભાષામાં પ્રભાવ કરતાં વિશુદ્ધિ, તેમજ સમૃદ્ધિ વધારે હતાં. કલામાં સર્જનશક્તિ કરતાં વિવેચનબુદ્ધિ વધારે સ્પષ્ટ દેખાતી; નિરીક્ષણોમાં ભાવનાનાં દૃષ્ટિબિંદુ કરતાં ઐતિહાસિક દૃષ્ટિબિંદુનેજ પ્રાધાન્ય મળતું. સાક્ષર કરતાં એ સાક્ષરોના પ્રેરક વધારે હતા. નામ દેવામાં માલ નથી; પણ મોટામાં મોટા આપણા કવિઓ અને લેખકો રણછોડરામના અનુમોદનની હોંસ રાખતા અને તેમની મદદની માગણી કરતા.

મને પોતાને એમની ખોટ કયારે પુરાશે તે સમજાતું નથી. ત્રણ વર્ષ પર જ્યારે એ મારી પાડોશમાં રહેવા આવ્યા ત્યારથી એમને અને

મારે સારો સંબંધ બંધાયો. એમની મીઠી, ન પરખાય એવી વૃત્તિએ મારી લેખનપ્રવૃત્તિ, નિર્જીવ અને અપૂર્ણ છતાં, તેને ઉત્તેજી, તેને નવી દિશા દેખાડી. થોડા વખતમાં હું જે લખું તેને માટે એમના અભિપ્રાયની વાટ જોવાની મને ટેવ પડી. એ ન હોત તો હું મારી બીજી ઐતિહાસિક વાર્તા 'ગુજરાતનો નાથ' હાલની રીતે લખત કે કેમ એ ખાત્રીથી કહી શકતો નથી. તે વાર્તા માટે જ્યારે જોઇએ ત્યારે એ સાધનો પુરાં પાડતા, જ્યારે જોઇએ ત્યારે એમનો વિચારશીલ અભિપ્રાય મને સુધારવા તૈયાર રહેતો. મને લાગવા માંડ્યું કે જે કે હું લખું તે મારું નથી—રણજીતરામનો પણ તેમાં ભાગ છે. લીટીએ લીટી તેનાજ અનુમોદન માટે લખાતી ગઇ. એક પછી બીજી વ્યક્તિઓ જે નિર્માતી ગઇ તે એ પસંદ કરશે કે કેમ તે ધોરણેજ જન્મ પામી. તે અનુમોદન ગયું—તે પ્રેરણા ગઈ. એ લીટીઓ અણજોયેલી રહેવાની; અને જે જે પાત્રો નિર્માશે તે બધાં બીચારાં, જેને માટે સર્જાયાં તેને અભાવે શાબાશીની લાલસાએ, વૈતરણીતટે, ંહીલે મોંઢે વાટ જોયા કરશે. રણજીતરામ પેલે પાર ગયા છે; તે પાછા નદી ઓળંગવાના નથી.

આ લાગણીઓ જો માત્ર મારી હોત તો લખત નહીં. તેમના અવસાન પછી ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં કામ કરનારા અનેક જણો—કવિ, લેખક, અભ્યાસી, ચીતારા, વિવેચકને હું મળ્યો. બધાને આજ પ્રમાણે લાગે છે; બધા આજ પ્રમાણે પોતાની કૃતિઓનું સાફલ્ય ઓછું થએલું માને છે; બધાને એ ખોટ કદી નથી પુરાવાની એમ ખાત્રી છે. જે માણસ આવો સત્તાધીશ હતો તે એકલો સાક્ષર કેમ કહેવાય?

દરેક ક્ષેત્રમાં તે ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી જોતા. ગુજરાતની રાજકીય બાબતોમાં તેમના મત પ્રમાણે બે વસ્તુ જરુરની હતીઃ એક તો ઐતિહાસિક એકતાનું ભાન; અને બીજું એક સાહિત્યદ્વારા અંગ્રેજી અને દેશીરાજ્યના ગુજરાતની એકતાનતા. આ વીશે તેમણે ઘણો

વિચાર અને કાઠીઆવાડમાં રહી ઘણો અનુભવ પ્રાપ્ત કર્યો હતો. અને એ વિચાર અને અનુભવની રૂપરેખા ગુર્જરસભા આગળ આપી હતી, જે મારા માનવા પ્રમાણે 'સમાલોચક'માં પ્રગટ થઈ હતી. સામાજિક બાબતોને પણ એવીજ નજરે તે જોતા. આપણી જુની પ્રણાલિકાઓ કેવાં કેવાં ઐતિહાસિક કારણોને લીધે ઉદ્ભવી તેનો તે સતત વિચાર કરતા. ન્યાતો, બ્રાહ્મણો, રીવાજો તરફ ભાવનાના દૃષ્ટિબિંદુથી તે નહોતા જોતા; તેમજ પાશ્ચાત્ય સંસ્કૃતિના ભક્તો જે તિરસ્કાર બતાવે છે તેમાંથી તે મુક્ત હતા. ભૂત ગુજરાતનો સંપૂર્ણ ઇતિહાસ લખવાની એમના મનની ઉમેદ હતી; અને તેને માટે એમણે અથાગ શ્રમ વેઠી સાધનો ભેગાં કર્યાં હતાં. પણ એ ઉમેદ મનની મનમાંજ રહી ગઈ. આવાં આવાં દૃષ્ટિબિંદુથી, એમની ભાવના સાહિત્યમાં મૂર્તિમાન કરવા તે મચી રહ્યા હતા. સાહિત્યથીજ ગુજરાત ગૌરવ પામશે, અને તેથી રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટશે એમ એમનો નિશ્ચલ સિદ્ધાંત હતો.

રણજીતરામ માણસ નહોતા—એક ભાવના હતા. ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતા( self-consciousness )ના એ અવતાર હતા; તેનેજ માટે તે જીવતા, તેનેજ માટે તેમણે ત્યાગવૃત્તિ ધારી, તેનેજ માટે તે નવા નવા માણસોના સંસર્ગમાં આવવા ઝંખતા, તેનેજ માટે ગમે તે વેઠી બધાને એ ભાવનાથી પ્રેરવા તે મથતા. તેમના હૃદયમાં એકજ વિચાર હતો; બંગાલની માફક આપણું સાહિત્ય ક્યારે સમૃદ્ધિવાન થાય—આપણી કળા ક્યારે વ્યક્તિત્વ પામે—આપણો ઇતિહાસ ક્યારે સજીવન થાય—આપણી રાષ્ટ્રીય અને સામાજિક સાનુકૂલતા ક્યારે સધાય—આપણી સંસ્કૃતિ ક્યારે વિજય પામે; અને આ બધાને પરિણામે નવિન ગુજરાત ક્યારે અવતરે. એમની નજર આગળ નવિન ગુજરાત સ્વપ્નું નહોતું, પણ એક જીવન્ત વ્યક્તિ હતી. એ બધાને પ્રેરતા તે એકજ લક્ષ્ય તરફ—ગુજરાતનાં ગૌરવ, એકતાનતા, અસ્મિતા તરફ.

વિવિધતાથી ભરપુર ગામેગામના લેખકોના એ–આ ભાવનાના અવતાર-કેન્દ્રસ્થાન હતા. આ ભાવના પ્રચારવી એ એમના જીવનનો મંત્ર હતો. તેમણે સાહિત્યસભા કાઢી તેનો હેતુ એજ. અને સાહિત્ય પરિષદની અસર બંગીય સાહિત્ય પરિષદ જેવી સર્વવ્યાપી થઇ નથી એનો ખેદ તેમને હંમેશ થતો, તેનું કારણ પણ એજ. તે વધારે જીવ્યા નહીં એ આપણું દુર્ભાગ્ય છે. બંગાલ, મહારાષ્ટ્ર, ને ઉત્તર હીંદુસ્થાને એકતાનતા અને અસ્મિતા સાહિત્યદ્વારા સાધી છે, જ્યારે આપણાં હજુ ઠેકાણાં નથી. એવી વખતે એ ભાવનાનો પરમભક્ત જાય એ ખોટ ભારે છે. રણજીતરામ જેટલે અંશે એ ભાવનાને જીવનમાં કોણે ઉતારી છે, કોણ ઉતારશે, અને બીજા જીવનોમાં કોણ પ્રેરશે એ પ્રશ્નો હાલ તો ઉત્તર વગરનાજ રહેશે.

જે ભાવનાનો દીપ તેના જીવનમાં સદાય ઝગમગતો રહેતો તેની જ્વલંત જ્યોતથી ચારે દિશા ગ્રેતે ત્યારેજ તે જીવ્યા પ્રમાણ; અને આપણે તેને જાણ્યા પ્રમાણ. કદી પણ યજ્ઞ વિના મહાકાર્ય નથી; બલિદાન વિના યજ્ઞ નથી. એક બત્રીસ લક્ષણાનું બલિદાન તો અપાયું; પણ તેનું સાફલ્ય ક્યારે સધાશે? જેને રણજીતરામની માફક ગુજરાતના ભવિષ્યમાં અમર શ્રદ્ધા છે તેને આવા વિલક્ષણ પુરૂષનું અવસાન હઝારગણી હોંસ પ્રેર્યા વિના રહેનાર નથી. ગુજરાત આજે નજીવું ગણાય છે; તેના વાસીઓ અસ્મિતા વિનાના છે; તેનું સાહિત્ય પ્રતાપહિણ છે; છતાં તે નિર્વીર્ય નથી. ગુજરાત એક મહાવૃક્ષ છે. તેનાં મુળોમાં શ્રી કૃષ્ણ પરમાત્માનો કર્મયોગ છુપાયો છે; તેની ડાળે દયાનંદો ને ગાંધીઓની કુંપેરો ફુટી છે. જુધના ઘાતથી સમુદ્રે એક ઉગતી કુંપેરનો નાશ કર્યો ખરો; પણ એક ગયે અનેક નહીં થાય? ભાવનામય બની રહેલા કર્મયોગીનું લોહી અહિરાવણનું હોય છે; તેનું એક ટીપું પડતાં અનેક અહિરાવણો પ્રગટ થયા વિના રહેતા નથી. અને જ્યારે એવા અનેક

પાકશે ત્યારે ગુણવંતી ગુજરાતનું ગૌરવ સધાશે. જ્યારે વાણિજ્ય, સાહિત્ય, સંસ્કાર, અને સત્તાની માતા બની તે મહાલશે ત્યારેજ રણજીતરામ જેવાની કીમત અંકાશે; ત્યારેજ કહેવાશે કે, જ્યારે ગુર્જરીનું માત્ર નામજ હતું, જ્યારે તેના તનુજો એકતા વિના તરફડતા હતા, જ્યારે તેની સેવા એ મુર્ખાઇ મનાતી, તેનું ગૌરવ એ સ્વપ્ન લેખાતું, તેનો પ્રતાપ કદી જોયો ન જણાતો તેવા ભયંકર, નિરાશાજનક સમયમાં પણ કેટલાક એવા વિરલા હતા કે જે જનનીના પાદ સેવી કૃતાર્થતા માનતા, તેના ગૌરવનાં સ્વપ્નાં અનુભવી જીવન વિતાવતા, તેના ભવિષ્ય માટે ત્યાગવૃત્તિ ધારી તેને માટે પ્રાણ અર્પવા તલસી રહેતા.



# લોકશાસન

## ૧

## યુગધર્મ

આ જમાનાનો યુગધર્મ લોકશાસન છે. પ્રજાઓનો જીવનમંત્ર, દેશેદેશની પ્રગતિનું અંતિમ લક્ષ, મોટાં યુદ્ધો અને રાજ્યક્રાંતિનું મહાકારણ—એ લોકશાસન છે. આપણે જાણ્યે અજાણ્યે એ ધર્મ સ્વીકારવો પડે છે; આપણે સમજીએ કે નહીં, પણ આપણી ચારે પાસ તે ગર્જના કરી રહ્યો છે.

અત્યારે આપણને, બ્રીટીશ સામ્રાજ્યને, આખી દુનીઆને તે ધર્મ પ્રેરી રહ્યો છે. યુરોપમાં ચાલી રહેલું દારુણ યુદ્ધ એ યુગધર્મ સિદ્ધ કરવા માટે છે; બ્રીટીશ સામ્રાજ્યનો પાયો એ શાસન પર રચાયો છે; આપણું રાષ્ટ્રીય જીવન એનાથી ઉછળી રહ્યું છે.

જર્મની આપખુદી સત્તાનું, સ્વચ્છંદી લશ્કરી વર્ગના જુલ્મી શાસનનું સદન છે, એમ આપણે માનીએ છીએ. એ દેશની ગગનચુંબી મહેચ્છાઓ તોડી પાડી, સ્વાતંત્ર્ય અને લોકશાસનનો વિજયવાવટો આલમ પર ફરકાવવા આ બધું થાય છે; બેલ્જીયમ નામ માત્ર બની રહ્યું છે; રહે

સાઇ રહેલું ફ્રાન્સ-સંસ્કાર અને શૌર્યનું સ્થાન-અડગ બની ઉભું છે; બ્રીટીશ સામ્રાજ્ય તન, મન અને ધનનો ભોગ આપે જાય છે; ત્રાસીત અમેરીકાએ-મૂર્તિમાન લોકશાસન સમી મહાપ્રજાએ-બળતા દાવાનળમાં ઝંપલાવ્યું છે: આપણે આપણા વીર પુત્રોની, આપણા રંક દેશના બચેલા ધનની આહુતિ આપીએ છીએ. લોકોનું સ્વાતંત્ર્ય છીનવવા જર્મની તૈયાર છે; પ્રેસીડેન્ટ વીલ્સને બળથી તે લોકશાસનના શત્રુને ડારવા જય-ઘોષ કર્યો છે. "જ્યાં સુધી" અંગ્રેજી મુખ્ય પ્રધાન લૉઈડ જ્યોર્જે કહ્યું હતું, "દુનીઆ પર સ્વાતંત્ર્યની પુનર્સ્થાપના થાય નહીં ત્યાં સુધી અમે લડીશું. તે પહેલાં અમે લડાઇમાંથી વીરમીશું એમ જર્મનો માનતા હોય તો તે તેમનો મોહ છે."

આ શબ્દો બ્રીટીશ સામ્રાજ્યના નાયકને છાજે એવા છે; કારણ કે એ સામ્રાજ્યનો આત્મા પણ લોકશાસન છે. એ આટલાં વર્ષ ટકયું, આટલી મહત્તા પામ્યું તેનું પણ કારણ એજ. હીંદમાં અધિકાર ભોગવતો અંગ્રેજી વર્ગ પોતાને તેના સ્તંભરુપ માને છે. શું અજ્ઞાન ! એ વર્ગના આદર્શો માટે એ સામ્રાજ્યમાં સ્થાન નથી. એની રચના નથી થઈ 'જોહુકમી' સિદ્ધાંતોને આધારે-નથી રાખવામાં આવ્યા તેમાં મન, વાણી કે કર્મના સ્વાતંત્ર્યને છુંદી નાંખનારા કાયદાઓ-નથી પુરાયા એમાં નિરંકુશ વર્ગની સત્તાના ચિત્રવિચિત્ર રંગો. ઇંગ્લંડના આપખુદી રાજા પહેલા ચાર્લ્સને ફાંસી દઈ, પ્રજાસત્તાક રાજ્યતંત્ર સ્થાપનાર રણવીર ક્રોમવેલે આ સામ્રાજ્યનો પાયો નાંખ્યો છે; લોકની મહત્તાની મૂર્તિસમા, સામાન્ય વર્ગના પ્રતિનિધિ વીલીયમ પીટે તેનું ચણતર શરુ કર્યું છે; હેમ્પડન, પીમ અને મીલ્ટનના સ્વાતંત્ર્યના સિદ્ધાંતની એમાં નકશી છે; વૉરન હેસ્ટીંગ્સના જુલ્મનો જવાબ લેનાર બર્ક, સડતા ઇટાલીની વહારે ધાનાર ગ્લેડસ્ટન, ગ્રીસના સ્વાતંત્ર્ય માટે પ્રાણ અર્પનાર બાયરન, વૃદ્ધાવસ્થામાં પણ હીંદ ખાતર 'ઇન્ટર્નમેન્ટ' સહેનાર બીસેન્ટ-આ સ્વાતંત્ર્યયુદ્ધના સુભટોની એમાં કારીગીરી છે.

એની પાર્લામેન્ટ પૃથ્વી પરના પ્રજાસત્તાક રાજ્યમંડલોની માતા છે; તેનો ઇતિહાસ તે અનંતકાલના મંદિરમાં સંભળાઇ રહેલી લોકશાસનની ગર્જનાનો પડઘો છે.

એ પડઘાથી લોકશાસનના આપણા સંસ્કારો પણ સચેત થયા છે. ઐતિહાસિક દુઃખો સહન કરી રહેલા ભારતના હૃદયમાં જુની ઊર્મિઓ નવે સ્વરુપે પ્રગટી છે. તેમાં ઐક્ય આવ્યું છે; રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટી છે; તેના અંગેઅંગમાં યુગધર્મનો સંચાર થયો છે; પરિણામે, આપણે સ્વરાજ્ય માંગીએ છીએ.

એ સ્વરાજ્યની પ્રસરતી અભિલાષા ગામેગામે પહોંચી વળી છે; વ્યાસપીઠો અને ખબરપત્રો તે ગજવે છે; રાષ્ટ્રીય મંડલોને એક ભાવનાએ પ્રેર્યાં છે. એ અભિલાષા, કોંગ્રેસ–લીગની યોજના–હોમરૂલની યોજના, એ નામે ઇતિહાસમાં અમર થઇ ચુકી છે. એ યોજનાનું મૂલ લોકશાસન છે, એ તેના મુખ્ય સિદ્ધાંતો જોતાં માલુમ પડે છે. એ સિદ્ધાંતો ઘણા સરલ છેઃ–

૧. આપણી ગ્રામ્ય પંચાયતોથી માંડીને વાઇસરોયની ધારાસભા સુધી બધા રાજકીય મંડલોમાં લોકોનાજ ચુંટેલા પ્રતિનિધિઓનો વધુ મત હોવો જોઇએ.

૨. જે અમલદાર વર્ગ દેશમાં હકુમત ચલાવે છે તે, ઉપર લખેલાં મંડલોને તાબે હોવો જોઇએ.

આ સિદ્ધાંતો લોકશાસન પ્રાપ્ત કરવાના પગથીયાંજ છે તે આગળ સ્પષ્ટ થશે; અને તે આપણા રાજ્યતંત્રમાં સ્વીકારાય એ આપણો પ્રયત્ન છે. એ પ્રયત્ન તે યુગધર્મ સિદ્ધ કરવાનું પ્રથમ પગલું છે; અને તે પ્રયત્નથીજ આપણે આગળ વધતી સૃષ્ટિ જોડે એકતાનતા પામીશું. જે લક્ષ્ય માટે માર્શલ ફોશ ફ્રાન્સમાં લડે છે, જે લક્ષ્ય માટે સંગ્રામમાં લોહીની નદીઓ વહે છે, તેજ લક્ષ્ય માટે આપણે સ્વરાજ્ય માંગીએ છીએ. તે લક્ષ્ય લોકશાસનનો વિજય.

---

૨

# લોકશાસનનાં પ્રાચીન સ્વરુપો

લોકશાસનનો અર્થ અત્યારે 'લોકનીજ સત્તાથી ચાલતું રાજ્યતંત્ર' એવો કરવામાં આવે છે. પણ ઇતિહાસકાલમાં તેના અનેક અર્થ થયા છે; એનો અંગ્રેજી શબ્દ Democracy–'ડેમોક્રસી' પણ કોઈ વખત ભાવનાના અર્થમાં તો કોઈ વખત રાજ્યતંત્રના અર્થમાં વપરાય છે.

લોકશાસનની ભાવના આજ જમાનામાં સમજાઇ છે એ માન્યતા ભુલભરેલી છે. ભૂતકાલમાં પ્રજાઓને, અને મહાત્માઓને તેનાં ઝાંખાં સ્વપ્નાં આવતાં હતાં; અને સ્વપ્નાંઓ સ્પષ્ટ થયાથીજ લોકશાસન રાજ્યતંત્રની પદવી પામી શક્યું.

આ અસ્પષ્ટ સ્વપ્નામાં બે દૃષ્ટિબિંદુઓ સમાતાં હતાં: (૧) જનસમૂહની મહત્તા અને ગૌરવ; (૨) દરેક વ્યક્તિની વ્યક્તિ તરીકે મહત્તા અને ગૌરવ. છેક શરુઆતનાં ધર્મશાસ્ત્રોમાં, કવિતામાં, તત્ત્વજ્ઞાનમાં જુદે જુદે વેશે એ દૃષ્ટિબિંદુઓએ દેખા દીધી. વેદે કલ્પેલું વિરાટસ્વરુપ; ગીતાએ ગાયેલું સર્વ કર્તવ્યનું પરમ ધ્યેય 'લોકસંગ્રહ'; બુદ્ધે સરજાવેલો 'સંઘ'; ખ્રીસ્તે આદરેલી જનસમાજ માટે પ્રાણ આપવાની ઉત્સુકતા; મહમદે પ્રસારેલી સામાજિક સમાનતા—આ અને એવી અનેક ભાવનાઓમાં એ બે દૃષ્ટિબિંદુઓ નજરે ચઢે છે; અને એ બે જેમ જેમ ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં શિખરો છોડી—પતિતપાવની ગંગાની માફક—સામાન્ય જીવનની સપાટી ઉપર ઉતરવા લાગ્યાં તેમ તેમ લોકની સત્તાની શરુઆત થવા લાગી. અને આ શરુઆત આપણે અહીં થઈ હોય એમ ભાસે છે. આ દેશમાં એક સંપ્રદાય એવો છે કે જેનો હેતુ આપણે લોકશાસન માટે નાલાયક છીએ એમ ઠરાવવાનો છે. ઇતિહાસના સંશોધને તે સંપ્રદાયને જુઠો પાડ્યો છે. લોકશાસન જેવું પ્રાચીન આર્યાવર્તમાં હતું એવું ગ્રીસ શીવાય બીજા કોઈ દેશમાં તે વખતે નહોતું.

આપણે ત્યાં પ્રાચીન સમયમાં રાજા નામનોજ સર્વસત્તાધીશ કહેવાતો; ખરું જોતાં તેની સત્તા ઘણી નિયંત્રિત હતી. તેનું પહેલું કર્તવ્ય પ્રજાની સેવા ગણાતી; તેની ઇચ્છા સદાએ વૃદ્ધ મંત્રીમંડલને આધીન રહેતી; તે ધર્મ, સંસ્કૃતિ, કે યુદ્ધપદ્ધતિ બદલી શકતો નહીં, કારણ કે તે બ્રાહ્મણો અને ક્ષત્રિયોના હાથમાં હતાં; તે આંતરવ્યવહારમાં માથું મારી શકતો નહીં કારણ કે શહેરો અને ગામડાંઓમાં પંચાયતોનું પ્રજાસત્તાક રાજ્યતંત્ર ચાલતું.

ગમે તેવો પ્રતાપી રાજા લોકોની સંમતિ વિના પોતાનો વારસ પણ નીમી ન શકે એવી રાજ્યનીતિ હતી એમ લાગે છે. દશરથ રાજાએ રામચંદ્રને યુવરાજપદ આપવાનો વિચાર કર્યો ત્યારે "બ્રાહ્મણો અને સેનાનાયકો સહિત **નગરજન અને પ્રાંતોના રહીશો** સાથે મંત્રણા કરી; અને સર્વે અનુમત થયા પછી, દરેકે પોતાના મનમાં વિચાર કર્યો. ત્યાર પછી બધાએ દશરથને કહ્યું કે "અમે રામને યુવરાજ તરીકે સ્વીકારવા ખુશી છીએ." આ ઉપરથી વસિષ્ઠ મુનિએ રાઘવને કહ્યું: "લોકોએ તને રાજા તરીકે સ્વીકારવાની ઇચ્છા દર્શાવી છે; તેથી હે વત્સ! હું તને યુવરાજ સ્થાપું છું."[૧]

ચન્દ્રગુપ્ત જેવા પ્રતાપી રાજાના વખતમાં તેના "પાટનગર પાટલીપુત્રના કારભાર માટે ત્રીસ જણની બનેલી સુધરાઇની યોજના કરવામાં આવી હતી, અને યુદ્ધસભાની માફક પાંચ પાંચ સભ્યોનાં છ મંડલ કરવામાં આવ્યાં હતાં. આ મંડલો સામાન્ય લોકમાન્ય (unofficial) પંચાયત, કે જેવડે દરેક ન્યાત અને ધંધો હીંદમાં પરાપૂર્વથી પોતાની આંતરવ્યવસ્થા કર્યાં જાય છે, તેનાં રાજ્યે સ્વીકારેલાં સ્વરુપો ગણાય."[૨]

---

૧ રામાયણ કાંડ ૨-(૩)-(૬)

૨. Vincent Smiths "History of India."

"એ તો સ્પષ્ટજ છે કે પ્રાચીન હીંદમાં શહેરસુધરાઈ અને બીજી જાહેર સંસ્થાઓ પોતાની હદમાં મોટી સત્તા ધરાવતી; તેમની ફરજો, અંગ્રેજી અમલમાં હીંદમાં સ્થાપવામાં આવેલી તેવીજ સંસ્થાઓના જેવી, ઘણે અંશે હતી. છતાં તે વધારે કઠણ કામ ઉપાડતી અને તેનું કાર્યક્ષેત્ર વિશાલ હતું. તે સંસ્થાઓ પોતપોતાની હદમાં દીવાની અને ફોજદારી અમલ ચલાવતી; તેમના 'મુખ્યો'–કમીશનરો–ને ગેરવર્તણુંક માટે શિક્ષા–જોઇએ તો દેશનિકાલ–પણ આપી શકતી; તેનો હુકમ જો ગેરરીતે નહીં કરવામાં આવ્યો હોય તો રાજ્યસત્તા પણ કબુલ રાખતી."[1]

આ ઉપરાંત આપણી લોકસ્વાધીન ગ્રામ્યવ્યવસ્થા પુરાણા કાલથી તે અંગ્રેજી અમલદારોની વિનાશક રાજ્યપદ્ધતિએ તેના પર છરી ફેરવવા માંડી ત્યાં સુધી ચીરંજીવી રહી હતી. એ નાના પ્રજાસત્તાક રાજ્યતંત્રો લોકશાસનના દુર્જય કોટો હતા.

"અસલના વખતમાં હીંદમાં એવી રાજ્યસત્તા હતી કે જે લોકો પાસે લીધેલા ધન પર જીવતી. આ સત્તાના માલીકો કર નાંખતા; સ્વેચ્છાએ એક બીજા સાથે લડતા. પણ આંતરશાસન તો દરેક ગામનું ગામલોકોજ કરતા; અને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે પોતાના રીત-રીવાજ બદલવાનો અધિકાર લોકોનોજ રહેતો."[2]

આપણા દેશની પ્રાચીન શાસનપદ્ધતિ વર્ણવતાં એક ગુજરાતી વિદ્વાન લખે છે કે "એકમેકથી સ્વતંત્ર, પોતાનો કારોબારી તેમજ દીવાની અમલ પોતેજ ચલાવતાં, નાનાં પ્રજાસત્તાક રાજ્યતંત્ર અથવા ગ્રામ્ય સંસ્થાનો મુખી તે રાજા. ગામલોકો અમુક અંશે પોતાનો કાર-

---

૧. From Pundit R. S. Shastri's Essay quoted in "Towards Home Rule" by R. Chatterjee.

૨. H. R. H. Elliot quoted in "Towards Home Rule."

ભાર ચલાવતા; મહાજનો, ન્યાતો, અને કુટુંબો પણ એમ કરતાં; અને અવશેષ રહેલી સત્તાજ રાજા ભોગવતા."[૧]

આટલુંજ નહીં, પણ કેટલાંક શુદ્ધ–રાજા વિનાનાં-લોકસત્તાક રાજ્યતંત્ર પણ હીંદમાં હતાં, જે શ્રેણી અને ગણને નામે ઓળખાતાં. વાજીઅન નામના પ્રતાપી લોકમાં આવું રાજ્યતંત્ર હતું તે વીશે બુદ્ધ ભગવાન કહે છે: "હે આનંદ ! જ્યાં સુધી વાજીઅનો વારંવાર સંપૂર્ણ સભાઓ ભરે છે ત્યાં સુધી તેમનું અધઃપતન થવાનું નથી; પણ ઉલટા તેઓ સમૃદ્ધિવાન થશે."[૨]

પણ આવા લોકશાસનના શુદ્ધ અપવાદો ન ગણતાં, આપણા દેશમાં તેની સામાન્ય ભાવનામાં નીચેનાં દૃષ્ટિબિંદુ દેખાતાં:–

૧. જો કે રાજા અને પ્રજાનો સંબંધ અદૃષ્ટ નહોતો થયો, છતાં રાજા તેમજ બીજી બધી સંસ્થાઓ લોકોનેજ માટે છે એવો સ્પષ્ટ ખ્યાલ હતો. જનસમાજની મહત્તા સ્વીકારાતી.

૨. રાજાથી માંડીને બધો અમલદાર વર્ગ પેઢીધર હતો, અને દરેકની હકુમત એવી પ્રણાલિકાઓથી જકડી લેવામાં આવી હતી કે જેથી સ્વચ્છંદ આચરણ અશક્ય થઈ પડે. તેમની હકુમતનું ક્ષેત્ર ઘણું જ નાનું હતું.

૩. લશ્કરની કે બહારની વ્યવસ્થા સીવાય બીજાં બધાં ક્ષેત્રોમાં ગામ અને ન્યાતની પંચાયતોનીજ સત્તા હતી. ગામ અને ન્યાત એ બે સ્વતંત્ર અને આત્મનિષ્ઠ, લોકનાજ શાસનથી ચાલતી સંસ્થાઓ હતી.

૪. દરેક વર્ણના લોકોનો એકમેક પર એવો આશ્રય હતો અને દરેક વર્ણની પોતપોતાનામાં એવી સમાનતા હતી કે–યુરોપીય અર્થમાં સમાનતા નહોતી છતાં–લોકશાસનની નેમ સચવાતી.

---

૧. *Uttamlal K. Trivedi's "Constitutional Theory of Hindu Law."*

૨. Rhys David's "Buddhistic Suttas."

આ કારણોથી યુરોપીય દૃષ્ટિબિંદુઓનો અભાવ હતો છતાં, આ દેશમાં લોકશાસન અસલથી હતું, અને ઘણે અંશે અંગ્રેજના અમલ સુધી આપણે તે સાચવી રહ્યા હતા.

## ગ્રીસ

ભૂતકાલમાં જેમ હીંદમાં લોકશાસન હતું તેમ ગ્રીસમાં પણ હતું; અને તે દેશના એથેન્સ શહેરમાં તે સંપૂર્ણ કલાએ પહોંચ્યું હતું.

એથેન્સ તે યુરોપનું કાશી છે. એક લેખક લખી ગયો છે કે "'જેને આ પાશ્ચાત્ય ચેતન કહીએ છીએ તે ગ્રીક ચેતનનો માત્ર પુનર્જન્મ છે." ઇસ્વી સન પૂર્વે થઈ ગએલા એક નગરના જીવને, તત્ત્વજ્ઞાન અને રહેણીકરણીએ, વિચાર અને શૈલીએ યુરોપની સંસ્કૃતિ, રાજ્યપદ્ધતિ, અને સાહિત્ય પ્રેર્યાં છે; અને આ જમાનાની લોકશાસનની ભાવનાનું મૂલ પણ તે શહેરની રાજકીય સંસ્થાઓ છે.

એથેન્સમાં રાજાપ્રજાનો સંબંધજ નહોતો—ત્યાં માત્ર લોકજ હતા, રાજ્ય લોકસત્તાક હતું. તેનો કોઇ પણ માલીક નથી એમ કહેવામાં તેના નાગરિકો મગરુરી માનતા હતા.

હાલનાં પ્રજાસત્તાક રાજ્યતંત્રો રાષ્ટ્ર, મોટો દેશ, વિશાળ પ્રજા વિના ટકી શકતાં નથી, અને તેથી તે અશુદ્ધ—પ્રતિનિધિઓ મારફતે ચલાવાતી સંસ્થાઓ છે. ગ્રીસમાં રાજ્યતંત્રનું સ્થાન માત્ર એકેક શહેરજ હતું; ત્યાં દરેક શહેર એક જુદી રાષ્ટ્રીય વ્યક્તિ હતું. આ કારણથી એથેન્સમાં શુદ્ધ લોકશાસન હતું; વીસ વર્ષની ઉપરના બધા શહેરીઓ "એકલેસીયા" નામની સભામાં મળતા અને વધુ મતે બધો રાજ્યકારભાર ચલાવતા. એ સભાની સત્તા સંપૂર્ણ અને સર્વગ્રાહી હતી. તે સંધિ અને વિગ્રહના ઠરાવો કરતી અને એલચીઓને સાંભળતી, અમલદારો અને સેનાપતિઓ નીમતી અને તેમના પગાર નક્કી કરતી, લશ્કરી અને દરીઆઈ ફોજોની વ્યવસ્થા કરતી, ધર્મ અને ઉપજ ખરચ-

ના સામાન્ય સવાલોનો નિર્ણય આણતી, અને જરુર પડે વ્યક્તિઓની જાહેર વર્તણુક સામે ફરીઆદો પણ સાંભળતી.

બીજી સંસ્થા "સેનેટ"ની હતી. તેમાં ૫૦૦ સભ્યો હતા. તે સભ્યો દર વર્ષે ચુંટાતા; અને "એકલેસીયા"નું કામ પાર ઉતારવાની ફરજ તેમની હતી. એ સભ્યોમાંના પચાસ પચાસની દસ કમીટીઓ થતી; અને તે કમીટી વર્ષમાં ૩૬ દિવસ અમલ ચલાવતી.

ત્યાંના અધિકારીઓ 'આર્કોનો' માત્ર લોકસેવક હતા. અધિકારી માત્ર ચુંટાતા નહીં; પણ દરેક જણ વારાફરતી નીમાતા. ત્રીશ પાંત્રીસ હજારની વસ્તીમાં ૧૯૦૦ અધિકારપદ હતાં, એટલે અધિકારી થવાનો લહાવો સોળ વર્ષે દરેક શહેરીને આવતો. 30885

એથેન્સના લોકશાસનમાં નીચે પ્રમાણેનાં લક્ષણો હતાં:-

૧. એથેન્સનો જનસમૂહ પોતાને 'લોક' તરીકે માનતો. આ વિચાર સમજવા માટે પ્રજા અને લોક વચ્ચેનો ભેદ યાદ રાખવો જરુરનો છે. જ્યાં રાજા હોય, ત્યાંજ પ્રજા હોય. જ્યાં જનસમૂહ પોતે રાજ્યતંત્રનો માલીક હોય, સર્વ સત્તાનું મૂલ હોય, તે તો લોક–રાજલોક–Sovereign people કહેવાય; લોકશાસનનું આ પ્રથમ લક્ષણ એથેન્સમાં પુરેપુરું હતું.

૨. પહેલા લક્ષણના પરિણામરુપે એમ ગણાતું કે અધિકારી વર્ગ રાજલોકનો સેવક છે; પોતાના અધિકાર માટે લોકની સંમતિ પર આધાર રાખે છે.

૩. નાગરિકોની સમાનતા–તેમના સરખા હક્કો છે એ ખ્યાલ પુરેપુરી રીતે સ્વીકારાતો. "એકલેસીયા"માં દરેકને બોલવાની છુટ હતી, દરેક અધિકારી થતો–આ બધાથી આ સમાનતા સચવાઈ રહેતી. પણ આ સમાનતા માત્ર નગરજનોનીજ હતી. ત્યાં લાખ ગુલામો સદાને માટે હક વિનાના બની શહેરીઓની સેવા કરતા.

એથેન્સનું મુત્સદ્દીપણું અપૂર્વ હતું. તેણે ઉભી કરેલી ભાવના હજુ ઘણે અંશે તેવી ને તેવીજ, રાજ્યતંત્રોમાં દાખલ કરવામાં આવે છે; અને જેટલે અંશે તે દાખલ થાય છે તેટલેજ અંશે તે રાજ્યતંત્ર સંપૂર્ણ કલાએ પહોંચ્યું ગણાય છે.

હીંદના ગામોનાં અને એથેન્સનાં રાજ્યતંત્રો ઘણે અંશે જુદાં હતાં; છતાં તેમાં કેટલીક સમાનતા હતી. આ બેની સરખામણી એ મોહક વિષય છે. બન્ને સ્વતંત્ર, આત્મનિષ્ઠ હતાં, બંને ઘણે અંશે પ્રજાસત્તાક હતાં. પણ એકે—ઐતિહાસિક કારણોને લીધે—રાજ્યની બાહ્ય વ્યવસ્થા રાજાઓને સોંપી હતી, બીજાએ લોકોના હાથમાંજ રાખી હતી. હીંદમાં વર્ણવિભાગ હતો; વર્ણોના આંતરવ્યવહારમાં સમાનતા હતી; વર્ણોનો એકમેક પર સંપૂર્ણ આશ્રય હતો; તેણે રસાકસીનું ભયંકર સંઘટ્ટન છોડી, શાંતિનું સુખ સ્વીકાર્યું હતું. ગ્રીસમાં, લોકોમાં બે વર્ણ હતા—શહેરી અને ગુલામ. એકમાં સમાનતા હતી, સ્વાતંત્ર્ય હતું; બીજા સદાને માટે પરાધીન હતા. બન્ને વર્ણોમાં અવિશ્વાસ હતો. શહેરીઓમાં સદાએ રસાકસી ચાલતી; તેને પરિણામે જીવન ઉછળતું રહેતું, રજોગુણી રહેતું. હીંદી લોકશાસન પરદેશી હુમલા છતાં હજારો વર્ષ ટકી શક્યું; ગ્રીસનું પહેલે હુમલે વિનષ્ટ થઈ ગયું.

પડોશના રાજાએ—પછી રોમે, ગ્રીસનું સ્વાતંત્ર્ય છુંદી નાંખ્યું; રોમમાં જે કંઈ લોકશાસન હતું તે પણ ગયું; જંગલી હુન અને ટયુટનોના હુમલાઓએ પ્રજાસત્તાક સંસ્થાઓનાં બીજ ઉખેડી નાંખ્યાં. યુરોપ પર મધ્યકાલીન અંધકારનો—ભાવનાહીન રાજ્યતંત્રોનો પડદો પડ્યો.



## ૩

# લોકશાસનના વિજયસ્તંભો

## ઈંગ્લંડમાં રાજ્યક્રાંતિ

આ ઘોર તિમિરના ભયાનક પડદા તોડી બહાર નીકળવા લોકશાસનની ભાવનાને અનેક સૈકાઓ સુધી મથામણ કરવી પડી; અનેક રાજ્યોને ઉથલાવવાં પડ્યાં; લાખો માણસનો ભોગ આપવો પડ્યો.

ચૌદમા સૈકામાં દેવના દુદંભીનો નાદ સંભળાવા લાગ્યો. લોકસત્તાના પ્રભાતનાં ઉગતાં કિરણો દેખાવા માંડ્યાં. ગેલીલીઓએ વિજ્ઞાનશાસ્ત્ર શરુ કર્યું; માર્ટીન લ્યુથરે નવો પંથ કાઢ્યો; ગટનબર્ગે છાપવાની કળા શોધી કહાડી. એકે અજ્ઞાનતા છોડાવી; બીજાએ ધર્માંધતા; ત્રીજાએ જ્ઞાનનો પ્રસાર સહેલો બનાવ્યો. અજ્ઞાન પર, નિર્બલતા પર અંધકાર પર રચાયેલા રોમન કેથોલીક ધર્મ અને ફ્યુડલ સીસ્ટમની સ્વચ્છંદી રીતિઓમાં સ્વાતંત્ર્ય અને સમાનતાનો પ્રવેશ થયો.

લ્યુથરનો જીવનમંત્ર બુદ્ધિસ્વાતંત્ર્ય હતો; શા માટે માણસે પોતેજ ધર્મનો અર્થ ન કરવો અને પાદરીઓએ કરેલો અર્થ સ્વીકારવો? શા સારુ પોપની સત્તા ઈશ્વરદત્ત ગણવી? આ પ્રશ્નો માટે તેણે યુદ્ધ આરંભ્યું, અને તેના અનુયાયીઓ—"પ્રોટેસ્ટંટસ્"—માનસિક સ્વાતંત્ર્ય અને નવા વિચારના હીમાયતીઓ થયા. ધર્માંધતા અને આ પંથ વચ્ચે યુદ્ધ થવા માંડ્યું—અને નવા યુગની શરુઆત થઈ.

આ પંથે પહેલો વિજય હોલાંડ દેશમાં મેળવ્યો; અને મહામહેનતે ત્યાંના લોકોએ સ્વાયત્તશાસન મેળવ્યું. તેમને લોકશાસનની ભાવના કરતાં પોતાનો ધર્મ પાળવાની સુગમતાએ વધારે પ્રેર્યા હતા; અને યૂરોપમાં જુનો સંપ્રદાય સબળ હોવાથી, નવા પંથે સ્વીકારેલા બુદ્ધિસ્વાતંત્ર્યને રાજકીય બાબતોમાં પ્રસરતાં વાર લાગી. પણ એ પંથ ઈંગ્લંડમાં સબળ થવા પામ્યો; અને ધાર્મિક સ્વાતંત્ર્યના જુસ્સાનું રાજકીય રુપાંતર થયું.

તે જમાનામાં, યુરોપીય રાજ્યનીતિ પ્રમાણે રાજાને સર્વ સત્તા ને ઈશ્વરદત્ત અધિકાર છે એમ મનાતું. અને જે અંગ્રેજી પ્રજાએ "ચર્ચ"ની ધાર્મિક સત્તા તોડી તે પ્રજા રાજાની "ઈશ્વરદત્ત" કહેવાતી, સામે ન થવાય એવી, પવિત્ર મનાતી સત્તા સહી ન શકી. ધાર્મિક સ્વાતંત્ર્ય ને રાજકીય સ્વાતંત્ર્ય વચ્ચે માત્ર એકજ ડગલું હતું–તે તેમણે ભર્યું.

અંગ્રેજી પ્રજા વ્યવહારુ છે. વ્યવહારુ માણસ કટકે કટકે સુધારા કરે છે; તેના જીવનમાં ભાવનાને સ્થાન નથી; તેની બુદ્ધિમાં વિશ્વ-વ્યાપક નિયમો પેસતા નથી; તે તો જ્યાં ફાટેલું જુએ ત્યાં થીંગડું મારે. આ સ્વભાવને લીધે જ્યારે પહેલા ચાર્લ્સ રાજાએ બેહદ જુલમ કરવા માંડ્યો, જ્યારે તેણે પોતાના 'ઈશ્વરદત્ત અધિકાર' (Divine Right)નો આશ્રય લેવા માંડ્યો, ત્યારે એ પ્રજાએ લોકશાસનનો વિચાર ન કર્યો, સ્વાતંત્ર્યની ભાવના સ્પષ્ટ કરી નહીં–પણ માત્ર જ્યાં તે અધિકાર અંકુશ વિનાનો દેખાયો ત્યાં અંકુશ મુકવા માંડ્યો.

ખરું જોતાં આ કાર્યો પ્રજાએ નહીં કર્યાં પણ પાર્લામેન્ટ કરતી હતી. તે સંસ્થામાં તે વખતે પ્રજાની સત્તા નહોતી, માત્ર તેનાં બીજ હતાં. ખરી ખેંચતાણ એ સભા અને રાજા વચ્ચે ચાલી; અને કર નાંખી પૈસા ભેગા કરવાનો અધિકાર પાર્લામેંટનો હોવાથી એ ખેંચ-તાણમાં તે ફાવી. આ તોફાન કયા વિષયને લીધે વધ્યું તેનો ખ્યાલ પાર્લામેંટે સ્વીકારેલો નીચેના ઠરાવો આપશે:–

"૧. જ્યાં સુધી કેદ કરવા માટે કે બંધી કરવા માટે કાયદેસર કારણ આપવામાં ન આવે ત્યાં સુધી કોઈ સ્વતંત્ર માણસને કેદ કરવો નહીં કે બંધનમાં રાખવો નહીં.

૨. રાજા કે પ્રીવી કાઉન્સીલના હુકમથી પણ કોઈને કેદ કરવામાં આવે કે બંધનમાં રાખવામાં આવે તો તે માગણી કરે તો "હેબીઅસ કૉર્પસ"નો હુકમ તેને આપવો (એટલે તેની કાયદેસર તપાસ થઈ શકે).

૩. જો હુકમમાં, કેદ કરવાને માટે કે બંધનમાં રાખવા માટે કે કારણ જણાવવામાં ન આવે તો તેને છોડી મુકવો; નહીં તો તેને જામીન પર છોડવો.

૪. દરેક સ્વતંત્ર માણસનો અસલ અને નિર્વિવાદ અધિકાર એ છે કે તેની માલમીલકતનો તે પૂર્ણ અને સ્વતંત્ર માલીક છે. અને કોઇ પણ કર, લોન, અથવા બેનીવોલન્સ (કરના પ્રકારો) પાર્લામેંટના કાનુનની સીવાય રાજા અથવા પ્રધાન લઇ શકે નહીં."[1]

ચાર્લ્સ રાજા નમતું આપતાં શીખ્યો નહોતો. તેના પ્રધાનોનો તોર બેહદ હતો; તેમને લોકોની પરવા હતી નહીં. પરિણામે દેશમાં બે પક્ષ પડ્યા. અમીરો, પાદરીઓ રાજા તરફ ગયા; લોકોએ પાર્લામેંટની સત્તાને ટેકો આપ્યો. રાજા વીફર્યો. પાર્લામેંટે કરેલી વિનંતિઓ તિરસ્કારી. "તેના મિત્રોના પુરાવા પ્રમાણે, રાજાએ ધારાસભાનો અધિકાર ખુંચવી લીધો. પાર્લામેન્ટની રજા વગર કરો લીધા, લોકોના ઘરોમાં બેકાયદેસર અને જુલમી રીતે લશ્કરી સીપાઇઓ રાખ્યા. રાજ્યનિયમ વિરુદ્ધ, વાચાના સ્વાતંત્ર્ય ઉપર અંકુશ મુકાયા વિના એક પણ પાર્લામેન્ટની બેઠક પુરી થઇ નહીં; અરજ કરવાના અધિકારનો ભંગ થયો; સ્વચ્છંદી ચુકાદાઓ, બેહદ દંડ, અઘટિત કેદ એ પીડાઓ રોજની થઇ."[2]

આ સમયમાં નવા પંથનો એક ચુસ્ત વિભાગ 'પ્યુરીટનો' નો હતો. એ વિભાગ હતો નાનો, પણ તેના સભ્યો અડગ, નિસ્વાર્થી, ધર્મપરાયણ હતા; સૃષ્ટિમાં ઇશ્વરનું રાજ્ય ફેલાવવા માટે ઇશ્વરનિયુક્ત સુભટો પોતાને માનતા; અને તે રાજ્યનો પ્રસાર માત્ર ચાર્લ્સ રાજાથીજ અટકે છે એમ એમને ખાત્રી થઈ ગઈ હતી. આ પક્ષે આગેવાની કરી; રાજાએ તેને લશ્કરની મદદથી દબાવી દેવા માંડ્યો.

---

૧. Lingard's "History of Engand."

૨. Macaulay on Milton.

જ્યારે મનુષ્યો ભાવનારુપજ બની રહે છે ત્યારે તેમાં દૈવી શક્તિઓ પ્રગટે છે. તેમજ પ્યુરીટનોમાં થયું. એક આધેડ વયના વેપારીમાં વીરતા પ્રગટી; તેના દુર્જેય જુસ્સાથી લોકોમાં શૌર્ય આવ્યું. તેણે રાજાનો પીછો લીધો; 'ઇશ્વરદત્ત અધિકાર' ના લાલચુ ચાર્લ્સને હંફાવ્યો, હરાવ્યો, કેદ પકડ્યો, ફાંસી દીધો. તેણે ઇંગ્લંડમાં લોકસત્તાક રાજ્યતંત્ર સ્થાપ્યું—પોતે તેનો પ્રમુખ બન્યો. તેણે ઇંગ્લંડમાં લોકશાસન સ્થાપ્યું-ઇંગ્લંડની સત્તા માનનીય બનાવી તેના સામ્રાજ્યનો પાયો નાંખ્યો—તેને નવા યુગનો નેતા બનાવ્યું; તે મહાત્મા—ઓલીવર ક્રૉમવેલ.

તેના ગુજરી ગયા પછી, લોકોએ રાજા ચાર્લ્સ બીજાને ગાદી આપી, અને તેની લહેરી કારકીર્દીમાં પાર્લામેન્ટની સત્તા દૃઢ થઈ. તેના પછી તેના ભાઈએ પાછો 'ઇશ્વરદત્ત અધિકાર' ચલાવવાનો મનસુબો કર્યો ત્યારે પાર્લામેન્ટે તેને ઉઠાડી મુકી, હોલાંડના પ્રમુખને ઇંગ્લંડની ગાદી આપી.

ઇંગ્લંડમાં લોકશાસનની સ્થાપના એ આ યુગનો પહેલો વિજયસ્તંભ છે. તેની અસર આખા યુરોપમાં થઈ, તેનો દાખલો ભવિષ્યની પ્રજાને મળ્યો; અને 'ઇશ્વરદત્ત અધિકાર'ના શોખીન રાજાઓનાં સિંહાસનો ડોલવા માંડ્યાં. આ રાજ્યક્રાંતિ વખતે લોકશાસને નીચેના સિદ્ધાંતોનું સ્વરુપ લીધું:—

૧. બધી સત્તાનો અધિકારી રાજા નથી, પણ પાર્લામેન્ટ પ્રજાનું પ્રતિનિધિ મંડલ છે અને રાજાના અધિકારને નિયમમાં આણવાનો હક્ક ધરાવે છે.

૨. કાયદેસર તપાસ વિના રાજા પ્રજાજનને શિક્ષા કરી શકે નહીં; કાયદેસર કારણ વિના તેની ગીલકત લઈ શકે નહીં; અને પાર્લામેન્ટની રજા સીવાય કર નાંખી, તેની પાસે પૈસો લઈ શકે નહીં.

૩. રાજા જો આપખુદી સત્તા ચલાવે તો તેને બદલી નાંખવાની સત્તા પાર્લામેન્ટની છે.

આ સિદ્ધાંતોએ લોકશાસનની આધુનિક ભાવના પર એટલી બધી અસર કરી છે કે ઇંગ્લંડની રાજ્યક્રાંતિ એજ તેનું મૂલ છે, અંગ્રેજી પાર્લામેન્ટ એજ તેની માતા છે એમ કહ્યાવિના ચાલતું નથી. આ રાજ્યક્રાંતિએ ઉભી કરેલી પવિત્ર ભાવનાને જોરેજ આ સામ્રાજ્ય ટકી રહ્યું છે એમ પણ કહ્યા વિના ચાલતું નથી.

## અમેરીકામાં રાજ્યક્રાંતિ

લોકશાસનના દિગ્વિજયનો બીજો કીર્તિસ્તંભ પણ અંગ્રેજી પ્રજાનો લાક્ષણિક સ્વાતંત્ર્યનો શોખ દેખાડે છે. વીલાયતમાં જેમ જેમ નવા પંથના સ્વતંત્ર વિચારના, ધર્મચુસ્ત પુરુષોને જુલમ નડવા માંડ્યો તેમ તેમ તેઓ ઇંગ્લંડ છોડી, અમેરીકામાં જઇ વસવા લાગ્યા. આ લોકો સ્વાતંત્ર્યપ્રેમી હતા; અમેરીકામાં જુની રાજ્યપદ્ધતિની પ્રણાલિકાઓ હતી નહીં; કોઇ મોટું અને કોઇ નાનું, રાજા અને પ્રજા એવા ખ્યાલો હતા નહીં. ઇંગ્લંડ દૂર હતું; તેના રાજાની માત્ર નામનીજ સત્તા ચાલતી હતી; તેના પ્રતિનિધિ તરીકે માત્ર ગવર્નરજ નીમાતો. આ કારણોથી લોકોમાં સ્વાતંત્ર્યનો જુસ્સો, જુલ્મી અંકુશનો ધિક્કાર, સમાનતાનો પ્રેમ, પોતાનો કારભાર પોતેજ ચલાવવાની કુશલતા–આ બધા ગુણ હતા.

ઇ. સ. ૧૭૬૪ના અરસામાં ઇંગ્લાંડ સાત વર્ષના વિગ્રહમાં વિજયી નીવડ્યું. તે વખતે ગ્રેન્વીલ નામના પ્રધાને એમેરીકાનાં તેર સંસ્થાનો પર સ્ટૅંપનો કર નાંખી, લડાઇનો ખર્ચ વસુલ કરવાનો ઇરાદો રાખ્યો. આ કર નાંખવાના ઇરાદાથી અમેરીકાનાં સંસ્થાનોમાં અસંતોષ પેદા થયો. તેમણે કહ્યું કે જે પાર્લામેન્ટની આમની સભામાં તેમના પ્રતિનિધિ નથી, તે પાર્લામેન્ટ તેમના પર કાયદેસર રીતે કર કેમ નાંખી શકે? ગ્રેન્વીલ પોતાના અધિકારમાં મસ્ત હતો; સંસ્થાનોની અરજીઓને ફેંકી દઈ સ્ટૅંપના કર વીશે વીલાયતની પાર્લામેન્ટમાં કાયદો પસાર કરાવ્યો.

અમેરીકાના લોકો ખળભળ્યા, તેમની સભા મળી, આ કર સામે તેમણે વાંધો ઉઠાવ્યો; જ્યારે કર લેવાનો વખત આવ્યો ત્યારે કાયદો અમલમાં મુકવો અશક્ય થઇ પડ્યું; લોકોએ સ્ટેંપવાળા કાગળો વહાણમાંથી ઉતારવા ન દીધા અને ઉતર્યા, તો તેના વેચનારાઓએ રાજીનામાં આપી દીધાં. પાર્લામેન્ટને આ વાતની ખબર થઇ; લોકનાયક પીટે આ કાયદો પાછો ખેંચી લેવાનું સુચવ્યું, પ્રતિનિધિ વિના કર કેમ નંખાય? ગ્રેન્વીલ ધણો સામે પડયો; કોઈ પણ બહાને કાયદો ચાલુ રાખવા સુચવ્યું; ન હોય તો બેરજુલમથી કાયદાનો અમલ કરવાનું કહ્યું. પણ આખરે કાયદો પાછો ખેંચી લેવાયો.

ફરીથી બે વર્ષ રહી ટાઉન્શેન્ડે કાચ વીગેરે વસ્તુ પર કર નાંખ્યો; ફરી તોફાન થયું; અંગ્રેજી ગવર્નરે લશ્કર ભેગું કરવા માંડ્યું. અમેરીકનોએ કહ્યું કે અમારા પ્રતિનિધિ વિના પાર્લામેંટ કર ન નાંખી શકે; અને સામે થયા. અંગ્રેજી પ્રધાનોએ બધા કર કાઢી નાંખ્યા; પણ પોતાની સત્તા અને પ્રતિષ્ટા પુરવાર કરવા ચહા ઉપરનો કર રાખ્યો. લોકો વીફર્યા; અંગ્રેજી માલ વાપરવો બંધ કર્યો; સરકારના પક્ષના માણસોને સતાવ્યા; ચહા લેવાની ના પાડી; ચહાની આવતી પેટીઓ દરીઆમાં વિસર્જન કરી. જ્યોર્જ ત્રીજો—જે તે વખતે ઈંગ્લંડનો રાજા હતો—તે જીદ્દી થયો; તેના અમલદારો, ગવર્નરો દઢ થયા; અને મેસેચ્યુસેટ્સ સંસ્થાનની સભામાં સભાસદો ચુંટેલા નહીં પણ નીમેલા રાખવા એવો કાયદો કરાવ્યો. પહેલાં એ સભા ન્યાયાધીશો નીમતી હતી; તે સત્તા હવે ગવર્નરે પોતાના હાથમાં લઇ લીધી.

લોકો વધારે જીદ્દી થયા; નવા કાયદાને અમલમાંજ આવવા ન દીધો; સંસ્થાનોના પ્રતિનિધિઓએ કોંગ્રેસ બોલાવી પોતાના હક્કનું જાહેરનામું બ્હાર પાડ્યું; અને જ્યાં સુધી અંગ્રેજી સરકાર તેમના તે હકો આપે નહીં ત્યાં સુધી કંઈ પણ અંગ્રેજી વસ્તુ લેવી નહીં એવો નિશ્ચય કર્યો.

જ્યારે નવી નીમાયેલી સભા બોલાવાનો વખત આવ્યો ત્યારે પુરા ૩૬ સભાસદો પણ ગવર્નરને મળ્યા નહીં. અને નવી કાઉન્સીલ કેમ કરવી તે તેને સુઝયું નહીં. એટલામાં કોંગ્રેસના પ્રતિનિધિઓએ પ્રાંતિક સભા કરી, બધી સત્તા હાથમાં લઇ લીધી અને શહેરીઓનું લશ્કર ઉભું કરવા માંડ્યું. સેનાપતિ ગેજે જાહેરનામું કાઢયું કે આ સભા ગેરકાયદેસર છે. પણ લોકોએ તે જાહેરનામાનો હીસાબ ગણ્યો નહીં, અને પોતાના પ્રતિનિધિનોજ હુકમ માનવા લાગ્યા.

વીલાયતની પાર્લામેન્ટમાં ચેથામે (પીટ્) સમાધાન કરવાનાં ઘણાં ફાંફાં માર્યાં; પણ કંઈ વળ્યું નહીં. અંગ્રેજી સરકારે સત્તા દેખાડવા માંડી; અમેરીકાના લોકો તે સત્તાની સામે થયા. લોકોના નાગરિક લશ્કર અને જનરલ ગેજના લશ્કર વચ્ચે ઝપાઝપી થઇ. યુદ્ધ શરુ થયું. યુદ્ધમાં લોકોના લશ્કરના અધિપતિ 'વૉશીંગ્ટને વિજય મેળવ્યો. અમેરીકાના સંસ્થાનોએ ઈંગ્લંડની સત્તા ત્યાગી, અને સ્વાધીનતા મેળવી; અંગ્રેજી સત્તાની ધુંસરી કાઢી નાંખી. પરિણામે અમેરીકાનું લોકસત્તાક રાજ્યતંત્ર–યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકા–સ્થપાયું.

તા. ૪ થી જુલાઇ, ૧૭૭૬ ને દિવસે એ સંસ્થાનોની કોંગ્રેસે 'સ્વાતંત્ર્યનું જાહેરનામું" બહાર પાડ્યું. તે વખતના લોકનાયકોની લોકશાસનની ભાવના શી હતી તે જાણવા માટે તે જાહેરનામાનો કેટલોક ભાગ નીચે ટાંકવામાં આવ્યો છેઃ–

"જીવનક્રમમાં જ્યારે, એક લોકને બીજા લોક જોડેનો રાજકીય સંબંધી તોડવાની–અને કુદરત અને તેના ઇશ્વરે નિર્મેલા નિયમો પ્રમાણે દુનીઆની મહાસત્તાઓમાં નીરાળું, અને સમાન સ્થાન લેવાની જરુર પડે છે ત્યારે જનસમાજના અભિપ્રાયને રીતસર માન આપવા માટે તે લોકો છુટા કેમ પડ્યા તેનાં કારણો આપવાં જોઇએ.

અમે આ સત્યો સ્વસિદ્ધ માનીએ છીએ કે, સર્વે જનો સમાન સર્જાયા છે. ઇશ્વરે તેમને અમુક ત્યજાય નહીં એવા (*unalienable*)

હક્કો બક્ષેલા છે; અને તે હક્ક-જીંદગી, સ્વાતંત્ર્ય, અને સુખનું અન્વેષણ છે. આ હક્કો સાચવવા માટે, માણસોએ રાજ્યતંત્રો ઉભાં કર્યાં છે, અને આ તંત્રો પ્રજાની સંમતિથી પોતાની ન્યાયી સત્તા ચલાવે છે; અને જ્યારે કોઇ પણ રાજ્યતંત્ર આ હેતુઓનો વિનાશ કરે ત્યારે તે તંત્ર બદલવાનો કે નાબુદ કરવાનો લોકોનો અધિકાર છે; અને તેમની સહીસલામતી અને સુખ સચવાય એવા રુપમાં તેની સત્તાની રચના કરી, અને તેવી ભાવના પર તેનો પાયો રચી નવું રાજ્યતંત્ર ઉભું કરવાનો તેમનો અધિકાર છે. જો કે ડહાપણ ભરેલું એ છે કે લાંબા વખત થયાં સ્થાપન થયેલાં રાજ્યતંત્રો નજીવા અથવા ચંચલ કારણોને લીધે બદલવાં નહીં જોઇએ, અને અનુભવથી એમ જણાય છે કે મનુષ્ય જાતિ પરિચિત તંત્રો નાબુદ કરી ખરે રસ્તે જવા કરતાં અસહ્ય દુઃખો સહન કરે છે. પણ જ્યારે એકજ લક્ષ્ય તરફ વળતા અનાચારો, અને જુલમો (usurpations) ની પરંપરા તેમને (લોકને) નિરંકુશ સ્વેચ્છાશાસન (despotism) તળે આણવાનો ઇરાદો દર્શાવે ત્યારે તેમનો અધિકાર છે, તેમની ફરજ છે કે એવું રાજ્યતંત્ર કાઢી નાંખવું, અને ભવિષ્યની સહીસલામતી માટે નવા રક્ષકો ઉભા કરવા." તે પ્રખ્યાત જાહેરનામાનો આ અગ્રભાગ તે વખતના લોકશાસનનો ખરેખરો ખ્યાલ આપે છે. તેમાં ખાસ કરીને નીચેના સિદ્ધાંતો હતાઃ—

(૧) પ્રતિનિધિ વગર કર ન લેવાય.

(૨) લોકની સંમતિથીજ રાજ્યતંત્ર રચાવું જોઇએ; અને તે સંમતિ ન હોય તો બદલાવું જોઇએ.

## ફ્રાંસની રાજ્યક્રાંતિ

પણ આ બધી રાજ્યક્રાંતિઓમાં મોટામાં મોટી રાજ્યક્રાંતિ ૧૭૮૯ માં ફ્રાંસમાં થઇ. એ વિશ્વવ્યાપી હતી; એણે સામાજિક, રાજ-

કીય, આર્થિક તેમજ નૈતિક ક્ષેત્રમાં ફેરફારો કર્યા; અને લોકશાસનને વિશાળ ક્ષેત્ર કરી આપ્યું.

તેનું મુખ્ય કારણ ફ્રાંસની રાજકીય અને સામાજિક સ્થિતિ હતું. તેનું રાજ્યતંત્ર તદ્દન સ્વચ્છંદી હતું; તેની સામાજિક વ્યવસ્થા જુલમી અને અસમાન હતી. લોકો પર જુલમ થતો; તે કર આપતા; વેતરું ને વેઠ કરતા; અધમ મનાતા. તેમના હક્ક, તેમના સુખ માટે કોઇને પરવા નહોતી. અમીરો ને પાદરીઓ ઉંચા ગણાતા, કર આપતા નહીં, વેઠ કરાવતા, આનંદ કરતા. રાજાઓની સત્તા નિરંકુશ હતી. તે મોજમજાહમાં પડી રહેતા, પોતાનાં અને અમીરોનાં સુખનાં સાધનો લોકોને માનતા, તેમની રાખેલીઓના મિત્રો રાજ્યતંત્ર ચલાવતા.

ત્રણ મહાત્માઓએ નવી ભાવના શીખવી. વોલ્ટેરે મશ્કરી કરી સર્વ વસ્તુને તુચ્છકારને પાત્ર ઠેરવી; ડીડેરો અને તેના મિત્રોએ જ્ઞાનસંગ્રહો પ્રગટ કરી જ્ઞાનનો પ્રચાર વધાર્યો; રુસોએ શીખવ્યું કે

(૧) "મનુષ્યો સ્વાભાવિક રીતે સ્વતંત્ર અને સરખા છે.

(૨) આવી સરખી અને સ્વતંત્ર વ્યક્તિઓ (મનુષ્યમાત્ર) સ્વતંત્રરીતે જે કરાર કરે તેના ઉપરજ દરેક રાજ્યતંત્રનો આધાર રહેવો જોઇએ.

(૩) વ્યક્તિને ન્યાય આપે અને સામાજિક બંધારણ ટકાવી રહે એવો કરાર એકજ હોઈ શકે, કે જેથી દરેક વ્યક્તિ એક શરીરનું અવિભક્ત અંગ બની શકે–અને તે શરીર પોતાની આંતરરચના અને પોતાના કાયદાઓ નક્કી કરવાનો ન ત્યજાય એવો હક રાખી શકે, અને તે શરીર તે રાજલોક-(Sovereign people)"[૧]

અંગ્રેજી રાજ્યક્રાંતિ ઝનુની ધર્મસૈનિકોએ કરી હતી; અમેરીકાની સ્વતંત્ર લોકોએ કરી હતી; ફ્રાંસની નિરાશાની ઝનુનમાં આવેલા નવસ્રાં (Sanscullotes) ભુખે મરતાં સ્રીપુરુષોએ કરી.

---

૧. "Sidgewick's Development of European Polity."

રાજાઓએ અને અમીરોએ ધાર્યું કે તેમનું સ્વેચ્છાશાસન અમર રહેશે. પણ અસંતોષ શમાવવા, સોળમા લુઈ રાજાને માત્ર સ્મરણરુપ થઈ રહેલી રાજ્યસભા બોલાવવી પડી. આ સભામાં લોકોના પ્રતિનિધિઓએ અમીરો અને પાદરીઓની સત્તા લઈ લીધી; પોતાની સભાને "રાષ્ટ્રીય સભા" બનાવી. જુલમ અને જહાંગીરીની મૂર્તિસમું 'બાસ્ટીલ'નું કારાગ્રહ પારીસના શહેરીઓએ ઘેર્યું, લીધું, કેદીઓને છુટા કર્યા; નગરજનની ઝનુની બનેલી ઠઠોએ રાજ્યસત્તા તોડવા માંડી. રાજાને ગામમાં પકડી લાવ્યા, અમીરોની જાગીરો લઇ લીધી, પાદરીઓના અધિકારો છીનવી લીધા.

રાણીએ લોકોને દબાવવાની મહેનત કરી, રાજાએ દેશમાંથી નાસવાનો પ્રયાસ કર્યો. ખુનતરસ્યા, ઝનુનમાં વિકરાળ બનેલા લોકોએ તેમને પકડ્યો, તેના પર આરોપ મૂકયા, તેમને ફાંસી દીધાં; અમીરોને કાઢી મૂકયા, લુંટી લીધા, સંખ્યાબંધને ફાંસીએ દીધા, ફ્રાંસનાં લોકો મસ્ત બની જુલમી સત્તાનો પાયો ઉખેડતા હતા, અનાચારો આચરતા હતા; અને મનમાં મલકાતા હતા કે દુનીઆમાં તે પ્રસારતા હતા "સ્વાતંત્ર્ય સમાનતા અને ભ્રાતૃભાવ."

આ ભયંકર નાટકના હ્રદયભેદક અંકોનું આ સ્થળે વર્ણન અસ્થાને છે. નિરંકુશ બનેલાં, જુલમમાં સડતાં પ્રાણીઓએ કેર વર્તાવ્યો. એક મહા પ્રજાએ તાંડવ નૃત્ય કર્યું, લોક-રાજલોક બની લોકશાસન પ્રસારવા માટે મહાયજ્ઞ કર્યો. તે મહાયજ્ઞમાં પ્રજા, અમીર, રાજા—બધા હોમાયા. ફ્રાંસની પ્રજા "રાજા જીવો" એ જયઘોષને બદલે "જય રાષ્ટ્ર" (Vive le Nation)નો જયધ્વનિ કરવા લાગી.

આ સમયમાં લોકશાસનની શી ભાવના હતી તે "નેશનલ એસેમ્બ્લી (રાષ્ટ્રીય સભા)" એ બહાર પાડેલા મનુષ્યો અને નાગરિકોના હકોના જાહેરનામા ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે.

"૧. સર્વે મનુષ્યો અધિકારમાં સ્વતંત્ર અને સમાન જન્મે છે, અને સદાયે તેવા રહે છે. રાજકીય (Civil) ભેદો તે માત્ર જાહેર હિત પર રચાય.

૨. દરેક રાજકીય બંધારણનું લક્ષ્ય તે મનુષ્યના સ્વાભાવિક અને અસાઝ્ય હકોનું રક્ષણ કરવું એજ હોય છે; અને તે હકો, સ્વાતંત્ર્ય, મીલકત, સહીસલામતી, અને જુલમની સામે થવું તે છે.

૩. રાષ્ટ્ર તે બધી રાજ્યસત્તાનું મૂલ છે; અને કોઈ પણ માણસને કે વર્ગને, રાષ્ટ્ર પાસેથી ખુલી રીતે ન મેળવી હોય એવી હકુમતનો અધિકાર નથી.

૪. કોઇને હાની ન થાય તેવું ગમે તે કાર્ય કરવાનો અખત્યાર તે રાજકીય સ્વાતંત્ર્ય. બીજા માણસો પોતપોતાના હક યથેચ્છ રીતે ભોગવી શકે તેને માટે જેટલી જરુરની હોય તેટલીજ મર્યાદા દરેક માણસના સ્વાભાવિક હકના ઉપભોગમાં મુકાય; અને આ મર્યાદા કાયદાથીજ આંકી શકાય.

૫. સમાજને હાનીકારક હોય તેટલીજ પ્રવૃત્તિની કાયદાએ મના કરવી જોઇએ. કાયદાએ જેની મના કરી નથી તેવાં કાર્યો અટકાવવાં જોઇએ નહીં; અને જે કાયદો ફરમાવતો નથી તે કરવાને કોઇના પર જોરજુલમ કરવો જોઇએ નહીં.

૬. લોકની ઇચ્છાનો આવિર્ભાવ તે કાયદો. કાયદો ઘડવામાં બધા નાગરિકોને પોતાની મેળે કે પ્રતિનિધિથી સંમતિ આપવાનો હક છે. રક્ષણ કરે કે શિક્ષા કરે, પણ કાયદો બધાના તરફ સમાન હોવો જોઇએ. અને તેની નજરે બધા સમાન હોવાથી, બધા પોતાની જુદી જુદી શક્તિ પ્રમાણે સદ્ગુણ અને બુદ્ધિની દષ્ટિએ જણાતા તફાવત સીવાય, કોઇ પણ ભેદ વિના બધાં માનઅકરામ, પદવીઓ અને નોકરીઓ માટે લાયક છે.

૭. કાયદાએ નક્કી કરેલી બાબતો અને સ્થાપિત કરેલી રીતિઓ એ સીવાયની બીજી બાબતમાં કે રીતિઓથી, કોઇ માણસ પર આરોપ

મુકાય નહીં, તેને પકડાય નહીં, તેને કેદ રખાય નહીં. જે બધા સ્વચ્છંદી હુકમો આપશે, મેળવશે, અમલમાં મુકશે, અથવા મુકાવશે તે બધા શિક્ષાપાત્ર થશે. અને જો કોઈ પણ નાગરિકને કાયદેસર બોલાવવામાં આવે કે કેદ કરવામાં આવે તો તેણે તરત તાબે થવું; અને જે તેની સામે થાય તે ગુનેહગાર ઠરશે.

૮. તદ્દનજ જરુરી જણાતી ન હોય તેવી શિક્ષા કાયદાએ કરવી નહીં; અને ગુન્હો થયા પહેલાં બહાર પડેલા, અને નિયમસર લાગુ પાડવામાં આવતા કાયદા સીવાય બીજા કોઇ પણ કાયદાની રુએ કોઇને શિક્ષા કરવી જોઇએ નહીં.

૯. જ્યાં સુધી ગુન્હો પુરવાર થાય નહીં ત્યાં સુધી ગુનેહગારને નિર્દોષ ગણવો; અને જ્યારે તેને પકડવાની જરુર પડે ત્યારે તેને કબજે રાખવા ઉપરાંત કરવામાં આવતી બીજી સખ્તાઇનો કાયદાએ નિષેધ કરવો.

૧૦. જો પોતાના અભિપ્રાયનું કથન જાહેર શાંતિનો ભંગ ન કરે, તો તે અભિપ્રાય માટે—ભલેને તે ધાર્મિક હોય તો પણ—કોઇ પણ માણસને દુભવવો નહીં.

૧૧. વિચારો અને અભિપ્રાયોની નિરંકુશ આપલે એ માણસનો અમૂલ્ય હક છે; તેથી દરેક નાગરિક સ્વતંત્ર રીતે બોલી, લખી કે છપાવી શકે; પણ કાયદાએ દર્શાવેલા પ્રકારે જો તે સ્વાતંત્ર્યનો ગેરઉપયોગ કરે તો તેને જવાબદાર ગણવો.

૧૨. મનુષ્યો અને નાગરિકોના હકના રક્ષણ માટે જાહેર લશ્કર જરુરનું છે. જે અમુક માણસોને તે સોંપવામાં આવ્યું હોય તેના લાભ માટે નહીં, પણ લોકસમૂહના ભલાને માટે તે ઉભું કરવામાં આવે છે.

૧૩. જાહેર લશ્કર અને સરકારી ખરચ માટે સામાન્ય ઉઘરાણું કરવું જરુરનું છે; તેથી તે યથાશક્તિ સમૂહના જનોમાંથી સરખે ભાગે લેવાવું જોઇએ.

૧૪. જાહેર ઉઘરાણાની જરુર, તેનો વ્યય, તેની રકમ, તેને ઉઘરાવવાની રીત અને તે કેટલો વખત લેવું તે-આ બધાનો નિર્ણય કરવામાં દરેક નાગરિકને પોતાની મેળે કે પ્રતિનિધિ મારફતે સ્વતંત્ર મત આપવાનો અધિકાર છે.

૧૫. દરેક લોકસમૂહને તેના કાર્યવાહકોની ચાલચલગતનો હીસાબ લેવાનો અધિકાર છે.

૧૬. જે લોકસમૂહમાં સત્તાના વિભાગ અને હકના સંરક્ષણ માટે વ્યવસ્થા નથી ત્યાં વ્યવસ્થિત રાજ્યતંત્ર (Constitution) ની ખામી છે.

૧૭. મીલકત (રાખવા તથા ભોગવવા) નો હક અભેદ્ય અને પવિત્ર છે. આથી દેખીતી રીતે જાહેર જરુરીઆત હોય, તે કાયદા પ્રમાણે નક્કી થાય અને પહેલેથી રીતસર બદલો આપવામાં આવે તોજ તે હક લઈ લેવાય.

આ "મનુષ્યના હકો" હાલની દૃષ્ટિએ સંપૂર્ણ નથી, તેમ વિજ્ઞાનની દૃષ્ટિએ સ્વાભાવિક નથી; છતાં લોકશાસનની ભાવના સમજવા માટે અમૂલ્ય છે.

આ ત્રણ રાજ્યક્રાંતિએ પેદા કરેલી ભાવના દેશદેશમાં પ્રસરી છે. ઇટાલીએ, હંગરીએ, જાપાને, ઇરાને, તુર્કસ્તાને, તેમજ છેલ્લે રશીઆએ રાજ્યક્રાંતિઓ કરવાના સફલ કે નિષ્ફળ પ્રયત્નો કર્યા છે; પણ એ બધાનું મૂલ, અને એ બધાનો આદર્શ આ ત્રણ રાજ્યક્રાંતિઓ છે એમ ઇતિહાસકારોને કહ્યા વગર ચાલતું નથી. નિઃસીમ સમુદ્રમાં નિરાધાર પડેલા લોકોને શીખવવા, ચેતવવા, દોરવા, ઉત્સાહ પ્રેરવા આ ત્રણ દીવાદાંડી જેવા લોકશાસનના વિજયસ્તંભ છે; અને લોકશાસનનો પ્રકાર સમજવા એ સીવાય બીજા સ્તંભો તરફ નજર કરવાની ખાસ જરુર નથી.

## ૪

# શાસનોના પ્રકાર



શાસનોના વિભાગ કરીએ તો નીચે પ્રમાણે થઇ શકે:—

૧. એક શાસન—અથવા એક રાજાનું સ્વેચ્છાશાસન (despotism), જેવું નવાબી વખતમાં નવાબનું હતું તે. આ પ્રકારમાં 'શાસનકર્તાનો અધિકાર સંપૂર્ણ અને અનિયંત્રિત ગણાય છે; કોઇને પણ તે જવાબદાર રહેતો નથી; સર્વ સત્તાનું મૂલ તેજ હોય છે. હાલના સમયમાં આ શાસનનું સ્વરુપ દુનીઆ પરના સુધરેલા દેશોમાં ભાગ્યેજ જોવામાં આવે છે.

૨. વર્ગશાસન—અસલી ગ્રીસ અને રોમમાં શહેરીઓનું લોકશાસન, એ ખરું જોતાં વર્ગશાસન હતું; અને નાગરિકોનું રાજ્યતંત્ર ગુલામો અને હક વિનાના શહેરીઓ પર અમલ ચલાવતું. ઉપર લખ્યા પ્રમાણે ૪૦૦૦૦ એથેન્સના નાગરિકો હક વિનાના એક લાખ ગુલામો પર સ્વેચ્છાશાસન ભોગવતા. આ પ્રકારનો બીજો દાખલો દોઢસો વર્ષ પહેલાંના ઇંગ્લાંડમાં મળે છે. ત્યાં નામની સત્તા જો કે પાર્લામેંટની હતી છતાં, થોડાંક ઉમરાવ કુટુંબો પોતાની ઇચ્છા પ્રમાણેજ મેમ્બરોની ચુંટણી કરાવી, પોતાનાજ નબીરાઓને મોટી પદવીએ નીમી રાજ્યકારભાર ચલાવતા. અને આજ પ્રકારનું આપણું હાલનું હીંદી શાસન છે. આપણું શાસન ખરું જોતાં ઇંડીયન સીવીલ સર્વીસ (અંગ્રેજી અમલદાર વર્ગ) ચલાવે છે. દરેક બાબતમાં તેની સત્તા સર્વોપરી છે; તેમની જવાબદારી તેના પોતાનાજ અમલદારોને છે; તેની ઇચ્છા અને અનુકુળતા પ્રમાણે રાજ્ય ચાલે છે; અને પોતાની સત્તા તે વર્ગ છોડવા માંગતો નથી તેથીજ આપણા રાજ્યતંત્રમાં લોકશાસન આવતું નથી.

૩. લોકશાસન–આની સર્વમાન્ય વ્યાખ્યા આ પ્રમાણે છેઃ– "લોકોના ઉપર રાજ્ય, તે લોકો વડેજ અને લોકોના ભલાને માટેજ". ઈંગ્લાંડ, ફ્રાન્સ, અમેરીકાનાં યુનાઈટેડ સ્ટેટ્સ, સ્વીટ્ઝરલાંડ વગેરે દેશોમાં આ સંપૂર્ણ છે; હીંદુસ્થાન વિના દુનીઆના ઘણાખરા સુધરેલા દેશોમાં તે ઘણે કે થોડે અંશે છે. આ શાસન "લોકોના વધારેમાં વધારે ભાગના વધારેમાં વધારે ભલાને માટે ચલાવવામાં આવે છે." એમાં લોકો પોતાના ચુંટેલા પ્રતિનિધિઓથી કાયદા ઘડે છે; પોતાના નીમેલા અમલદારો મારફત તે કાયદા અમલમાં મુકે છે; અને પોતેજ તે પ્રતિનિધિ કે અમલદારને બદલવાનો કે તેનો જવાબ લેવાનો હક રાખે છે.

જવાબદારીની દૃષ્ટિએ જોતાં આ શાસનોના જુદી રીતે વિભાગ થઈ શકે છેઃ–જવાબદારી વિનાનું શાસન અને જવાબદારીવાળું (responsible) શાસન. પહેલામાં, એકશાસન તેમજ વર્ગશાસન બન્નેનો સમાવેશ થાય છે. તેમાં રાજ્યકર્તા–એક હોય કે અનેક–પણ પોતાની જાતને લોકોથી નીરાળા, ઉંચા, વધારે લાયક, સત્તાના અધિકારી ગણે છે; ફરમાનો કરવાં એ તેમનો ઈશ્વરદત્ત, લાયકાતથી બક્ષેલો કે પછી ભોગવટાથી દૃઢ થયેલો અધિકાર તેઓ લેખે છે. તે ફરમાનોને તાબે થવું એ લોકોનું કર્તવ્ય છે એમ તેઓ માને છે. આ શાસનમાં લોકોને રાજ્યકર્તાઓનું ફરમાન અયોગ્ય કે અરુચિકર લાગે તો પણ તેમનાથી નજરમાં આવે તેમ ચર્ચા થતી નથી; પણ ઘુંટણીયે પડી, કરગરી, ભીખ માંગી, મહેરબાનીની રાહે રાજ્યકર્તા પાસે માગણી કરવી પડે છે. રાજ્યકર્તા દેવ ગણાવા મથે છે, આડંબર અને ભપકાથી પોતાની ભવ્યતા વધારે છે–પોતે ભૂલ કરે નહીં, પોતાથી ભૂલ થઈ શકે નહીં એવો દાવો કરે છે–અને તે અમાનુષી સિદ્ધાંત સિદ્ધ કરવા લોકો જોડે ગમે તે પ્રમાણે વર્તે છે.

લોકશાસનમાં લોક માલીક હોય છે. રાજ્યકર્તા માત્ર તેના કાર્યવાહકો, વાણોતરો હોય છે. લોક રાજ્યકર્તાને નીંદવાનો, ઠપકો દેવાનો,

તેમની મરજી વિરુદ્ધ ચાલે તો પદભ્રષ્ટ કરવાનો સ્વાભાવિક હક ધરાવે છે. અધિકારી પુરતોજ આડંબર ધારે છે; અને જવાબદારીનું ભાન હોવાથી નિયમિત રીતે વર્તે છે. લોક તેમજ રાજ્યકર્તા બધા પર કાયદાનું–લોકે નક્કી કરેલા, લોકમતના પ્રતિબિંબરુપ નિયમોનું–એક ચક્રે રાજ્ય ચાલે છે. લોકશાસન અને બીજા શાસન વચ્ચે રહેલા ભેદનાં દૃષ્ટાંત ઇંગ્લાંડ અને હીંદમાં જોઇએ તેટલાં જડી આવે છે. વીલાયતનો પોલીસનો સીપાઈ વિનયશીલ છે, પોતાના માલીકો–લોક–જાય આવે તેની સંભાળ રાખે છે; આપણી પોલીસ સ્વાધિકારમાં પ્રમત્ત છે; પોતાને લોકોના ઉપરી, એક જાતના બન્દીખાનાનાં રખેવાલો માને છે. બન્ને પોતાના અધિકારીને જવાબદાર છે; પણ ત્યાં અધિકારીને લોકોએ સત્તા આપેલી છે–અહીંઆ–અધિકારીની સત્તા સ્વયંભૂ છે! લડાઇને લીધે મુખ્ય પ્રધાન મી. લોઇડ જ્યોર્જને અનહદ સત્તા આપવામાં આવી છે; છતાં તે ચાહ્ય તે કરી ચકતો નથી. તેની સત્તા લોકદત્ત છે. ચુંટણી થતાં તેને પોતાની હકુમતનો જવાબ લોકને આપવો પડશે. અને અહીંઆં થોડાજ વખતપર તે પ્રધાનથી ઘણી ઉતરતી પંકિતના એક અંગ્રેજી અમલદારે–અહીંઆ એના વર્ગનું શાસન ચાલે છે તેથી–કહેવાની હીંમત કરી હતી કે પોતે બધી સત્તા ધરાવે છે, મહેસુલ વીશે તપાસ કરવી, મહેસુલની છુટ આપવી એ એમની પોતાની સ્વેચ્છાની વાત છે, લોકોનો તેમાં કંઇ હક નથી!

અનેક સદીઓના અનુભવથી એટલું તો સિદ્ધ થયું છે કે લોકશાસન સીવાય બીજું એકે શાસન સંતોષકારક તેમજ સુખદાયક નથી. ગમુશ્કેલી વગર એટલું તો સમજાશે કે ભાવનાની દૃષ્ટિએ જોતાં રાજ્યતંત્રનું સારામાં સારું સ્વરૂપ એ છે કે જેમાં રાજ્યસત્તા અથવા અંતિમ અધિકાર ચલાવવાની સર્વશ્રેષ્ઠ સત્તા તે સમગ્ર જનસમૂહમાંજ રહે; અંતિમ રાજ્યસત્તા ચલાવવામાં દરેક નાગરિકનો મત લેવાવો

જોઇએ એટલુંજ નહીં પણ અવારનવાર સ્થાનિક કે સામાન્ય કોઇ જાહેરફરજ તે બજાવે એવી રીતે રાજ્યતંત્રમાં તેને ભાગ મળવો જોઇએ."૧

કયું શાસન સારું એ પ્રશ્ન પર નિઃસ્વાર્થી લોકોનો મત દહાડે દહાડે એકજ થતો જાય છે. અંગ્રેજ તત્ત્વજ્ઞાની જોન મીલ કહે છેઃ– "કેટલીક જરૂરી બાબતોમાં અમલદારી વર્ગશાસન સરખામણીમાં વધારે સારું દેખાય છે. તે અનુભવ ભેગા કરે છે, અનુભવસિદ્ધ અને પુખ્ત વિચારના પરિણામરુપ, સમયના પ્રભાવે માન્ય થઇ પડેલા સિદ્ધાંતો ઉપજાવે છે, અને અધિકારીઓને યોગ્ય વ્યવહારુ જ્ઞાન પુરું પાડે છે. પણ વ્યક્તિના બુદ્ધિપ્રભાવને તે સાનુકૂલ થતું નથી. નિશ્ચેતન નિયમિતતારુપી રોગ અમલદારી વર્ગશાસનને લાગુ પડે છે, અને તેનાથી તે આખરે મરે છે. તેમના સિદ્ધાંતોની નિશ્ચલતાથીજ તે (વર્ગશાસનો) મરણ પામે છે; અને વહેલું મરે છે તે એ વિશ્વનિયમને લીધે કે જે નિયમ નિશ્ચેતન બને છે તેમાંથી જીવન જતું રહે; અને બુદ્ધિનો પ્રભાવ તેમાં ન રહેવાથી પોતાનું કાર્ય ન થાય તો પણ તે સાંચાની માફક ફર્યા કરે છે. અમલદારી વર્ગશાસન હમેશાં ડણુપણીયાઓનું વર્ગશાસન થઇ જાય છે." ૨

એવા નિશ્ચેતન નિયમમાં ઉછરેલો અધિકારી વર્ગ સ્વાતંત્ર્ય તરફ તિરસ્કારની નજરે જુએ એ સ્વાભાવિક છે. તે માને છે કે "દેશ ઉપર રાજ્ય કરવું એ તો અમલદાર વર્ગનુંજ કામ છે; તેના પવિત્ર ગુરુમંત્રોનો તેમણેજ પાઠ કરેલો છે; રાજ્યતંત્રોના ગૂઢ ચલણની સમજણ પણ તેમનેજ હોય છે; બહુ તો તેમના વિચાર વીશે પ્રજા નમ્રતાથી અને માનપૂર્વક સુચનાઓજ કરી શકે. પણ તેથી વધારે કંઇ

1 Mill's Representative Government.

2 Mill's Representative Government.

નહીં. આ મહાન અમલદારો મનુષ્યના સ્વાતંત્ર્યને રાજદ્રોહ ગણે છે. તેઓ દેશીઓને કાં તો બંડખોર અથવા નરમ ઘેટાં તરીકેજ ગણે છે."[1]

આવાં અનેક કારણોથી એ સિદ્ધાંત તો નક્કી ઠરી ચુક્યો છે કે "ગમે તેવું સારામાં સારું રાજ્યતંત્ર હોય તો પણ સ્વરાજ્ય કરતાં તે વધારે સારું હોયજ નહીં. લોકશાસન સામાન્ય સુખનો પાયો સમગ્ર લોકની ઇચ્છા પર રચે છે, અને દરેક યોગ્ય ઉમરના, બુદ્ધિશાળી મનુષ્યને તેવી ઇચ્છા પ્રગટાવવા ફરમાવે છે. લોકોના સહકારી પ્રયત્ન વિના પણ ઘણી સારી વસ્તુઓ થઇ શકે એ નિઃસંશય છે; સારી પોલીસ રાખી શકાય, કાયદાઓની ન્યાયી વ્યવસ્થા રાખી શકાય, કેળવણી, વ્યક્તિસ્વાતંત્ર્ય, અને સુવ્યવસ્થિત ધંધોરોજગાર આપી શકાય. પરદેશી રાજા, કેળવાયલો અધિકારી વર્ગ કે શુભેચ્છક રાજા આવા વરો બક્ષી શકે. ગમે તેમ મળે, તોપણ આ વસ્તુ સારી છે. પણ લોકશાસનના સિદ્ધાંત પ્રમાણે આમ મેળવેલી ચીજોમાં ચેતન નથી......સારું રાજ્યતંત્ર ઘણી સારી વસ્તુ છે; પણ સમગ્ર લોકની ઇચ્છા તેથી પણ સારી વસ્તુ છે; અને આ ઇચ્છાના અપૂર્ણ, લથડતા, ક્ષુભિત આવિર્ભાવમાં—સરસમાં સરસ સાંચામાં હોય તેના કરતાં પણ—ઉચ્ચ વસ્તુઓ પ્રાપ્ત કરવાનો પ્રભાવ વધારે છે."[2]

એક શાસન તો હવે ઘણુંખરું માત્ર ઇતિહાસમાંજ આપણે જોઇએ છીએ; અને વર્ગશાસન પણ એક એજ પંક્તિમાં બેસશે. અત્યાર સુધી હીંદમાં અંગ્રેજી અધિકારી વર્ગનું શાસન અપૂર્વ મનાતું. છતાં તેની સો વર્ષની કારકીર્દી પછી આપણે શું જોઇએ છીએ? લોકો નિઃસત્વ અને નિર્બલ, રાજ્યતંત્ર સ્વાર્થી અને સંકુચિત. પણ મી. મોન્ટેગ્યુએ ઉચ્ચારેલા મરણમંત્ર પછી એ રાજ્યપદ્ધતિ લોકશાસનથી ચડીયાતી છે એમ

1 Quoted in Mrs. Besant's Presidential Address at the Congress of 1917.

2 Hobbes on Liberalism.

કોઇ કહેવાની હીંમત કરે એમ નથી. "એટલું તો ચોક્કસજ છે કે હીંદ પર ન્યાયશાસ્ત્રના સિદ્ધાંતો વિના રચાયેલી રાજ્યતંત્રની જે પદ્ધતિ કાયમ રાખવામાં આવી છે તેને માટે એવો દાવો કરવામાં આવે છે કે તે કાર્યસાધક છે. પણ તે કાર્યસાધક નથી એમ સિદ્ધ થયું છે. હીંદી લોકની ઇચ્છા દર્શાવવા જેટલું, કે તે માંગતા હતા તે પ્રમાણે તેને યુદ્ધકુશળ પ્રજા બનાવવા જેટલું ચેતન તેમાં નથી. જ્યાં સુધી આ જુનો પુરાણો, કઢંગો, સાંચો આધુનિક અનુભવ પ્રમાણે તમે સુધારવા તત્પર ન થાઓ ત્યાં સુધી હું ખચીત માનું છું કે હીંદી સામ્રાજ્યના વિધાતા થવાનો હક તમે ખોશો."[1]

---

૫

## આધુનિક લોકશાસન

ઉપર વર્ણવેલી રાજ્યક્રાંતિઓ તેમજ કેટલાક દેશમાં લોકશાસનથી મળેલા અનુભવને પ્રતાપે હાલ નીચેના સિદ્ધાંતો લોકશાસનની ભાવનાનાં અંગ મનાય છેઃ—

૧. દરેક જણ સમાન છે, અને જ્યાં સુધી બીજાની તેવીજ સ્વતંત્રતાની આડે નહીં આવે ત્યાં સુધી તે સ્વતંત્ર રીતે બોલવા કે આચરવાનો પૂર્ણ અધિકારી છે.

૨. આવા સમાન જનોના સમૂહની બનેલી વ્યક્તિ જે "લોક"—તે સર્વ સત્તાની અધિકારી છે અને સર્વ સત્તાનું મૂલ છે. તે રાજલોક—Sovereign people—કહેવાય છે.

---

૧. Mr. Montagu's Speech on the Mesopotamia Commission.

૩. શાસનપદ્ધતિનો આધાર કાયદા પર—એટલે દરેકને સમાન ગણીને રચાયેલા નિયમો પર રખાવો જોઇએ. અને તે નિયમો લોકના પ્રતિનિધિ સીવાય કોઈ બીજા બાંધી શકે નહીં.

૪. લોકના નીમેલા, અથવા તેમના પ્રતિનિધિ ચુંટેલા અધિકારીઓજ રાજ્યતંત્ર ચલાવે; અને લોકનો કે પ્રતિનિધિનો અવિશ્વાસ થતાં અધિકારીઓના અધિકારનો અંત આવવો જોઇએ.

હવે આ ચાર મૂલ સિદ્ધાંતોનો લોકશાસનમાં કેવી રીતે આવિર્ભાવ થાય છે તે જોવું જોઇએ.

(૧) સમાન સ્વાતંત્ર્ય

સમાનતાનો સિદ્ધાંત સમજવો સહેલ છે, પણ જનસમાજમાં કે રાજ્યતંત્રમાં ઉતારવો અઘરો છે. પુરાણી રીતિ, સ્વાર્થ, અને પૈસાનો તોર અનેક પ્રકારની અસમાનતા પેદા કરે છે; અને તે અસમાનતાનો વિનાશ કરવા માટે કેટલાક વિચારો લોકમાં પ્રચલિત થવા જોઇએ.

લોકશાસનમાં લોકના વિચારો એ ઘણીજ જરુરની વસ્તુ છે; અને જ્યાં સુધી લોકના થોડા પણ વિભાગમાં તેવા વિચારો ન પ્રસરે ત્યાં સુધી લોકશાસન ટકી શકે નહીં. આ વિચારોમાં મુખ્ય વિચારો આ છેઃ—

(અ) પોતાના સ્વાતંત્ર્ય અને સમાનતાનું ભાન.

(આ) બીજાની સ્વતંત્રતા અને સમાનતા માટે માન.

( ) અસમાનતા કે પરતંત્રતાની સામે થવાનો જુસ્સો.

(અ) પહેલાં તો રાજ્યતંત્રના દૃષ્ટિબિંદુથી દરેક જણ સ્વતંત્ર અને સરખો છે એ દૃષ્ટિબિંદુ લોકમાં સામાન્ય થઇ જવું જોઇએ. ઘણી વખતે સ્વભાવથી, કે રીવાજથી આપણે અસમાનતા સ્વીકારી લઇએ છીએ—આ અધમતાની, લોકશાસન માટે બીનલાયકાતની નીશાની છે. "હોય—આ તો સાહેબ છે, કે આ તો ઉચ્ચ વર્ણ છે, એને

બીજાપર વગર કારણે ઉપરીપણું ભોગવવાનો અધિકાર છે, એ કરે પણ આપણાથી કેમ થાય." આવાં આવાં વાક્યો આ અંધમતા સ્પષ્ટ કરી આપે છે. 'અમલદારો માબાપ છે, સત્તા આગળ શાણપણ શા કામનું' આવા વિચારો આપણે ત્યાં એક વખત સામાન્ય હતા; અને હજુ આપણામાં કેટલાક એવા નરો પણ રહ્યા છે કે ગોરી ચામડી જોઈ ખુશામત કરવા મંડી જાય છે. સમાનતા સિદ્ધ કરવી, પોતાને સરખા હક છે એમ ગણવું—આ ભાન એ લોકશાસનનો પાયો છે, અને આપણા દેશમાં આ ભાન હમણાંજ આવતું જાય છે.

(આ) પોતાના સમાનતાના ભાનની સાથે બીજાની સમાનતા માટે પણ માન જોઇએ. "મારી સ્વતંત્રતા સંપૂર્ણ છે; પણ તેવીજ સામાની છે, અને તેની આડે મારે આવવું ન જોઇએ" આ નિયમને સમાન સ્વાતંત્ર્યનો નિયમ કહેવામાં આવે છે; અને આ "નિયમને આધારે રચાયેલું રાજ્યતંત્ર તે ખરી રીતે કહેતાં લોકશાસન કહેવાય."[૧]

જે લોકમાં આ વિચાર ઓછો હોય તેના સભ્યો વિચારના સ્વાતંત્ર્યને સાંખી શકે નહીં; જુદા જુદા વિચારના માણસો સાથે કામ લઈ શકે નહીં; જુદા વિચારના છતાં સામાન્ય લક્ષ્ય સાધવા માટે સહકાર કરી શકે નહીં. માણસ જુદા વિચારનો થયો કે તેને તોડી પાડવો, આપણા વિચારથી જુદો થયો કે તેની સાથે કામ ન કરવું, સમજવા અને સાંભળવાની શાંતિ ન રાખવી, ખવાય નહીં તો ઢોળી દેવું—આવાં લક્ષણો આવા લોકનાં હોય છે; અને પરિણામે તેઓ લોકશાસન ચલાવવા નાલાયક બને છે.

આપણા દેશમાં હજુ આવા વિચારો નાબુદ થયા નથી. આપણા જાહેરજીવનમાં મતભેદ થતાં લોકો ગાળાગાળી પર આવી જાય છે,

---

૧. H. Spencer's Social Statics.

જુદા વિચારના માણસો સાથે રહી કામ કરવા કરતાં સંસ્થા તોડવા તત્પર રહે છે. આ સમાન સ્વાતંત્ર્યના નિયમનું સ્પષ્ટ ઉલ્લંઘન છે.

"આથી (નિયમથી) જેમ લોકશાસન પેદા થાય છે, તેમ એનાથી જ તે ચાલી શકે છે. એકશાસન કરતાં લોકશાસન સ્પષ્ટ રીતેજ એવું છે કે જેમાં વ્યક્તિ ઉપર ઓછો અંકુશ મુકાય છે... પણ જે ઝડપથી અંદરનો અંકુશ વધતો જાય તેજ ઝડપથી બહારનો અંકુશ ઓછો થઈ શકે...અને આત્મશાસનનું મુખ્ય સાધન આ 'વિવેકબુદ્ધિ (ઉપરના નિયમ પ્રમાણે વર્તવાની) છે; અને તેથી એક પ્રજામાં જેટલે દરજ્જે આ બુદ્ધિ પ્રસરેલી હોય તેટલેજ દરજ્જે તેની સંસ્થાઓમાં સ્વાતંત્ર્ય આવી શકે; અને જ્યારે તેનો પ્રભાવ વધે ત્યારેજ લોકશાસન જેટલો સ્વતંત્રતાનો મોટો ફાળો તેમાં શક્ય થઈ શકે."[૧]

(૬) ત્રીજો વિચાર 'સ્વતંત્રતા વિરુદ્ધ કંઈ પણ થાય તો તેને સામા થવાની ઇચ્છા—એ છે. ઉપર લખેલી વિવેકબુદ્ધિથીજ લોકશાસન સાચવી રખાય છે. "એનાથી પ્રજાજનમાં, પોતાનું સ્વાતંત્ર્ય રખે જતું રહે એવી સતત ફીકર—પોતાના હક્કો પર તરાપ જેવું કંઈ પણ આવે તો તેની સામે થવાનો જાગતોજ્યોત નિશ્ચય—આ ગુણો આવે છે; અને આ કારણથી રાજ્યકર્તાઓમાં આ હક વીશે ભાન ઉભું થાય છે અને તેથી તે હક્કો ખુંચવી લેવાની ઇચ્છા ઉપર અંકુશ મુકાય છે. બીજી તરફ, જો પ્રજામાં સ્વાતંત્ર્યસ્વભાવ સુદ્ધાંની ખામી હોય તો તેમને એકદમ અગવડ પાડ્યા વિના જો તેમના હક્કો ધીમે ધીમે કોઈ ખુંચવી લે તો તેઓ બેદરકાર બની રહે છે; અને આવા સંયોગમાં રાજ્યકર્તાઓને આ હક્કો તરફ સહાનુભૂતિ ન હોવાથી તે ખુંચવી લેવાને ખંચાતા નથી...જ્યાં લોક લોકશાસન માટે લાયક થયાં નથી ત્યાં નાગરિકોને સમાન હકનો દાવો કરવાની ઇચ્છા હોતી

૧. H. Spencer's Social Statics.

નથી, પોતાના મત આપવામાં તેઓ બેદરકાર થઈ જાય છે, અને જાહેર જીવનમાં ન પડવામાં મગરુરી માને છે. જે માણસને લોકશાસનની ખરી લાગણી હોય તે જેમ કંજુસ ધનને માટેજ ધન પર પ્રીતિ રાખે છે તેમ તેના ફાયદાનો વિચાર કર્યો વગર સ્વતંત્રતાને ખાતર જ સ્વતંત્રતા ચાહે છે. જે વસ્તુની તે આટલી કીંમત કરે છે, તેની એ અનિમિષ તપાસ રાખે છે; અને જ્યાં (તેના હક પર) તરાપ શરુ થઈ કે તરતજ સામો થાય છે...જ્યાં આવા જુસ્સાના માણસોનો સમૂહ હોય ત્યાંજ લોકશાસનની સંસ્થાઓ ટકી શકે."[૧]

## (૨) લોક તરીકે ભાન.

ઉપર આપેલા બીજા સિદ્ધાંતમાં નીચેનાં તત્ત્વો સમાયેલાં છેઃ–

(અ) જનસમાજમાં એવું સામાન્ય ભાન હોવું જોઇએ કે લોકજ રાજ્યના માલીક છે, અને તેમને આધારેજ રાજ્યતંત્ર ટકે છે.

(આ) લોકના રાજકીય અભિપ્રાયનું પ્રાબલ્ય દેશમાં હોવું જોઇએ. અને આ પ્રાબલ્યનું મૂલ સ્વતંત્ર અને સબળ છાપાંઓ તેમજ સબળ અને પોતાની જવાબદારી સમજતા નેતાઓ છે.

(ઇ) લોકોમાં નેતાઓ પસંદ કરી, તેમનામાં શ્રદ્ધા રાખવાની શક્તિ હોવી જોઇએ.

(અ) લોકોમાં એવું ભાન થવું જોઇએ કે તેઓજ રાજ્યના માલીક છે, અને સર્વ સત્તાનું મૂલ છે. ઘણા દેશમાં, અને ખાસ કરી આપણા દેશમાં, જુની પ્રણાલિકા અને વિદેશી હુમલાને લીધે આ ભાન ઘટી ગયું છે. આપણે લોક છીએ–માત્ર પ્રજા નથી, એવું આત્મજ્ઞાન સદાએ આપણા મનમાં રહેવું જોઇએ. આ આત્મજ્ઞાન–આત્મશ્રદ્ધાની આ જ્યોત સતત બળ્યાં કરે એવું પરિણામ સાધવા

---

૧. H. Spencer's Social Statics.

માટે આપણામાં એક ભ્રમ છે તે પહેલાં દૂર કરવો જોઇએ. એ ભ્રમ એ છે કે આપણે પૂર્વના લોક છીએ; ઇતિહાસથી, રહેણીકરણીથી, સંસ્કારથી રાજલોક તરીકેના હકો મેળવવા કે રાખી રહેવા માટે નાલાયક છીએ—અને હવેજ લાયકાત જરા જરા આવતી જાય છે. કેટલાક કહે છે કે તમારામાં લોકશાસન ક્યારે હતું કે તમને તેનો અનુભવ હોય? હું પુછું છું કે અમારામાં લોકશાસન ક્યારે નહોતું? લોકશાસન અમારી રગોમાં છે; માત્ર ઇસ્ટ ઈંડીયા કંપનીનું રાજ્ય થયું ત્યારથી અમે તે વીસરી ગયા. ઉપર વર્ણવેલું અસલી હીંદી લોકશાસન આપણી ભાવના અને લાયકાત બંને સિદ્ધ કરે છે; મુસલમાની વખતમાં પણ ઘણીખરી સત્તા સમાજને હાથ હોવાથી, ઘણે અંશે લોક તરીકેના આપણા હકો આપણે જાળવી રહ્યા હતા. મી૦ ઇલીયટનો લોકના જુના હકો વીશે જે અભિપ્રાય ટાંકયો હતો તે કહે છે કે "હીંદુ ન્યાતોના જુના હક્કો આપણી સરકારે લઈ લીધા છે, અને લોકોની રાજકીય સત્તાના અણુએ અણુ છીનવી લીધા છે." આપણી ગ્રામ્ય પંચાયતો, આપણાં મહાજનો હજી આપણા અસલી લોકશાસનની સાક્ષી પુરે છે. મારા સાંભળવા પ્રમાણે દેશી રાજ્યોમાં હજુ પણ મહાજન કેટલાક પ્રકારના હક ભોગવે છે. હીંદુઓની દરેક ન્યાત એક નાનું સરખું રાજ્ય હતું, જ્યાં લોકશાસન પ્રવર્તતું. પણ આપણે દુર્ભાગ્યે હાલના રાજ્યકર્તાઓની પદ્ધતિથી ગામડાઓમાંથી, મહાજનોમાંથી, ન્યાતમાંથી રાજકીય સત્તા ચાલી ગઈ અને પાશ્ચાત્ય કેળવણીથી અંધ બનેલા આપણે ન તો નવું લાવી શકયા, કે ન જુનું રાખી શકયા. છતાં એ ભાવના તદ્દન નાબુદ થઈ નથી; ખેડાના મતાદારો—જેનાં નામો ઇતિહાસમાં હેમ્પડન અને પીમ જોડે અમર થવાને યોગ્ય છે—તે મહાન ખેડુતોએ ચોડાજ દિવસ પર મામલતદારને લખી મોકલ્યું હતું કે અમે લોકોના નેતા છીએ, અમારો અધિકાર પણ લોકદત્ત છે, અને જ્યાં લોક અને

રાજ્યકર્તાઓ વચ્ચે મતભેદ હશે ત્યાં અમારી ફરજ લોકની ઇચ્છા પ્રમાણે ચાલવાની છે.

ખરું જોતાં દરેક થોડે કે ઘણે અંશે લોકશાસન ભોગવવા લાયક છે. "અયોગ્યતાના હાઉથી આપણે બ્હીતું જોઇએ નહીં" એમ સદ્ગત મી. એન્સ્ટી કહી ગયા છે. "કોઈ પણ પ્રજા સ્વતંત્ર સંસ્થા માટે નાલાયક છે એમ નથી. જો તમે સંપૂર્ણ યોગ્યતાની આશા રાખશો, તો સ્વતંત્ર સંસ્થાઓ સ્થાપતાં પહેલાં દુનીઆનો છેડો આવશે; પણ તમારે દુનીઆ છે તેવી ગણવી જોઇએ; કોઈ પ્રજા એવી અજ્ઞાન નથી કે જે પોતાની જરુરીઆત જાણતી ન હોયઃ કોઈ પ્રજા એવી ગરીબ નથી કે પોતાની માલકીના હકો સંપૂર્ણ રીતે કેળવવા તલસતી ન હોય; અને તેથી કોઈ પ્રજા એવી નથી કે પોતાની જરુરીઆતો અને લાભ સંબંધી હક રજુ કરવા માટે નાલાયક હોય."

લોકોમાં એ પણ એક ખ્યાલ સ્પષ્ટ થવો જોઇએ કે બધાં રાજ્યનો આધાર લોકોની મરજી પર છે. રાજ્યનું અસ્તિત્વ તે સમગ્ર લોકની સહાનુભૂતિથી જ ટકે છે. સર વીલીયમ ટેમ્પલ–એક અરાઢમા સૈકાનો અંગ્રેજ વિદ્વાન–લખી ગયો છે કે "દરેક રાજ્યતંત્ર લોકોની સંમતિ અથવા તો તેમાંના મોટામાં મોટા અને જબરામાં જબરા વિભાગ પરજ ઉભું રહે છે." કારણ એ છે કે રાજ્યતંત્ર ચલાવનાર હંમેશાં થોડા હોય છે; અને લોકોની સંખ્યા પ્રમાણમાં ઘણીજ મોટી હોય છે; અને લોકોનો અભિપ્રાય બદલાતાં, ગમે તેવું રાજ્યતંત્ર પણ નિર્બલ બની રહે છે.

(આ) જે લોકને રાજ્યતંત્ર ચલાવવું હોય તેમણે અભિપ્રાય બાંધવો જોઇએ અને દર્શાવવો જોઇએ. આ અભિપ્રાય સારી રીતે બંધાય અને દર્શાવાય તે માટે કેટલાંક સાધનો તે લોકોમાં હોવાં જોઇએ અને આ સાધનો ન હોય તો લોક સર્વ સત્તાની અધિકારી મહાવ્યક્તિ છે એવું ભાન સદાએ સતેજ રહેતું નથી; અને જાહેર મત કેળવવાની જોખમદારી કોઇને માથે રહેતી નથી.

પ્રજામત ખરેખર અને સતત કેળવવાનું અને દર્શાવવાનું મુખ્ય સાધન સ્વતંત્ર અને સબળ છાપાંઓ છે. તેના વિના રાજકીય વિષયની માહીતી નથી મળતી એટલું જ નહીં, પણ દરેક વિષય વીશે જુદા જુદા શા શા અભિપ્રાયો છે તે જાણવાની સામાન્ય વર્ગને તક મળતી નથી.

છાપાંઓની સ્વતંત્રતા પર મુકાતો અંકુશ હંમેશાં હાનીકારકજ નીવડે છે. તેથી લોકો કેળવાતા નથી એટલું જ નહીં, પણ અંકુશોથી ધુંધવાય છે; ન પ્રગટ કરવા દેવામાં આવતા અભિપ્રાયો ઉંડું ઘર કરે છે અને બહાર પડવાને માટે અસ્વભાવિક, અને ભયંકર માર્ગો ખોળે છે.

છાપાંઓ પર અંકુશો મુકાય તો અંકુશ મુકનારના અભિપ્રાય ઉપર લોકો આગળ કયા અભિપ્રાયો રજુ કરવા તેનું મુનસફીપણું આવી રહે છે; સમગ્ર લોકસમૂહના અભિપ્રાયનું વાલીપણું થોડાક અંકુશ મુકનાર પુરુષો પોતાના હાથમાં લઈ લે તો સ્વાતંત્ર્ય—જે લોકશાસનનો પાયો છે તે જતું રહે છે. અભિપ્રાયો એકજ માર્ગે જાય છે; અને પરિણામે થોડાક પુરુષો પોતાના હાથમાં સત્તા લઈ બેસે છે. આ ઉપરાંત આવા અંકુશોથી રાજ્યતંત્ર ચલાવનારા અધિકારીઓ સ્વચ્છંદે પોતાનો કારભાર કરી શકે છે, અને પોતાની કાર્યપદ્ધતિ નિંદવાનો હક ધીમે ધીમે લોકો પાસેથી લઈ લેવા મથે છે. પરિણામે વર્ગશાસન ઉભું થાય છે, અને લોકશાસનનો વિનાશ થાય છે. માલીકે શું કહેવું તે જો વાણોતર નક્કી કરે, તો માલીકની માલીકાઈ ક્યાં રહે?

આપણા દેશમાં છાપાંઓ પર જીવલેણ અંકુશો મુકવામાં આવ્યા છે, કારણ કે અહીંઆનું રાજ્યતંત્ર અમલદાર વર્ગના હાથમાં છે; અને તે વર્ગ પોતાના પર કરેલી ટીકા સહન કરવાને સદાએ અશક્તજ હોય છે તે સર્વમાન્ય અનુભવ છે. અને ગમે તેવું પ્રજાસત્તાક રાજ્યતંત્ર આ દેશમાં દાખલ કરવામાં આવે તોપણ જ્યાં સુધી અંકુશો રહ્યા છે ત્યાં સુધી લોકશાસનનો ખરો સંચાર અહીંઆ થવાનો નથી.

લોકોની સત્તાનો આધાર અને તેમની ઇચ્છાશક્તિ કેળવવાં અને દર્શાવવાનું બીજું સાધન તેમના નેતાઓ છે. સામાન્ય જનોને રાજકીય વિષયો વીશે લાંબો વિચાર કરવાનો, કે સિદ્ધાંતો સમજવાનો વખત પણ નથી હોતો ને શક્તિ પણ નથી હોતી; અને તેથી રાજકીય બાબતોમાં મશગુલ રહેતા નેતાઓથી બધા લોકમાં રાજકીય અભિપ્રાયનું પ્રાબલ્ય આવી શકતું નથી. વળી રાજ્યકર્તાઓની ખોડ કાઢવી, તેમની રાજ્યપદ્ધતિ સારે માર્ગે દોરવી, તેમના જુલમની સામે થવું-આ બધું કૈં સામાન્ય જનથી બની શકતું નથી, અને તેટલા માટે લોકપ્રિય, અને સત્તાધીશોને પણ ડરાવે એવી વ્યક્તિઓ લોકશાસન સાચવવા ઘણીજ ઉપયોગી છે.

નેતાઓ અનેક પ્રકારના હોય છે; કેટલાક રાજકીય પ્રવૃત્તિના ઇજારદારો હોય છે, કેટલાક લોકપ્રિયતાના ભિક્ષુકો હોય છે. બન્ને પ્રકારના નેતાઓ લોકશાસનને ઉપયોગી થઈ પડતા નથી. પહેલા પ્રકારના નેતાઓ લોકના અભિપ્રાયને દર્શાવી શકતા નથી; બીજા પ્રકારના તે અભિપ્રાયને કેળવી શકતા નથી. પણ લોકોની ઇચ્છા, વલણ, ભાવના અને જરુરીઆતો બરોબર સમજવાં; જે અભિપ્રાયો અવ્યક્ત હોય તેને વ્યક્ત કરીને, વલણ સારી દિશામાં ન હોય તેને લાવી, જે ભાવના યોગ્ય હોય તે જનસમૂહ સમક્ષ મુકી, લોક તરીકે તેમની મહત્તાનું ભાન કરાવવું; લોકની મહત્તા અને જરુરીઆતો સાધવા જોઇતી ઇચ્છાશક્તિ તેમનામાં પ્રબળ કરવી; પોતે તે અભિપ્રાય, તે ભાવનાની મૂર્તિ બની, લોકોમાં પ્રબળ થયેલી ઇચ્છાશક્તિને રાજકીય કાર્યક્ષેત્રમાં કર્તવ્યરૂપે પ્રગટ કરવી; આ ગુણો થોડે કે વધારે અંશે જેનામાં હોય તે રાજલોકનું નાયકપદ લઈ શકે.

(ઙ) હાલના રસાકસીના, તોફાનના, બરાડાના દિવસોમાં નેતાઓ થવાના ઉમેદવારો અનેક પ્રકારે લોકનું મનહરણ કરવા તૈયાર થાય છે;

પણ જે લોકને શાસન બરોબર ચલાવવું હોય તેમાં આ ઉમેદવારોમાંથી યોગ્ય માણસ પસંદ કરવાની શક્તિ હોવી જોઇએ. નેતાઓની સત્તા લોકસત્તાક રાજ્યતંત્રમાં એટલી પ્રબળ હોય છે, કે ભુલેચુકે જો અયોગ્ય માણસ લોકોના વિશ્વાસને પાત્ર થાય, તો લોકનું જાહેર-જીવન ભ્રષ્ટ અને પતિત થાય છે. એટલુંજ નહીં પણ આવા રાજ્ય-તંત્રનો આધાર લોકના પ્રતિનિધિઓ પર રહેલો હોય છે; અને પ્રતિનિધિઓ કેવા ચુંટાય છે તેનો આધાર ચુંટણી વખતે મત આપનારની શક્તિ ઉપર છે. આથી રાજકીય પ્રશ્નોનો પોતાની બુદ્ધિથીજ નિર્ણય કરવાની, મતના યોગ્ય ઉપયોગની કીંમત કરવાની, અને પોતાના અભિપ્રાય દર્શાવવા લાયક હોય તેવાજ ઉમેદવારની ચુંટણી કરવાની ટેવ લોકોમાં હોવી જોઇએ

લોકશાસનને આપણે લોકોનું રાજ્ય કહીએ છીએ, પણ એક દૃષ્ટિબિંદુએ તે વર્ગશાસન છે—લોકનિયુક્ત નેતાઓનું વર્ગશાસન છે. લોક તો માત્ર મત આપે; પણ તેમનાં મન મેળવીને ચુંટાએલા પ્રતિનિધિ પોતાની બુદ્ધિ પ્રમાણે રાજ્ય ચલાવે છે. ચુંટણી થાય છે તે કૈ લોકો કહે તેમ કરનારા માણસો પસંદ કરવા નહીં, પણ કયા માણસો લોકશાસન બરાબર ચલાવી શકશે અને લોકહિત જાળવી શકશે તે નક્કી કરવા. ખરી સત્તા તો પ્રતિનિધિઓ ચલાવે છે. આવા પ્રતિ-નિધિઓનું વર્ગશાસન બીજા વર્ગશાસનના દોષથી વિમુક્ત છે; કારણ કે લોકો પ્રતિનિધિ સહેલાઇથી બદલી શકે છે અને પ્રતિ-નિધિને લોકની સંમતિ લેવા ચુંટણી વખતે આવવું પડે છે. લોક-શાસન વર્ગશાસન છે—પણ લોકે નક્કી કરેલા વર્ગનું; આ કારણથી આ વર્ગ પસંદ કરવાની શક્તિ, "યોગ્યતા પારખવાની યોગ્યતા" હોય તોજ ચુંટણી વખતે યોગ્ય રીતે મત આપી શકાય છે. મત—વોટ—એ લોકના પ્રભુત્વનો સીક્કો છે—રાજ્યતંત્રનો મુખ્ય આધાર છે; અને કારણ સમજ્યા વિના, નેતાની લાયકાતનો વિચાર કર્યા વિના, ધાકથી, શરમથી,

લાંચથી, કે લોકખુશામતીઆ ભાષણીઆના શબ્દપ્રવાહમાં ખેંચાઇ મત આપવામાં આવે તો રાજ્યતંત્રને નુકશાન પહોંચે છે.

આ યોગ્યતા લોકોમાં પુરેપુરી હોય નહીં ત્યાં સુધી લોકશાસન માટે આપણે લાયક નથી એમ જે કેટલાકનું કહેવું છે તે તદ્દન ગેરવાજબી અને અનુભવથી વિરુદ્ધ છે; અને આ કહેનારા ઘણે ભાગે આપણી રાજકીય અભિલાષાના દુશ્મનો છે. જ્યાં જ્યાં લોકશાસન દાખલ થયું છે, ત્યાં ત્યાં પહેલાં લોકમાંથી બે પાંચ ટકા જેટલા ચુંટનારાઓએ રાજ્યતંત્ર ચલાવ્યું છે; કેનેડાને જ્યારે લોકશાસન અપાયું ત્યારે ભાગ્યે આટલા ટકા પણ મત આપી શકે એવા હતા; અને હજુ પણ લોકસત્તાક રાજ્યતંત્ર ભોગવતા દેશોમાં મત આપનારાઓએ ઘણે ભાગે આવી યોગ્યતાનો અંશ પોતાનામાં કેળવ્યો નથી. અને આવું કહેનારા એક જ વાત ભુલી જાય છે કે એવી યોગ્યતા અનુભવેજ પ્રાપ્ત થાય છે–મત આપતાંજ મત આપતાં આવડે છે.

**(૩) અને (૪) લોકશાસનીય રાજ્યતંત્ર**–બીજા બધા શાસનો કરતાં લોકશાસનમાં એક લક્ષણ વધારે હોય છે. તે લક્ષણ તે કાયદાની સત્તા. એકશાસનમાં રાજાની સ્વેચ્છા અને વર્ગશાસનમાં વર્ગનું હીત. આ બે આગળ કશાનો હીસાબ રહેતો નથી; પણ લોકશાસન જેવા સમાનતા પર રચાયેલા શાસનમાં કોઇનો વધતો ઓછો હીસાબ પડતો નથી, પણ બધાનો હીસાબ નિયમાનુસારજ પડે છે. મોટા અને નાના બધાને એકજ રીતે જવાબ આપવો પડે છે.

કાયદાની સર્વમાન્ય સત્તાથીજ લોકશાસન ટકી રહે છે એમ કહીએ તો ખોટું નહીં. કારણ કે બીજા શાસનો ચલાવવામાં કેટલીક થોડી વ્યક્તિનો લાભ સમાયલો હોવાથી તેઓ ખપ પુરતા નિયમો, ન્યાય, તેમજ કાર્યસાધકતા ઉભાં કરી શકે છે; પણ લોકસમૂહ અનેક જુદાં, છુટાંછવાયાં અંગોનો બનેલો હોવાથી તેટલી સહેલાઇથી લોક-

સત્તાક રાજ્યતંત્રમાં તેમ બનતું નથી. કાયદાને સર્વોપરી સત્તા અર્પવાથી આ મુશ્કેલી ઘણે ભાગે દૂર થાય છે; કારણ કે નિયમ, ન્યાય, અને કાર્યક્ષેત્રો કાયદો પહેલેથીજ ઘડીને તૈયાર રાખે છે. આ કાયદાની સત્તા ઉભી કરવા અને સાચવવા માટે (૧) કાયદા ઘડનાર ધારાસભા; (૨) કાયદો અમલમાં મુકનાર કારોબારી અધિકારીઓ; અને (૩) કાયદાનું સ્પષ્ટીકરણ કરવા અને તેનો ભંગ કરનારને શિક્ષા કરવા ન્યાયાધિકારીઓ જોઇએ.

## ધારાસભા

ધારાસભાની સંસ્થા લોકશાસનનો મુખ્ય સ્તંભ છે. એ લોકના પ્રતિનિધિઓની બને છે; લોકમતને પ્રતિબિમ્બિત કરે છે; લોકને નામે તેમાં રહેલા સંપૂર્ણ અધિકાર ભોગવે છે. એના કાર્યક્ષેત્રમાં નીચેના વિષયો આવે છેઃ—

૧. કાયદા અને રાજ્યપદ્ધતિ ઘડવાં.

૨. કાયદા અને રાજ્યપદ્ધતિ અમલમાં મુકનાર અધિકારીઓને નીમવા તથા રજા આપવી.

૩. રાજ્યતંત્ર ચલાવવા જોઇતો પૈસો ભેગો કરવા કાયદેસર કર નાંખવા.

૪. ભેગો કરેલો પૈસો અધિકારીઓને ખરચવા માટે આપવો.

ધારાસભાનું મુખ્ય લક્ષણ એ છે કે તેના સભ્યો લોકના ચુંટેલા હોવા જોઇએ. લોક શીવાય બીજા કોઇપણ માણસ કે વર્ગનો જો તે ચુંટણીમાં હાથ હોય તો તે સભા લોકશાસનનું અંગ નથી પણ તે શાસન પર જકડેલી લોખંડની બેડી છે; કારણ કે એવી સભાઓ રાજ્યતંત્રને લોકસત્તાની શોભા અર્પે છે, પણ તે સત્તાને ખરી રીતે કચરી નાંખવાનું મુખ્ય સાધન બને છે. આપણી હીંદી ધારાસભામાં ઘણે ભાગે ચુંટાયલા સભ્યો નથી, એટલે તે લોકસત્તાને જાળવી શકતી નથી

એટલુંજ નહીં, પણ ઘણી વખત ચુંટાયેલા સભ્યોને નામે અનેક રીતે તે સત્તાને દાબી દે છે.

ચુંટાયેલી ધારાસભામાં લોકમતનું પ્રતિબિંબ પડેલું રહે તે માટે થોડે થોડે વર્ષે તેના સભ્યોની ફરીથી ચુંટણી કરવામાં આવે છે; અને કારોબારી સત્તાધીશોને એમ લાગે કે ધારાસભામાં આવું પ્રતિબિંબ પડતું નથી તો તેને ધારાસભા વિસર્જન કરવાનો હક આપવામાં આવે છે કે જેથી ફરીથી ચુંટણી થાય, અને લોકનું વલણ માલમ પડે. લોકશાસન એક પ્રકારનું લોકનિયુક્ત વર્ગશાસન છે એમ આગળ કહેવામાં આવ્યું છે. ચુંટણી તે વર્ગ નક્કી કરવાનું સાધન છે; નરરત્નો પારખવા લોકમતનું આ પહેલું સમુદ્રમંથન છે. મત મેળવવા ઇચ્છા રાખનાર ઉમેદવારો લોક સમક્ષ આવે છે; પોતાની કારકીર્દિનો હીસાબ આપે છે; મોટા રાજકીય પ્રશ્નો રજુ કરે છે; તે પ્રશ્નો પર વિચાર કરવાની, દર્શાવવાની, અને યોગ્ય પ્રતિનિધિ મારફતે તે પાર પાડવાની તક લોકને આપે છે.

ચુંટણીની શુદ્ધતાને માટે ઘણા કાયદાઓ કરવામાં આવે છે અને તેનો ભંગ કરનારને શિક્ષા કરવામાં આવે છે. પણ આ શુદ્ધતાનો આધાર ઘણે ભાગે મતદાતાની નૈતિક બુદ્ધિ અને જાહેર જુસ્સા પરજ રહે છે. સામાન્ય રીતે મત આપવાનો અધિકાર દરેક પુખ્ત ઉમરના માણસને આપવો જોઇએ; છતાં વ્યવહારિક દૃષ્ટિએ એવામાંના જે લખી વાંચી જાણે કે કર આપતા હોય તેનેજ એ અધિકાર આપવામાં આવે છે. પણ રખેને મતદાતા ઉંધે રસ્તે પોતાના અધિકારનો ઉપયોગ કરે એવા ડરથી જો આ હક ઉંચી લાયકાત ધરાવનારનેજ આપવામાં આવે તો મતદાતાની સંખ્યા ઘણી નાની થઇ જાય અને પરિણામે લોકહિત જોઇએ તેવું સચવાતું નથી. આ કારણથી મત આપવાનો અધિકાર જેમ બને તેમ વધારે લોકને મળી શકે એવુંજ લાયકાતનું ધોરણ નક્કી કરવામાં આવે છે.

લોકસત્તાક રાજ્યતંત્ર હોય ત્યાંના જાહેરજીવનમાં ઘણુંખરું બે અથવા તેથી વધુ પક્ષ પડી જાય છે. દરેક પક્ષ પોતાની કાર્યપદ્ધતિ નક્કી કરે છે–દરેક ઠેકાણે પોતાના પ્રતિનિધિઓને ઉમેદવાર તરીકે આગળ કરે છે. એમ માનવામાં આવે છે કે જ્યાં સુધી જાહેરજીવનમાં પક્ષો નથી હોતા ત્યાં સુધી લોકશાસન બરોબર ચાલતું નથી. સામાસામી પક્ષો હોવાથી દરેક બીજા કરતાં સવાયું કરી બતાવવા મથે છે; દરેક પક્ષને સામા પક્ષની ટીકાનો ભય લાગે છે; અને બન્ને પક્ષની રસાકસીથી મત આપનારને દરેક વિષય પર પુરેપુરો વિચાર કરવાની તક મળે છે. આવા પક્ષોને લીધે ધારાસભામાં પણ બે પક્ષો રહે છે; અને એકબીજાની ભુલ કાઢવા સદાએ તત્પર હોવાથી રાજ્યતંત્ર ચલાવનારો પક્ષ ઘણીજ સાવચેતીથી અને જોખમદારીથી કામ લે છે. વીલાયતના જાહેરજીવનનો ઇતિહાસ તે બે મોટા પક્ષોનોજ ઇતિહાસ છે એમ કહીએ તો ચાલે; અને આ પક્ષોને લીધેજ ત્યાંનો કારભાર સારો ચાલે છે એમ માનવાને પણ સબળ કારણ મળે છે.

ઘણાખરા લોકશાસનમાં ધારાસભાના બે વિભાગ અથવા ખંડ રાખવામાં આવે છે; દરેક ખંડ એક સ્વતંત્ર સભા તરીકે ગણાય છે; અને દરેક કાયદાને બંને ખંડની સંમતિ મેળવવી પડે છે. આવી બે-ખંડી ધારાસભા હોવાથી કાયદો ઉતાવળે પસાર થતો નથી એટલુંજ નહીં પણ લોકોને પોતાનો અભિપ્રાય દર્શાવવાની સારી તક મળે છે. વળી, લોકલાગણી જો એક તરફ દોરવાઇ ગઇ હોય તો કાયદો બંને ખંડમાં પસાર થાય એટલામાં તેને શાંત પડવાનો વખત મળે છે.

ઇંગ્લેંડની ધારાસભા આ પ્રમાણે બે ખંડી છે. પહેલો ખંડ– હાઉસ ઓફ કોમન્સ–આમની સભા–માં ૬૧૫ સભ્યો છે, જે શહેરો અને કસ્બાઓના મતદારો મતપત્રોથી ચુંટે છે. આ સભા કાયદા પ્રમાણે સાત વર્ષજ ટકી શકે છે; પણ ખરું જોતાં તો તે પહેલાં

કારોબારી મંડલ તેને વિસર્જન કરે છે અને લોકનો મત નક્કી કરવા નવી ચુંટણી કરે છે. ચુંટણી વખતે દેશના જાહેરજીવનમાં થઈ રહેલા બે મોટા પક્ષો વચ્ચે સખત રસાકસી ચાલે છે; અને જે પક્ષના સભ્યો આ સભામાં ચુંટાઇને વધારે જાય છે તેના નેતાઓ રાજ્યતંત્ર ચલાવે છે.

બીજો ખંડ અમીરની સભાનો છે. આ ખંડ પહેલા ખંડના સરખો ગણાય છે ખરો, પણ ખરું જોતાં સત્તામાં તે પહેલાથી ઘણોજ ઉતરતો છે. દરેક કાયદો પસાર થાય તે પહેલાં આ ખંડની સંમતિ મેળવવી જોઇએ; પણ આમની સભાનો મત જો મક્કમ હોય તો આ ખંડ તે માન્ય રાખે છે, અને સમાલોચના કરી માત્ર સુધારોવધારોજ કરે છે.

અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં દરેક સંસ્થાનમાં બે ખંડ છેઃ સેનેટ અને પ્રતિનિધિનો ખંડ. અને તેજ પ્રમાણે તે દેશના મધ્યસ્થ રાજ્યતંત્રમાં પણ ૯૦ સભ્યોની સેનેટ અને ૩૫૭ સભ્યોનો પ્રતિનિધિ ખંડ રાખવામાં આવ્યો છે.

દરેક સંસ્થાનની ધારાસભા, બે સભ્યો મધ્યસ્થ સેનેટમાં મોકલે છે, અને દરેક સભ્ય ૭ વર્ષ સુધી પોતાનો હોદ્દો ભોગવે છે. દરેક બબ્બે વર્ષે સેનેટનો ⅓ ભાગ ફરી ચુંટાય છે. પ્રતિનિધિખંડના સભ્યો બે વર્ષને માટે લોકો બારોબાર ચુંટી કાઢે છે. આ ખંડ પોતાનો પ્રમુખ ચુંટે છે; આ પ્રમુખ દરેક કાર્ય માટે કાર્યવાહક મંડલ નીમે છે; અને આ મંડલ પોતાના ક્ષેત્રમાં ઘણીખરી સત્તા ભોગવે છે અને ખંડ પાસે દરેક ઠરાવ લઇ જાય છે.

ઓસ્ટ્રેલીઆમાં બેખંડી ધારાસભા છે. સેનેટમાં દરેક પ્રાંત ૬ સભ્યો ૬ વર્ષ માટે નીમે છે. પ્રતિનિધિખંડમાં દરેક પ્રાંત ઓછામાં ઓછા ૫ સભ્યો મોકલે છે. બધા લાયક ઉમરના શખ્સો આ સભ્યોની ચુંટણી કરે છે.

કેનેડાની સેનેટમાં ૮૭ સભ્યો છે જે ત્યાંનો ગવર્નર જનરલ નીમે છે. ત્યાંનો બીજો ખંડ "હાઉસ ઓફ કોમન્સ"ને નામે ઓળખાય છે. તેમાં ૨૨૧ સભ્યો છે, અને તે ખંડ પાંચ વર્ષે ફરીથી ચુંટાય છે.

હીંદની હાલની ધારાસભા ખરી રીતે જોતાં પ્રબળ અધિકારી વર્ગ-શાસનનું અંગમાત્ર છે. તે વર્ગના અધિકારીઓને પોતાના વિચારો જાહેરમાં મુકવાની તક આપવા માટેજ રચાયેલી છે એટલુંજ નહીં, પણ લોર્ડ ચેમ્સફર્ડ અને મી. મોન્ટેગ્યુની યોજના પ્રમાણે જે ધારાસભા ઉભી કરવામાં આવનાર છે તે લોકશાસનની કસોટીએ ચડાવતાં માત્ર ઠીકાંરુપજ છે. તેમાં લોકસત્તાક ધારાસભાનો માત્ર ધાટ છે—બંધારણ બધું અંગ્રેજી વર્ગશાસનને જોઇતું છે—અર્થાત્ લોકલાભને રુચતું નથી. રાજ્યસભામાં અમલદાર નિયુક્ત સભ્યો વધારે; અને ધારાસભામાં ચુંટેલા સભ્યો વધારે, ત્યારે તેમની પાસે નાણાંનો કે અધિકારી નીમવાનો કે ખસેડવાનો હક નહીં! નાના છોકરાને રમવા માટે પતરાંની નિર્દોષ મોટર આપવામાં આવે તેવાજ પ્રકારની કંઇક આ ધારાસભા કહેવાય. આ યોજના પ્રમાણે પ્રાંતની ધારાસભામાં કંઇક લોકસત્તા છે ખરી; પણ તે સભા અખંડી નથી એ મોટી ખોડ તેમાં રહી ગઇ છે.

## કારોબારી અધિકારી મંડલ

કાયદા કરવા એ શાસનનો જરૂરી વિભાગ છે; પણ કાયદા અમલમાં મુકવા તે શાસનનું સત્ત્વ છે. કાયદા ગમે તેવા સારા હોય, પણ જ્યાં સુધી અધિકારી વર્ગ તેનો અમલ કરે નહીં ત્યાં સુધી તે પોથીમાંના રીંગણાંથી વધારે ઉંચી પંક્તિમાં આવી શકતાં નથી. આપણે જોઇએ છીએ કે જ્યાં વર્ગશાસન હોય ત્યાં—દાખલા તરીકે હીંદમાં—ધારાસભા ગમે તેવો ઠરાવ કરે તોપણ અધિકારીને તે બંધનકર્તા નથી; તે ચાહે ત્યારે તેની અવગણના કરી શકે છે. લોકશાસન નીરાંતે ટકી શકે, તે માટે અત્યંત જરુરનું તો એજ છે કે અધિકારી વર્ગપર લોકની સત્તા સંપૂર્ણ જોઇએ; અને તે વર્ગનો હીસાબ લેવાનો અધિકાર લોકમાંજ હોવો જોઇએ. આ નિયમનો જરાપણ ભંગ થતાં અધિકારી વર્ગ સત્તા એક હાથે કરી લોકશાસનની ઘોર ખોદવા બેસી જાય છે.

આ કારણને લીધે લોકશાસનમાં અધિકારી વર્ગના મુખ્યનું જે કારોબારી મંડલ (Executive) હોય તેનો અને લોકોનો સંબંધ સારી રીતે જળવાવો જોઇએ. આ સંબંધ જાળવવા માટે અનેક રીતે કારોબારી મંડલ નીમવામાં આવે છે.

(૧) લોકો કારોબારી સત્તાનો મુખ્ય અધિકારી પ્રેસીડેન્ટ ચુંટે છે; અને તે ધારાસભાની મદદથી, તેમજ તેણે નીમેલા મંત્રીઓ વડે કારભાર કરે છે. આથી આ અધિકારી–પ્રમુખ લોકોનોજ પ્રતિનિધિ હોય છે; અને ધારાસભાની દેખરેખ નીચે કામ કરે છે. આ રીતે લોકશાસનમાં પણ કાર્યસાધકતા સચવાય છે, કારણ કે પોતે હોદ્દો ભોગવે ત્યાં સુધી પ્રમુખનું ઘણે અંશે એકશાસન ચાલે છે.

યુનાઇટેડ સ્ટેટ્સના લોકશાસનમાં અધિકારી વર્ગ આ પ્રમાણે નીમાય છે. પહેલાં, દરેક સંસ્થાનના મતથી ચાર વર્ષને માટે પ્રમુખ નીમાય છે; સેનેટ જો કબુલ કરે તો દરેક મોટો અધિકારી નીમવાની સત્તા તેના હાથમાં રહે છે; અને ધારાસભા–કાગ્રેસની સત્તા તેના પર ચાલતી નથી, એટલુંજ નહીં પણ જો તે ધારે તો કૉંગ્રેસના અભિપ્રાય વિરુદ્ધ પોતે કારભાર ચલાવી શકે છે.

(૨) કારોબારી મંડલ નીમવાનો બીજો રસ્તો ઈંગ્લંડે સ્વીકાર્યો છે. પાર્લામેંટની ચુંટણી થાય ત્યારે હાઉસ ઓફ કોમન્સમાં જે પક્ષના સભ્યો વધારે હોય, તે પક્ષના આગેવાનને રાજા બોલાવી મુખ્ય પ્રધાન તરીકે નીમે છે; અને તે મુખ્ય પ્રધાન પોતાના પક્ષના આગેવાનોમાંથી બીજા મંત્રીઓ પસંદ કરી નીમે છે. બધા મંત્રીઓ ધારાસભા–પાર્લામેંટમાં બેસે છે; ત્યાં એમને જવાબ આપવા પડે છે; ત્યાં પોતાની કાર્યપદ્ધતિ સ્પષ્ટ કરવી પડે છે. આથી ધારાસભા અને કારોબારી મંડલ વચ્ચે નીકટ સંબંધ સચવાય છે એટલુંજ નહીં, પણ જો પાર્લામેંટને એ કારોબારી મંડલમાંથી કે તેની રાજપદ્ધતિમાંથી

શ્રદ્ધા ઉઠી જાય તો તેઓ "નિંદાનો ઠરાવ" લાવે છે અથવા કારોબારી મંડલે આણેલા ઠરાવની વિરુદ્ધ મત આપે છે; અને સર્વમાન્ય ગણાયલી રીત પ્રમાણે, એમ થતાં, કારોબારી મંડલને રાજીનામું આપવું પડે છે. આ પ્રમાણે ધારાસભા કારોબારી મંડલની સ્વામી થઈ રહે છે; અને અધિકારીના શાસન પર સખ્ત અંકુશ રાખી શકે છે.

આવા પ્રકારનાં કારોબારી મંડલથી ચલાવાતાં રાજ્યતંત્ર જવાબદાર (responsible) કહેવાય છે. ઑસ્ટ્રેલીયા અને કેનેડામાં બ્રીટીશ શહેનશાહ પોતાનો ગવર્નર જનરલ નીમે છે; અને તે સંસ્થાનની ધારાસભાના આગેવાનોને કારોબારી મંડલમાં નીમે છે; અને ઘણે અંશે ત્યાંનું કારોબારી મંડલ પણ ઈંગ્લંડની પદ્ધતિએ ચાલી, જવાબદાર થઈ રહ્યું છે. હીંદને માટે જે નવી યોજના ઘડવામાં આવી છે તેમાં હીંદી સરકારમાં તો 'જવાબદારી'નો સ્પર્શ સરખો પણ રાખવામાં આવ્યો નથી. પ્રાંતમાં પણ જે વિષયો લોકસત્તાને સોંપવામાં આવ્યા છે તેને માટે આવું 'જબાબદાર' કારોબારી મંડલ ઉભું કરવામાં આવનાર છે; પણ તેમાં મુખ્ય ખોડ એ છે કે પહેલેથીજ જબાબદાર મંત્રીઓને ધારાસભાને આધીન બનાવ્યા નથી. આથી પહેલાં પાંચ વર્ષના મંત્રીઓ ધારાસભાના જવાબદાર અધિકારી થવાને બદલે હીંદી અધિકારી વર્ગશાસનનાં અંગ થઈ રહેશે.

(૩) ત્રીજો રસ્તો એ છે કે કારોબારી મંડલ લોકો નીમતા નથી, પણ રાજા નીમે છે; અને માત્ર ધારાસભા તો તેનો બને તેટલો જવાબ લઈ શકે છે, પણ તેને ખસેડી શકતી નથી. આનું પરિણામ એ આવે છે કે ધારાસભા જેટલે અંશે લોકમતના પ્રાબલ્યથી કારોબારી મંડલ પર અસર કરી શકે તેટલીજ થાય છે. જર્મનીમાં લડાઈ પહેલાં શહેનશાહ ચાન્સેલર નીમે છે; અને ધારાસભા તેને ખસેડી શકતી નથી. એ ભાગ્યેજ લોકશાસન કહેવાય.

## ન્યાયાધિકારીઓ

કાયદાની શુદ્ધિ સાચવવા લોકસત્તાક રાજ્યતંત્રમાં ન્યાયાસનની સત્તા અસ્પર્શ્ય રાખવી ઘણીજ જરુરની છે; અને તેથી ધારાસભા તેમજ કારોબારી મંડલથી ન્યાયાધિકારીઓની સત્તા નીરાળી અને સ્વતંત્ર રાખવી જોઇએ. જો એમ ન રાખવામાં આવે તો કાં તો ન્યાયાધીશો કારોબારી મંડલના હાથમાં રમકડાં થઇ રહે કે કાં તો લોકના અભિપ્રાયના પ્રવાહમાં તણખલાંની માફક ખેંચાઈ જાય.

## સ્થાનિક સ્વરાજ્ય

લોકસત્તાક રાજ્યતંત્રનો એક મોટો સિદ્ધાંત એ છે કે રાષ્ટ્રીય કાર્યસાધકતાને જરુરી ન હોય તે બધી સત્તા રાજ્યતંત્રે પોતાના હાથમાં રાખવી નહીં. આ હેતુ પાર પાડવા ગામ અને શહેરની આંતરવ્યવસ્થા નાની, લોકસત્તાક સંસ્થા—જેવી કે મ્યુનીસીપાલીટી—તેની મારફતેજ કરવી. આથી મધ્યસ્થ રાજ્યતંત્રને માથે બોજો રહે નહીં; અને નાની વસ્તુમાં જેટલું સુખ નાની, પાસે રહેલી સંસ્થા આપી શકે તેટલું દૂર રહેલું રાજ્યતંત્ર આપી શકે નહીં.

## ઉપસંહાર

અત્યારના આ યુગધર્મની કૈંક રુપરેખા ઉપર આલેખવામાં આવી છે, છતાં તેના અનેક રુપો, રુપાંતરો, તેની રચના અને તેનો વિકાસ—એ વિષયો વિશાળ છે અને ટુંકામાં કરેલું આલેખન કદાચ અપૂર્ણ રહી જાય છે. લોકશાસનના પણ વિરોધીઓ છે—તેમાં પણ દૂષણો છે. લોકશાસન-માં કાર્યસિદ્ધિ કરવી સહેલ નથી અને સમગ્ર જનસમાજને એથી વધારે સુખ મળે છે ખરું, પણ શુદ્ધતા, સંસ્કારિતા, કલા અને સાહિત્યના ઉંચા આદર્શોનો વિનાશ થવા લાગે છે. પણ એ આદર્શો જશે એમ વિચારી પાછા પડવાનો આ સમય નથી. લોકસત્તા

આગળ વધે છે; લોકશાસન બધે પ્રવર્તતું જાય છે. કોઇના શોકને માટે, કોઈ આદર્શ માટે તે થોભે એમ નથી.

હીંદમાં પણ લોકસત્તાની ગર્જના સંભળાય છે. આ પુરાણી પુણ્યભૂમિની મહાપ્રજાએ આ યુગધર્મ સ્વીકાર્યો છે; અને તે સ્વીકારનો મંત્રધ્વનિ દેશેદેશ થવા લાગ્યો છે. આર્યાવર્તનો સદાયે જયવારો છે— ભૂતકાલમાં હીંદુધર્મ રુપે, વર્તમાનમાં હીંદી સામ્રાજ્યરુપે અને ભવિષ્યમાં હીંદી લોકરુપે.



# રણજીતરામ



કેટલાકનાં જીવન સાગર સમાં ઉછળ્યાં કરે છે; કેટલાકનાં નદીના પ્રવાહની પેઠે કવચિત્ તોફાની, કવચિત્ શાંત, ઘડીમાં એક દિશામાં, ઘડીમાં બીજી દિશામાં વહે છે; અને કેટલાકનાં જીવન નહેરો સમાં સખ્ત અને સીધી મર્યાદામાં શાંત રીતે વહ્યાં જાય છે. સદ્‌ગત ભાઈ રણજીતરામનું જીવન આ ત્રીજા પ્રકારનું હતું. કદીએ તેમાં સ્વચ્છંદી તરંગો આવતા નહીં, કદીએ તેનો પટ બદલાતો નહીં, કદીએ તેની સરલતામાં ભંગ પડતો નહીં. આવી જીંદગીમાં ધ્યાન ખેંચે એવા ખાસ બનાવો ઘણાથોડા હોય એમાં શી નવાઈ?

રણજીતરામના પિતા વાવાભાઈ ન્યાતે સુરતના કાયસ્થ હતા અને સરકારી રેવન્યુ ખાતામાં તેઓ નોકરી કરતા હતા. એમનાં માનું નામ કમળા બહેન (તુળજા બહેન) છે. વિ. સં. ૧૯૩૮ ના કાર્તિક સુદી બીજને દિને પ્રાતઃકાળમાં રણજીતરામનો જન્મ સુરતમાં એમની માના મોસાળમાં થયો હતો. તેમના ભાંડુમાં હાલ તેમનાંથી નાનાં એક ભાઈ અને બહેન હયાત છે.

નોકરીને અંગે વાવાભાઇને ભરુચ ને સુરત જીલ્લાના ગામોમાં ફરવાનું થતું અને તેની સાથે રણજીતરામને પણ ગામડામાં બાળપણ ગાળવાનો લાભ મળ્યો. તેમનું શરીર પહેલેથી ઘણું નબળું હતું અને પાછળથી નબળાઈ દૂર

થઈ હતી છતાં છેલ્લે સુધી તે એકવડી કાઠીના અને નાજુક રહ્યા. રણછોડરામે સુરતના નારણ મહેતાની ગામઠી શાળામાં પાટી પર ધુળ નાખી; અને પછી અભ્યાસ માટે તેઓ પોતાના પિતા સાથે અમદાવાદમાં રહ્યા. તેમણે ગુજરાતી અભ્યાસ ત્યાંની પ્રેક્ટીસીંગ સ્કુલમાં અને અંગ્રેજી મીશન હાઈસ્કુલમાં કર્યો. ઈ. સ. ૧૮૯૯માં મેટ્રીક પસાર કરી ગુજરાત કોલેજમાં ગયા. ઈ. સ. ૧૯૦૩માં બી.એ. થયા અને એક વર્ષ કોલેજમાં ફેલોશીપ ભોગવી. બી.એ. થયા અગાઉ એક વરસે એટલે ઇ. સ. ૧૯૦૨માં વિ. સં. ૧૯૫૮ના મહા સુદી પૂર્ણિમાને દિવસે સુરતમાં રા. રા. મહાસુખરામ માણેકરામ વકીલનાં પુત્રી અ. સૌ. શાંતિગૌરી સાથે તેમનાં લગ્ન થયાં હતાં. ઇ. સ. ૧૯૦૫ના એપ્રીલમાં તેમણે ઉમરેઠની હાઇસ્કુલના હેડમાસ્તરની નોકરી લીધી અને તેજ વર્ષના નવેંબર માસમાં સદ્ગત પ્રો. ગજ્જરના ખાનગી કારભારીની નોકરી સ્વીકારી. મહત્ત્વાકાંક્ષા લલચાય એવી, મન લોભાય એવી ઘણી તકો તેમને મળી હતી. પણ જે નોકરીમાં સંસ્કારી અને શીધું કામ હોય, જ્યાં સાહિત્યનો શોખ કેળવી શકાય એવા પ્રસંગો અને ફુરસદ મળતી હોય તેવીજ નોકરી કરવી એ એમનો જે દૃઢ સંકલ્પ હતો તેનાથી તે ડગ્યા નહીં. ઇ. સ. ૧૯૦૮માં તેમણે સર પ્રભાશંકર પટ્ટણીના ખાનગી કારભારીની નોકરી લીધી અને ઇ. સ. ૧૯૧૬માં ત્યાંથી શેઠ નરોત્તમ મોરારજીને ત્યાં તેજ જગ્યાએ રહ્યા. ઈ. સ. ૧૯૧૭ની શરુઆતમાં શેઠ ગોકળદાસ તેજપાળ બોર્ડીંગના સુપરીન્ટેન્ડન્ટની નોકરી મેળવવા તેમને અભિલાષા થઇ; પણ શેઠ નરોત્તમના આગ્રહથી તે વિચાર માંડી વાળ્યો. તે વર્ષના મે મહીનામાં શેઠ નરોત્તમના પુત્ર સાથે જુહુમાં તે રહેવા ગયા અને તા. ૪થી જુન સં. ૧૯૭૩ના જેઠ સુદી ૧૪ ને સોમવારે ત્યાંના દરીઆમાં નહાતાં પડતાં તે ડુબી ગયા. જે સવારે તેઓ નહાવા ગયા અને આમ અકસ્માત પાછા ન ફર્યા તેજ સવારે તેઓએ યુનીવર્સીટીના લાયબ્રેરીઅનની જગા માટેની અરજી સર્ટીફીકેટો સાથે

તૈયાર કરી ટેબલ ઉપરજ રાખેલી હતી. એમના મિત્રો અને હિતેચ્છુઓ એમને માટે અનેક જગાઓ ખોળી તેની ભાળ એમને આપતા અને પ્રયત્નો કરવા ઉશ્કેરતા, તેમાંની ઘણીખરીને માટે એ લલચાતાજ નહીં. એમનો છેવટનો પ્રયત્ન પણ આવી શાંત અને અનેક દિશામાં અભ્યાસ વધારી શકાય એવી નોકરીને માટેજ હતો. ઠપ પાંત્રીસ વર્ષની વયે આ પ્રમાણે એ અકાળ મૃત્યુને વશ થયા. તેમના મરણ પછી વરસ સવા વરસે તેમનાં વિધવા ગં. સ્વ. શાંતિબહેન પણ એક પુત્ર અને બે પુત્રી મુકીને સ્વધામ ગયાં.

રણજીતરામ સ્વભાવે શાંત, સરલ અને મીઠા હતા; બોલવે સદાય હસમુખા અને સ્નેહાળ હતા; રહેણીકરણીએ મર્યાદાશીલ અને મીલનસાર હતા.

મિત્ર તરીકે તે અપૂર્વ હતા. તે ધાઇને ભેટતા નહીં; વધારે પડતો સ્નેહસંબંધ બાંધતા નહીં, કે બીજા પાસે તેવી આશા રાખતા નહીં; અને છતાં, જ્યારે જોઇએ ત્યારે સ્નેહભર્યા હાસ્ય, સહાનુભૂતિ ને સલાહથી–બનતી મદદથી–મિત્રની વારે ધાવા તત્પર રહેતા. કદી એવું બનતું નહીં કે એને મળતાં કોઇને કચવાટ થતો કે તેમને કચવાટ થાય છે એવો ભાસ થતો.

મિત્રો સાથેના એના વ્યવહારમાં બે ખુબીઓ અદ્દ્ભુત હતીઃ એક તો વિશ્વાસ આકર્ષવાની અને બીજી વ્યવહારને માનસિક સહજીવનની ભૂમિકા પર લઈ જવાની. તે પોતે પોતાનો અભિપ્રાય એકદમ દર્શાવતા નહીં. તેને જોરથી બહાર પાડતા નહીં અને વાતમાં વિરોધનો સ્પર્શ માત્ર પણ આવવા દેતા નહીં. સામા માણસને તેને જોતાંજ પોતાના અભિપ્રાય દર્શાવવાનું, અંતરની ઉલટો બહાર પાડવાનું મન થતું અને રણજીતરામ ધીમેથી હસીને ગમે તેવાને ઉત્તેજતા, તે ન જાણે તેમ નવા વિચારોના અંકુર મુકતા અને અવનવાં દષ્ટિબિંદુઓ

સુચવતા. એ બધાની વાત સદાએ ધ્યાનથી, ધીરજથી સાંભળતા. એની આગળ અપરિચિત છટાથી બધાને પોતાના મનોરથો વર્ણવવાનું મન થતું; કારણ કે તેને મળતાંજ કૈં અજબ જેવો વિશ્વાસ પ્રકટ થતો.

એની જોડેના સંબંધમાં, ઉછળતી સ્નેહોર્મિઓને માટે સ્થાન રહેતું નહીં; તે દરેક મિત્રની માનસિક જરુરીઆતો જાણતા અને તે પુરી પાડવા કે તેને સંતોષવા જોઈતું વાતાવરણ પેદા કરવા મથન કરતા. થોડા પ્રસંગ પછી ઘણાને રણછોડરામને મળવું એ થાક પછી ઠંડા, વિશાળ, વહેતાં પાણીના સ્નાન સમો, આલ્હાદ અને ઉત્સાહપ્રેરક લહાવો થઈ પડતો. અને આ લહાવો લેનાર દરેક જણ પોતાના કાર્યમાં વધારે ઉત્તેજિત થઇને જતો; અને ઘણી વખત તેને ભાન પણ નહીં રહેતું કે આ પરિણામ થોડાબોલા રણછોડરામના મીઠા વ્યકિતત્વનું છે. આવા પ્રસંગ ઉપરાંત એ ઘણા મિત્રો જોડે સતત પત્રવ્યવહાર ચલાવતા અને તેમાં સામાને ગમતાં પુસ્તકો, સંસ્થાઓ ને ચાલુ બનાવો વીશે વિચારો દર્શાવી માર્ગદર્શક સુચનાઓ કરતા. ઘણી વખત આવી પ્રેરણા કરીને તે વિરમતા નહીં પણ શ્રમ વેઠી મિત્રને જોઇતી વિચારની સામગ્રીઓ એકઠી કરી તેને પૂરી પાડવામાં આનંદ લેતા.

આવો અસ્મિતા વિનાનો નિઃસ્વાર્થી મિત્ર અને પ્રેરક દરેકને અમૂલ્ય થઇ પડે એ સ્વાભાવિક છે. પુરુષો જે કદી એક વિચારના થતા નહીં, જે સ્વભાવ અને દૃષ્ટિબિંદુની ભિન્નતાથી કદી એક આરે પાણી પી શકતા નહીં તે એની મૈત્રીથી રાચતા, એની સલાહની મોટી કીંમત આંકતા અને એની પ્રેરકશક્તિની મદદ લેતા. એ ગુજરી ગયા ત્યારે જુદા જુદા ગામના, જુદી ભાવના ને ભૂમિકાવાળા તેના મિત્રોએ જે દીલગીરી જાહેર કરી હતી એજ તેની મિત્ર તરીકે કીંમત શી હતી તેનો કૈંક ખ્યાલ આપે એમ હતું.

તેના ઘરસંસારમાં પણ તેના મીઠા વ્યક્તિત્વની છાપ પડી રહેતી.

અને શાંત છતાં મમતાથી ઉભરાતો સ્નેહ જે એ તેમના બાળકો તરફ દર્શાવતા એ તેના હૃદયના ગુણોની સાખ પુરતો.

૨

રણજીતરામના ચારિત્ર્યનું પ્રથમ લક્ષણ સંસ્કારિતા હતું. તેની વાતમાં શબ્દે શબ્દે સંસ્કાર નીકળતો, તેના સાદા ને સરલ જીવન પર સંસ્કારની છાયા સદાય દેખાતી. જીનવ સંસ્કારી કેમ બને તે તરફ લક્ષ રાખી તે હંમેશાં વિચાર કરતા અને પ્રવૃત્તિઓ યોજતા.

બંગાલના ભાગલા વખતે નવીન બંગલામાં જે રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટી તેને લીધે તે પ્રાંતના જીવનમાં અનેક પ્રકારની ભાવના પેદા થઇ; બંગાલ એક અને અભેદ્ય છે, તેની સંસ્કૃતિ નિરાળી છે, તેનો ઇતિહાસ ને જીવન મહાન છે-એવી અનેક ભાવનાઓ ઉદ્ભવી. આ ભાવનાઓ વ્યક્ત કરવાનું કામ અનેક ઉત્સાહી બંગાળી યુવકોએ ઉપાડી લીધું.

આવી ભાવનાઓ આછે રુપે કેટલાક બીજા પ્રાંતોમાં પણ પ્રગટી, પણ ગુજરાતમાં તેની ઝાઝી અસર થઈ નહીં. આપણા યુવકોમાં થોડાનેજ ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાનાં સ્વપ્નાં આવ્યાં; આવા થોડામાં રણજીતરામનું સ્થાન હતું.

ઇતિહાસ અને સાહિત્યનો તેનો શોખ આ સ્વપ્નાં સિદ્ધ કરવા વળ્યો અને તેના વિચારો આ સ્વપ્નોથી રંગાઇ આદર્શરુપે મૂર્તિમાન થયા. તેનો સ્વભાવ એટલો શાંત હતો, તેની દૃષ્ટિનાં લક્ષ્યો એટલાં તો વિવિધ હતાં અને તેના હૃદયનો વેગ એટલો માપસર હતો કે આ આદર્શો રાજકીય ક્ષેત્રમાં સિદ્ધ કરવા તે પ્રેરાયા નહીં; પણ તે સીવાય જીવનનાં અન્ય ક્ષેત્રોમાં પ્રગટાવવાનો પ્રયત્ન કરવા તરફ તે દોરાયા. તેણે ગુજરાત-રાષ્ટ્રની પોતાની ભાવના પોષવા માંડી. ગુજરાતનો ઇતિહાસ રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુથી લખાય, તેની ભાષા અને સાહિત્ય નવીન

સંસ્કાર પામી સમૃદ્ધિવાન બને, તેની કેળવણી માતૃભાષા દ્વારા ઉત્સાહ-પ્રેરક થાય, તેની સંસ્થાઓમાં અને ન્યાતોમાં નવું ચેતન અને ઐક્ય આવે–એવી એવી અનેક પ્રવૃત્તિઓ તેણે આરંભવા માંડી; તેમાં ખાસ કરી આ પ્રવૃત્તિઓએ ત્રણ સ્વરુપ લીધાં. તેણે લેખો લખવા માંડ્યા, યોગ્ય લાગે તેવી સંસ્થાઓ ઉભી કરવા અને મજબુત કરવામાં મદદ કરવા માંડી અને જેટલા બન્યા તેટલા ગુજરાતી લેખકોના સંસર્ગમાં આવી મદદરુપે, સુચનારુપે અને સલાહરુપે પોતાનુ દષ્ટિ-બિંદુ સર્વમાન્ય કરવા મહેનત કરી.

એની લેખનપ્રવૃત્તિએ લોકગીત, વિવેચન, ઇતિહાસ, સમાજ-શાસ્ત્ર, નવલકથા, નાટક એવા અનેક સાહિત્યના વિભાગો સ્પર્શ્યા. એના લેખોની યાદી આ સાથે પરિશિષ્ટમાં આપવામાં આવી છે. આ તપસીલ પરથી જુદાં જુદાં ચોપાનીયાં સાથેનો એમનો સંબંધ પણ જણાશે.

કોલેજમાં તે ભણતા ત્યારે એમનો ઉત્સાહ "ધી સોશીઅલ એન્ડ લીટરરી" સભા ચલાવવામાં દોરાયો. પછીથી અમદાવાદમાં સ્થપાયેલ "સંસારસુધારા સમાજ"માં તે જોડાયા અને "ગુર્જર સાક્ષર જયંતિ"ની યોજના કરવામાં ગુંથાયા. ઈ. સ. ૧૯૦૪ માં આ સભા "ગુજ-રાત સાહિત્ય સભા" ને નામે પુનર્જન્મ પામી અને તેના એક અગ્રગણ્ય સભાસદ તરીકે સાહિત્ય પરિષદની યોજના ઉભી કરવામાં રણજીતરામે મોટો ભાગ લીધો.

સાહિત્ય પરિષદ સ્થપાઈ ત્યારથી તે રણજીતરામ ગુજરી ગયા ત્યાં સુધીનો એમનો એ સંસ્થા જોડેનો નિકટ સંબંધ જગજાહેર છે. છતાં ઘણાને ભાગ્યેજ ખબર હશે કે કેટલેક અંશે તેઓ તે સંસ્થાના આત્માની ગરજ સારતા હતા. એ સંસ્થા વીશે ગાઢીતી પ્રસારવી, નવા નવા પુરુષોને એમાં રસ લેતા કરવા, જુદા જુદા મત ધરાવતા સાક્ષરોનો વિરોધ મટાડી તેમને એકઠા રાખવા, પરિષદ શોભી નીકળે

એવી સામગ્રીઓ એકઠી કરવી અને જ્યાં તે ભરાવાની હોય ત્યાં જઇ તેની બેઠક સફળ થાય તેની બધી તૈયારી કરવી–આ બધાને પોતાના જીવનની આદ્ય પ્રવૃત્તિ તેમણે કરી રાખી હતી. સુરતની પરીષદ્‌ને એમની સંસ્કારી, ઉદ્યોગી અનેકવિધ સેવાનો લાભ મળેલો; અમદાવાદની પરિષદ એમના અકાલ મૃત્યુથી એ લાભ મેળવવા ન પામી–એજ એ બે પરિષદો વચ્ચેના ભેદનો મોટો અને પુરતો ખુલાસો છે.

"ગુજરાત કેળવણી પરિષદ" સ્થાપવાની પ્રથમ યોજના રચવામાં પણ તેમનો અગત્યનો હીસ્સો હતો. અને મુંબઇમાં રહ્યા પછી ગુર્જર-સભા તેમજ જ્ઞાતિપત્રોના તંત્રીઓના સંમેલનમાં પણ તે આગળ પડતો ભાગ લેતા.

ગુજરાતી સાહિત્યને શોભારુપ અથવા તેને સમૃદ્ધિવાન કરવાને ઉત્સુક એવો ભાગ્યેજ કોઇ હશે કે જેની મૈત્રી રણજીતરામે કેળવી નહીં હોય, જેની લેખનપ્રવૃત્તિમાં તેણે રસ નહીં લીધો હોય. સુધારવા કે સુચના મેળવવા માટે અનેક લેખોની વૃષ્ટિ એના પર થતી; સલાહ અને સમાલોચના માટે સતત પત્રવ્યવહાર ચાલતા; અને તે બધાને ખંતથી તે બનતી મદદ દેતા.

અહીંઆ એની જોડેના મારા સંબંધ વીશે બે બોલ મારે કહેવા જોઇએ. એ મુંબઇમાં આવી મારી પડોશમાં રહ્યા ત્યારથી એમની મૈત્રીનો લાભ મેળવવા હું ભાગ્યશાળી થયો. તે વખતે રા. ઇન્દુલાલ યાજ્ઞિક પણ અમારી પાસેજ રહેતા. અને નવરા પડતાં અમે ત્રણે જણા ભેગા મળી અનેક વાતની ચર્ચા કરતા, એકબીજાના લેખોનું પારાયણ કરી રસ લેતા ને જે કૈં નવું દૃષ્ટિબિંદુ કોઇને સુઝયું હોય તે બધા આગળ મુકતા. આ અરસાનું માનસિક સાહચર્ય હું વીસરી શકું એમ નથી.

મારી "પાટણની પ્રભુતા" બહાર પડી ત્યારથી મારી સાહિત્ય-પ્રવૃત્તિમાં તેણે રસ લેવા માંડ્યો; અને જ્યારે તેના પછીનો ભાગ લખવા

માટે હું ઐતિહાસિક સાધનો ખોળી રહ્યો હતો ત્યારે એની સુચનાઓ મને અમૂલ્ય થઈ પડી. જ્યારે જ્યારે પણ મને આ સાધનોમાંથી મળેલી હકીકતો વીશે કૈં મુશ્કેલી નડતી ત્યારે એમની મદદ મને મળતી. જ્યારે "ગુજરાતનો નાથ" મેં લખવા માંડ્યો ત્યારે પહેલા એક બે ભાગ "વીસમી સદી"માં પ્રગટ થતાં તેને પોતાના અભિપ્રાયનો લાભ આપી મને બનતું ઉત્તેજન આપી જતા.

ગુર્જરસભાના એક સહમંત્રી તરીકે અને જ્ઞાતિપત્ર માસિકના સહતંત્રી તરીકે પણ મને ઘણી વખત એમની સાથે અનેક કાર્યોમાં જોડાવાની તક મળી, અને એમ કહેવુંજ જોઇએ કે એવો સમજુ અને ઉત્સાહપ્રેરક સહયોગી મળવો ખરેખર કઠણ છે.

પ્રશંસનીય તો એ છે કે આવા સદ્‌વિચારો અને શુદ્ધ આશયો પોતે બીજી રીતે સામાન્ય હતા છતાં સાચવી શક્યા; કારણ કે એમ કહેવું તો જોઇએજ કે નવા કે વિશાળ વિચાર ઉપજાવવાની શક્તિ તેનામાં નહોતી. પ્રતાપી, નવીન ભાવનાઓ ઉભી કરવાની કે મોહક વ્યૂહો સર્જવાની કલ્પનાશક્તિ તેનામાં નહોતી; જે અગ્નિ કેટલાકનાં હૃદયમાં તપે છે અને જેના વડે તેઓ સંસ્થાઓ અને પ્રશંસકોને ગાળી તેમને નવાં સ્વરુપે નિર્મે છે, તેમને નવોજ અવતાર આપી શકે છે—એ જ્વલંત અગ્નિ પણ તેનામાં નહોતો. તેનામાં નહોતી પ્રબલ ઇચ્છાશક્તિ કે નહોતો એકાગ્ર ઉત્સાહ. પણ બધાને એવી મહત્તા ક્યાંથી મળે? રણજીતરામની મહત્તા રહી હતી એમના જીવનમાં, કે જે તેમણે આકરી પરિસ્થિતિ છતાં શુદ્ધ અને સંસ્કારી બનાવ્યું હતું; અને એમની પ્રવૃત્તિઓમાં, કે જે પ્રભાવશાળી શક્તિઓની મદદ વિના તેમણે ઉચ્ચગામી અને આદર્શશીલ બનાવી હતી; અને એમના મંત્રમાં, કે જે જુનો હતો છતાં ગુજરાતમાં અને ગુજરાતીઓને, માટે નવોજ ઉચ્ચારાતો હતો.

૩

જ્યાં સુધી એમના બધા લેખો પ્રગટ થયા નથી ત્યાં સુધી કલાવિધાયક તરીકે રણજીતરામની કીંમત આંકવી એ ઘણું મુશ્કેલ કામ છે; અને ત્યારે પણ એ કામ થઈ શકશે કે કેમ એ સવાલ છે, કારણ કે જે બે મોટી વસ્તુઓ એમણે આરંભી હતી તે બંને હજી આરંભની દશામાંજ અપૂર્ણ પડી છે. આનાં મુખ્ય કારણો રણજીતરામનો સંપૂર્ણતાનો શોખ અને નિશ્ચયાત્મક બુદ્ધિનો અભાવ હતાં. તે જે કંઈ પણ લખતા તેથી, તેને સંતોષ થતો નહીં. જ્યાં સુધી પુરેપુરી સંતોષકારક તૈયારી થાય નહીં ત્યાં સુધી ભગીરથ કામમાં ઝંપલાવવું નહીં એ એમનો સ્વભાવ હતો. વળી જેમ જેમ નવાં દૃષ્ટિબિંદુઓ તેમને જડતાં તેમ તેમ તે બધામાં ખરું કયું તેનો નિર્ણય ન થાય ત્યાં સુધી લખવા ન માંડવું એમ એ માનતા. આ એમની શરતો એવી હતી કે તે સર્વમાન્ય થાય તો ભાગ્યેજ સાહિત્ય જન્મ પામે; અને પરિણામ એજ આવ્યું. આટલા વર્ષની સાહિત્યસેવા પછી પણ જીવ મુકીને તે એક મોટો લેખ લખી શકયા નહીં.

લખવા ધારેલો ગુજરાતનો ઇતિહાસ તે શરુ પણ કરી શકયા નહીં; માત્ર તેણે ભેગી કરેલી સામગ્રી—શીલાલેખ ને સીક્કાઓ વગેરેની નકલનો સંગ્રહ—જે તેણે અથાગ મહેનતથી ભેગી કરી હતી તે, અને કેટલાક છુટાછવાયા ઐતિહાસિક લેખો તેજ માત્ર આ અભિલાષાની સાક્ષી પુરે છે. તે ઇતિહાસ કેવો લખી શકત એનો નમુનો તેના લેખોમાંથી મળવો મુશ્કેલ છે.

રણજીતરામે ઘણા વિષય ઉપર ઘણા નિબંધો લખ્યા છે, અને ગુજરાતના જીવનનું એકીકરણ કરવાના કે ઐકય વ્યકત કરવાના હેતુથી તેમાંનો મોટો ભાગ પ્રેરાયેલો છે. આ સંગ્રહ જ્યારે બહાર પડશે ત્યારે ઘણો કીંમતી નીવડશે.

રણજીતરામનું વાચન ઘણુંજ વિશાળ હતું. જ્યારે તે કોઇ મોહક યુરોપીય વિદ્વાનનું પુસ્તક વાંચતા ત્યારે તેના વિચારો ગુજરાતીમાં પ્રગટ કરવા આતુર થતા; અથવા કોઇક વખતે કોઈ દષ્ટિબિંદુ જણાતું તો તેને સ્થાયી રૂપ આપવા માગતા. આથી આવા વિચારો અને દૃષ્ટિબિંદુને પોતાના વિચારો અને ભાવનામાં ઓગાળ્યા વિના તે બહાર પાડતા. આમ પણ કેટલાક નિબંધો લખાયા છે.

નિબંધકારની કલા બે વસ્તુમાં સમાએલી હોય છે—એક તો મોહક શૈલીમાં અને બીજી પોતાના દૃષ્ટિબિંદુમાં. માત્ર શુષ્ક હકીકત, વિગતવાર તપસીલ કે ગુણ–અવગુણના પૃથક્કરણમાંજ નિબંધનો હેતુ આવી જતો નથી. જ્યારે વિષયમાં નિબંધકાર સર્જકતા દાખલ કરી પોતાનાં જીવન કે કળાની ભાવના લેખમાં પ્રગટ કરે તોજ તે નિબંધ કહી શકાય. રણજીતરામની સર્જકશક્તિ ઘણી સાધારણ હતી એ તો ઉપર કહેવાયુંજ છે. ગુજરાતના ઐક્યની ભાવના છુટી તેણે તેને સર્વગ્રાહી બનાવી નહોતી, અને તેની શૈલી શુદ્ધ અને સંસ્કારી હતી છતાં તેમાં પ્રભાવ કે મોહકતા નહોતાં. આથી તેમના ઘણા નિબંધો મીસીસ શેલીની વાત Frankestin માં વિજ્ઞાનશાસ્ત્રીએ તૈયાર કરેલા મનુષ્ય શરીરના જેવા લાગે છે. શરીરની બધી સામગ્રી ત્યાં છે; તેની ગુંથણી પણ મજબુત છે; અંગોની સપ્રલતા પણ છે; ખોળીયું આબેહુબ છે, પણ ઘણી વખત લાગે છે કે જે જ્વાલા એ શરીરને સજીવ કરે તેની ખોટ રહી ગએલી છે. કારીગરમાં એટલીજ ખામી દેખાય છે.

# હાજી મહમ્મદ

સદ્‌ગત ભાઈ હાજી મહમ્મદને મારી ઓળખાણ રા. ચંદ્રશંકર પંડ્યાની મારફતે થઈ. તે વખતે એ 'સદી' કાઢવાનાં ઘણાં વર્ષોનાં સ્વપ્નાંને સિદ્ધ કરવા મથામણ કરી રહ્યા હતા, અને હું ગુજરાતીમાં વાર્તા લખવા જેવી હીણકમાઉ પ્રવૃત્તિ ચાલુ રાખવી કે કેમ તે પ્રશ્ન ઉપર ગંભીર વિચાર ચલાવી રહ્યો હતો. કલાના બધા પ્રદેશની તેની માહીતી, યોગ્યાયોગ્ય શણગાર નક્કી કરવાનો વિવેક અને કલાના વિકાસમાં તેની શ્રદ્ધા, આ ત્રણ વસ્તુ એનામાં એવી હતી કે કોઇપણ સાહિત્ય-પ્રેમી એના તરફ આકર્ષાય એમ હતું; અને તે પ્રમાણે હું પણ આકર્ષાયો અને ત્યારથી શરુ થયેલો અમારો સહચાર તેના મૃત્યુથીજ તુટ્યો.

તેનું ઘર સદાય કલાપ્રેમીઓને માટે ઉઘાડું હતું; અને હંમેશાં કોઇ સાહિત્યકાર કે કલાકારની ઓળખાણ કર્યા વિના, કે સાહિત્યનાં કે કલાનાં દૃષ્ટિબિંદુ લઇ આવ્યા વિના મળનાર પાછો આવતો નહીં. આવે પ્રસંગે હાજી મહમ્મદ વાતચીતમાં ભાગ ઓછોજ લેતા. તે પોતે તો માત્ર સાંભળીજ રહેતા; અને વાર્તાલાપનો અગ્નિ મંદ પડતાં, લાકડાં ખોસી આપી તેને સતેજ કરતા. આ ગુણોથી તે બધાને લોકપ્રિય થઇ પડતા.

અમેરીકન છાપાંઓની જાહેરખબરીઆ પદ્ધતિમાં તે પાવરધા હતા. તેમનો પ્રથમ ઉદ્દેશ મનરંજન કરવાનો હતો. તેમનું દષ્ટિબિંદુ સદાએ વાચકનું હતું; અને વાચકવૃંદ શાથી રીઝશે, શાથી આકર્ષાશે, તેનું જ્ઞાન વગર મહેનતે તેનામાં પેદા થતું. આ દષ્ટિબિંદુ નજર આગળ રાખવું, એ લાગે છે એવું સહેલ કામ નથી, કારણ કે કલાવિધાયકોનું પોતાની કૃતિઓ વીશેનું જગજાહેર અભિમાન ઘવાય નહીં તેમ તેમની પાસેથી વાચકનું મનરંજન થાય એવું કામ લેવું, એ કોઇ વિરલ તંત્રીજ કરી શકે છે. હાજી મહમ્મદમાં આ વિરલતા હતી.

'વીસમી સદી'ના વિધાતાના અનેકવિધ સંસ્મરણોના સમૂહોમાં એકજ મૂર્તિની રુપરેખા નજરે ચઢે છે અને તે કલાદેવીના બંદીજનની.

એ બંદીજન કલાની પ્રશંસામાં મશગુલ રહેતો; પ્રશંસા સાર્થક કરવાનાં દષ્ટિબિંદુઓ સદાએ જોયા કરતો; કયા ગુણોને કેમ ગોઠવવાથી સ્તુતિ સકારણ લેખાશે તેનું મનન કરતો; અને ઉપાસકોને કેમ ગોઠવવાથી દેવીનું ગૌરવ વધશે તેની નિરંતર ચિંતા રાખતો.

'સદી'ના અંકોની માલા એ કલાના યશોગાનથી પરિપૂર્ણ એક સ્તોત્ર છે. તેમાં કલા કરતાં કલા પારખવાના પાઠો વિશેષ છે. તેનો તંત્રી કલાકાર કરતાં કલાને જગવિખ્યાત કરનાર ભક્તની પદવી ધારતો.

તે કલાનો ભક્ત હતો; સંગીત, નાટક, અભિનય, નાચ, કવિતા, વાર્તા, ચિત્ર ને શિલ્પકલા-એ બધાં સ્વરુપોને એ પૂજતો; અને ભક્તિભાવમાંજ લીન બની રહી કદી પણ સમાલોચક થઇ જતો નહીં કે થવા માગતો નહીં. હીંદમાં-ગુજરાતમાં કલાનો શોખ વધે, કલાકારોની કીંમત અંકાય, કલામયતા પ્રસરે, આજ તેનો જીવન આદેશ હતો. દરેક પંક્તિના કવિ ને નાટકકાર, કથાકાર ને હુન્નરબાજ, ચિત્રકાર ને શિલ્પી,-બધાને માટે તેને મોહ હતો; બધાને તે ઉત્તેજતો. ઓછે કલાવિધાયકોનાં સૌંદર્યઆલેખન કે હીંદી કલાવિધાયકોની આખ્યા-

ત્મિક્તા તરફ તેનો પક્ષપાત નહોતો; નહોતો પક્ષપાત રા. નાનાલાલની મોહક શબ્દજાળ તરફ કે રા. નરસિંહરાવની ભાવપ્રધાન સરલતા તરફ. જ્યાં કલાનાં દર્શન થતાં ત્યાં તે પ્રણિપાત કરતો.

પણ એની ખરી ખુબી તો આ વૈવિધ્ય ગોઠવવામાં હતી. આનો લેખ આ ચિત્ર સાથે જશે, આ વિષય પર આજ લખી શકશે ને આજ ચિત્ર કરશે, આ અંકમાં આજ પ્રકારનું વ્યક્તિત્વ જોઇએ, ને આવે પ્રસંગે તો આનુંજ જીવનચરિત્ર આવવું જોઇએ—આ વિવેકબુદ્ધિ મેં જેવી હાજી મહુમ્મદમાં જોઈ છે એવી કોઇનામાં જોઇ નથી. અને આજ ગુણ એ 'સદી'ની લોકપ્રિયતાનું રહસ્ય છે. તેમાં અનેક કલાકારની વિવિધ પ્રકારની મહેનતને પરિણામે માત્ર એક સંગ્રહસ્થાન ઉભું થતું નહીં, પણ તંત્રીની બુદ્ધિના પ્રતાપે એક ભવ્ય ને સુંદર રચના રચાઈ જતી. અને આ રચના રચવામાં વખત કે પૈસાના વ્યયનો તેને હીસાબ નહોતો; પોતાની કે કુટુંબની તબીયત કે શાતાની પરવા નહોતી. તે કલાઘેલો હતો; અને તે ઘેલછામાંજ મગ્ન રહેવામાં આનંદ લેતો.

આવા પ્રકારની રચના રચવામાં તે જબરો કલાવિધાયક હતો. મહીનાઓ પહેલાં—પ્રસંગ પેદા થાય તે પહેલાં—તે અનેકરંગી વ્યૂહો રચવાના વિચારો કર્યા જતો; અને તેને માટે તૈયારી કરવામાં કૈં નવાઇ જણાતી. દરેક અંક વસ્તુ, શણગાર ને રસ એ ત્રણેના એકીકરણથી ઉદ્‌ભવતું મોહક ને અણમોલું કલાવિધાન બની રહેતું.

વીલાયતનાં ચોપાનીયાં જોઈ 'સદી'ને ઉતારી પાડનાર મને ઘણા મળ્યા છે; પણ હવે પાછળથી, થઈ રહેલા અંધકાર પરથી દીવાની કીંમત તેમને થઇ હશે એમ મને ખાત્રી છે. સાધનને અભાવે તે પાશ્ચાત્ય દેશોના માસિકોથી ઉતરતું લાગતું; પણ જેને આ દેશની સ્થિતિનું ભાન હતું તે બધા સમજતા કે એમાં કેટલી મહેનત, ત્યાગ ને કલા સમાયાં છે! 'સદી' એ માત્ર ચોપાનીયું નહોતું; તેના તંત્રીની કલાભક્તિ એમાં

આલેખાતી. દેહમાં પ્રાણ રહ્યો ત્યાં સુધી હાજી મહમ્મદનો તે ભક્તિભાવ ડગ્યો નહીં, તેની હીંમત ઓસરી ગઈ નહીં, તેનો જીવનઆદર્શ અસ્પષ્ટ થયો નહીં. જે કલાદેવીના ગુણગાન કરવામાં તેણે પૈસો, ઉંમર ને આશા જવા દીધાં, જેના ઉપાસકોને એકઠા કરી પ્રોત્સાહિત કરવામાં તેણે જીવનનું સાફલ્ય માન્યું, તે મહાદેવીનાં ગાન કરતાં કરતાં તેના ચરણમાંજ તેણે દેહ છોડ્યો !

આપણે ત્યાં હજુ કલાની કીંમત નથી. લેખક એક ટાયલાંખોર ગણાય છે, ચિત્રકાર જરા ઘેલો મનાય છે, સંગીતનો ઉસ્તાદ અસ્પર્શ્ય લેખાય છે. લોકોને ભાન નથી કે એમની મહેનત વડેજ જીવનમાં રસ આવે છે; અને જેમ તેમની સેવાની કીંમત થશે તેમ કલા ઉંચા પ્રકારની થશે અને દેશનું જીવન ઉંચા પ્રકારનું બનશે. આ સમયમાં દેશકાલની પરિસ્થિતિ એવી છે કે ત્યાગવૃત્તિને સકારણ શ્રેષ્ઠ માનવામાં આવે છે, અને જેમ બને તેમ સાદાઈ ને તિતિક્ષામાંજ માણસાઈનો સમાવેશ થઈ જાય છે. એટલે આવે વખતે, કલાની પાછળ જીવન અર્પવાનું, દેખીતી રીતે અયોગ્ય લાગતું કામ કરનાર માણસની કદર જોઈએ એવી ન થાય એમ પણ બને. પણ એક ચાલુ પરિસ્થિતિને ઉપયોગી દૃષ્ટિબિંદુ સદાને માટે ટકી શકે નહીં. આખરે મનુષ્ય સ્વભાવની સનાતન જરૂરીયાતોનું ભાન આવ્યા વિના રહેશે નહીં અને મનુષ્યના હૃદયમાં રહેલા રસને પોષણ ને ખીલવટ જોઈશેજ. જ્યારે તે સમય આવશે, જ્યારે પ્રતાપી બનેલો ગુજરાતનો જીવનપ્રવાહ ઉભરાઓ શમ્યાથી શાંત ને સર્વવ્યાપી બની સર્વાંગે ખીલશે. ત્યારે અંધકારમાં રહીને પણ પ્રકાશનાં આછાં કિરણોની કીંમત આંકનાર ને નિરાશામાં પણ આશાનો એકતારો વગાડનાર હાજી મહમ્મદનાં સ્મરણો ને દૃષ્ટાંત અનેક કલાકારને પ્રેર્યા વિના રહેશે નહીં.

---

# લોકમાન્ય



સત્તાધિકારી મરતાં સ્વાર્થસાધકો આંસુ સારે છે; સ્વદેશભક્ત મરતાં દેશ દુઃખમાં ડુબે છે; પણ રાષ્ટ્રવિધાતા મરતાં વર્તમાન તેમજ ભાવિ પ્રજા શોકે નિરાધાર બને છે. આવી નિરાધારતા આ રાષ્ટ્ર પર આવી છે. આપણી રાષ્ટ્રીયતાનો એક વિશ્વકર્મા વિદાય થયો છે; બાલગંગાધાર તિલક, બ્હીલા બનેલા સ્વદેશ બાંધવોને છોડી અમર લોકમાં વિચરી ગયો છે.

ચાલીશ વર્ષ પૂર્વે તે હીંદી રાષ્ટ્રીયતાનો મંત્રપ્રેરક મહર્ષિ હતો. જ્યારે બ્રીટીશ રાજ્ય પર કેળવાયેલા હીંદી રીઝી થઈ રહ્યા હતા, જ્યારે તે ન્યાય ને સ્વાતંત્ર્ય પરજ રચાયું છે એમ તેઓ માની બેઠા હતા, જ્યારે અંગ્રેજી અમલદારો એમ સમજાવતા હતા કે હીંદીઓને સ્વાતંત્ર્યને પંથે ચડાવવા માટેજ તેઓ આ દેશમાં આવ્યા છે—ત્યારે આ મહર્ષિ, એકલો અડગ ઉભો હતો, અને વનરાજની ગર્જના કરી પ્રજાને દીક્ષા દીધી હતીઃ " आत्मन्येव आत्मना तिष्ठः "

પ્રજાના નેતાઓ હસ્યા, સરકારના સેવકો તિરસ્કાર કરવા લાગ્યા, અંગ્રેજી રાજ્યતંત્રની વિનાશક શક્તિઓ તેનું પ્રાબલ્ય સંહારવા બહાર પડી. છતાં તે નિશ્ચલ રહ્યો. તેની શ્રદ્ધા હીંદીઓમાં હતી. તેનો પ્રભાવ

તેમના પ્રેમ પર રચાયો હતો. તેમના વિના બીજા કોઇની તેને પરવા નહોતી. તે અદ્ભુત શક્તિઓનો અવતાર હતો—ભારત માતાના અનેક તેજસ્વી કિરણોનું તે કેન્દ્રસ્થાન હતો. તે આર્ય સંસ્કૃતિને રચનાર ને ઉદ્ધારનાર બ્રાહ્મણ વર્ણનો હતો. શિવાજી મહારાજની પ્રતાપી ભાવનાનો તે પ્રતિનિધિ હતો. પેશવાઓની સામ્રાજ્ય સ્થાપવાની આકાંક્ષાનો તે વારસ હતો. અનેક મહારથીઓનું બલ તેના એકલામાં હતું.

ચાલીસ વર્ષ સુધી દારુણ યુદ્ધમાં તે ઉતર્યો. કદી ડગ્યો નહીં, કદી હીંમત હાર્યો નહીં, કદી નમતું આપ્યું નહીં. અપવાદ વેઠ્યો, તિરસ્કાર વેઠ્યો, કારાગ્રહ વેઠ્યું. પણ તે હતો ત્યાં રહ્યો—ધીમે ધીમે હીંદ તેની મંત્રદીક્ષા લેતું ગયું.

તેનો પહેલો મંત્ર રાષ્ટ્રીય આત્મગૌરવ હતો. વિદેશી, બીનજવાબદારી સરકાર જોડે સહકાર એ તેને મન અકલ્પ્ય વસ્તુ હતી. હીંદી રાષ્ટ્રીય મહત્તા અતુલ હતી. જ્યાં સુધી સરકાર તે સ્વીકારે નહીં ત્યાં સુધી તેની જોડે સંબંધ કરી શકાય નહીં, એમ તેનું માનવું હતું.

દેશના શાંત સ્વતંત્ર યુદ્ધમાં તે સ્વીકારતો માત્ર પ્રજાનું બલ. કેટલાકને ખુશામતમાં શ્રદ્ધા હતી; કેટલાકને અરજીઓમાં વિશ્વાસ હતો. કેટલાકને કાઉન્સીલના વાદવિવાદે સ્વાતંત્ર્ય મેળવવું હતું; કેટલાકને અંગ્રેજી મુત્સદ્દીઓની મહેરબાનીથી રાજ્યતંત્ર હાથ કરવું હતું. તિલક માત્ર એકજ વસ્તુ પર ઝુઝતો—પ્રજાકીય બલનો વિકાસ આ તેનો બીજો મંત્ર હતો.

બંગાલના ભાગલા થયા ત્યાં સુધી તે એકલો હતો. બંગાલના ભાગલા પછી નવીન બંગાલે તેનો સંપ્રદાય સ્વીકાર્યો; યુરોપીય યુદ્ધની શરુઆત થતાં કોંગ્રેસ તેને પંથે વિચરવા લાગી; યુદ્ધ પુરું થતાં આખા દેશે તેનું દષ્ટિબિંદુ સ્વીકાર્યું. ચાલીશ વર્ષ સુધી તે હીંદી રાષ્ટ્રીયતાનો આદ્ય ગુરુ રહ્યો. ગાંધીના જેવી ન સમજાય એવી, ન કળાય એવી

આંતરશક્તિ તેની નહોતી; પણ નિડર, ચુસ્ત ને અડગ મુત્સદ્દીનો પ્રભાવ તેનો હતો. દરેક હથીયારનો ઉપયોગ, દરેક દાવની ખુબી તે રાજકીય ઉસ્તાદને આવડતાં; કેવી રીતે કયે રસ્તે તે મહાત થશે તેની તેના દુશ્મનને જરાએ ખબર પડતી નહીં અને બધાં હથીયાર, બધા દાવ હીંદી ગૌરવની વૃદ્ધિ કરવા માટે વપરાતાં.

તેની દરેક પ્રવૃત્તિનું અંતિમ લક્ષ્ય લોકની રાષ્ટ્રીય અસ્મિતા હતું તે માટે શિવાજીનો ઉત્સવ રચાયો–ગણપતિનાં સરઘસો યોજાયાં–"કેસરી"ની ગર્જનાઓ થઇ–હડતાળો પડી ને સંકેલાઇ–કૉંગ્રેસ તુટી અને સંધાઈ–અંગ્રેજી મજુર પક્ષ હાથ પર લેવાયો અને "કોંગ્રેસ ડેમોક્રેટીક પાર્ટી"ની સ્થાપના થઇ. જીવનભર હીંદી લોકના પ્રભાવની પ્રતિમારુપ તે રહ્યો. લોકો તેને પૂજતા, તેના ચરણની રજ માથે ચઢાવતા, તેની આરતી ઉતારતા, તેના નામનો જયઘોષ કરતા; અને તેમના ગૌરવને મૂર્તિમંત કરી તે દિશાઓ કંપાવતો. તેના માનસિક બલને માટે રાજકીય ક્ષેત્ર પુરતું નહોતું. તેણે મહારાષ્ટ્રીય સાહિત્યનો પુનરુદ્ધાર કર્યો; વેદના વારાના સમયનું સંશોધન કર્યું. ગીતામાં રહેલું રહસ્ય તારવી કાઢયું. તે સાહિત્યકાર હતો, પ્રાચીન વિદ્યાનો અભ્યાસી હતો, વેદાંતી હતો. મહારાષ્ટ્રને તેનો વિયોગ અત્યંત સાલશે. પુનાનો પ્રતાપ ફરીથી પરવાર્યો. મહારાષ્ટ્રીય જીવનને સચેતન કરનાર સવિતાનો અસ્ત થયો.

પુનાના બ્રાહ્મણોનું પ્રાબલ્ય હવે ઇતિહાસમાં ડટાઈ ગયું. હવે રાજકીય મુમુક્ષો પ્રેરકમંત્રની આશા રાખતા પુના તરફ ફરશે નહીં; સરકારના પાગીયાઓનાં કાર્યક્ષેત્રમાં પુનાનું સ્થાન માત્ર નામનુંજ રહેશે. શિવાજી મહારાજ ને નાના ફડનવીસના અમર અંશો પોતાની ત્રિપુટીની ત્રીજી વ્યક્તિને અમર લોકમાં પાછી આવતી જોઈ દેશના દુર્ભાગ્ય પર આંસુ સારશે. આ પ્રતાપી દેશભક્તનું એક ચિત્ર નજર આગળ ખડું થાય છે; અને ભવિષ્યના ઇતિહાસકારની નજર આગળ પણ

તેજ રહેશે. પોતાને પ્રજાના પિતા માનનારાઓ, ધન ને આબરૂની સમૃદ્ધિમાં શાણાઓની સભા હીંદને નામે બોલતી. હીંદ, ખરું હીંદ તેમની છાયા નીચે, તેમનાથી અસંતુષ્ટ બની આ સભામાં પોતાની ઊર્મિઓ દર્શાવવા ઇચ્છતું, પણ કોઇ તેમ કરવા દેતું નહીં. એક તરફ હતા લોકસ્વાતંત્ર્યનો તુંડો પકડી સ્વાધિકારમાં પ્રમત્ત મહાપુરુષો; બીજી તરફ લોકની આંખની કીકીસમા લોકબળે બનેલા પ્રબળ લોકનાયકો. સવાલ એ હતો કે હીંદના પ્રતિનિધિઓ કોણ—આ મહાપુરુષો કે આ લોકનાયકો ?

સુરત કોંગ્રેસના સમરાંગણની અદ્ભુત રચના કોણ વીસરી શકે ? મહીનાઓ થયા વાતાવરણમાં વીજળી હતી. અવારનવાર તણખાઓ બહાર પડતા. દરેક જણ વિચાર કરતું કે આ કોંગ્રેસમાં થશે શું ?

સર ફીરોજશાહ, સુરેન્દ્રનાથ વગેરે પ્રજામતના ઇજારદાર ગણાતા. કોંગ્રેસ તેમના હુકમે નાચતી. વર્ષોની સેવા ને વર્ષોની સત્તા—આ બે હક્કથી તેઓ પોતાનો શબ્દ તેજ બ્રહ્મવાક્ય એમ માની બેઠા હતા. પાસે લોકમતનો સાગર ઘુઘવાટ કરતો, "કેન્યુટો"ના આદેશની મશ્કરી કરતો હતો. આ સાગરના બે મહાતરંગો હતા. મહારાષ્ટ્ર નાયક તિલક અને નવીન બંગાલનો વિધાતા અને નવી રાષ્ટ્રીયતાનો અવતાર અરવિંદ ઘોષ.

સર ફીરોજશાહને ફરમાને કોંગ્રેસ નાગપુરથી ડાહ્યા ગુજરાતના શાંત શહેર સુરતમાં આવી. ત્યાં ફીરોજશાહી હતી. ત્યાં કોની મગદુર હતી કે હીંદમાં પ્રસરતું નવું વાતાવરણ લાવી શકે ? તિલક, અરવિંદ ને લજપતરાય પણ આવ્યા ને દિવસો પહેલાં વાતાવરણ તેજોમય કરવા લાગ્યા. બાલાજીના ટેકરા પરની સભાઓથી કોણ અજાણ છે ?

જ્યારે કોંગ્રેસ મળી ત્યારે દરેકના જીવ ઉંચા હતા, દરેકની આંખો ઉત્સુકતાથી ભરેલી હતી. સ્વાગતકારિણી સભાના પ્રમુખનું ભાષણ વંચાતાંજ તોફાનનો ગડગડાટ થવા લાગ્યો. પ્રમુખની ચુંટણીની

દરખાસ્ત થઈ–સુરેન્દ્રબાબુની ગર્જના ગાજી રહી–લોકસમૂહ ધુધવાયો–ઘુમરાણ થઈ રહી–'હા–ના' ના નાદો ગગન ભેદવા લાગ્યા.

સુરેન્દ્ર બાબુએ વાક્પાટવની અવધિ કરી પણ લોકમત પર અંકુશ મુકાયો નહીં; તિલક મહારાજ પ્રમુખની ચુંટણીની દરખાસ્ત પર સુધારો મુકવા ઉઠ્યા.

સત્તામાં પ્રમત્ત બનેલા કોંગ્રેસના કાર્યવાહકોએ તેમને રોકયા પણ તે રોકાયા નહીં. ચારે તરફ તોફાન ઉછળ્યું, ડંડા ઉછળ્યા, ઘુમરાણ થઇ રહ્યું. વ્યાસપીઠ પર લોકસત્તાની ધ્વજા તેણે રોપી, બીનજવાબદાર સત્તાનો કોંગ્રેસમાં અંત આવ્યો. લોકશાસનનો અંતે વિજય થયો.

વ્યાસપીઠ પર ઉભેલા બાળગંગાધરનું મુખ્ય વિનાશ કાલે ઉગ્ર થયેલાં ગંગાધર સમું મારા સ્મરણમાં રહી ગયું છે; અને ઇતિહાસકાર પણ તેને ચીતરશે એજ બેહુદી સત્તાને સંહારનાર ધૂર્જટિરુપે.



# અરવિંદ ઘોષ

મારા જાણવા પ્રમાણે અરવિંદ ઘોષનાં લખાણોમાંનાં કેટલાંકને ગુજરાતીમાં પુસ્તકરૂપે પ્રગટ કરવાનો આ પહેલો પ્રયત્ન છે.

આ જમાનામાં બનાવો એટલા ઝડપથી બને છે કે અરવિંદનું નામ ભૂતકાળનું થઈ ગયું છે. થોડાંક વર્ષો પૂર્વે એ વડોદરા કૉલેજમાં અમારા પ્રોફેસર હતા; બારીસાલ કૉન્ફરન્સ પછી વડોદરા રાજ્યની નોકરી છોડતાં એમણે આપેલા ભાષણના પડઘા હજુ મારા કાનમાં પડી રહ્યા છે; સુરતમાં તેના મેળાપનાં મને તાજાં સ્મરણો છે; 'વન્દેમાતરમ્'નાં ઉત્સાહપ્રેરક લખાણોની દર અઠવાડીએ જોવાતી વાટ હજુએ યાદ આવે છે.

અને છતાં એ સમયના અરવિંદ બાબુ લગભગ ભુલાઈ જવા લાગ્યા છે. યુરોપીય ઘોર વિગ્રહ, હિંદની સચેત થયેલી આશાઓ ને તેનો વિનાશ, મૉન્ટેગ્યુનો અસાધારણ પ્રયત્ન ને તેને પરિણામે હિંદને મળેલું નવું રાજ્યતંત્ર, રૉલેટ ઍક્ટનો કેર ને તેનો પંજાબમાં થએલો પ્રતિશબ્દ, અને ગાંધીજીના અસહકાર મંત્રનો દિગ્વિજય—આ વસ્તુઓની વિશાળ છાયાઓએ અરવિંદના સમય વચ્ચે પડદો કર્યો છે, ને રેખાઓને ઝાંખી કરી ભૂતકાળમાં ભેળવી દીધી છે. અને પૉંડીચેરીનો યોગેન્દ્ર આત્મસિદ્ધિની શોધમાં મચી રહ્યો છે.

પણ અરવિંદનો સંદેશો જેવો પંદર વર્ષ પહેલાં હતો તેવોજ આજે ઉપયોગી છે. રાષ્ટ્રધર્મના મહામંત્રનો તે દ્રષ્ટા હતો. હીંદના ઇતિહાસમાં પહેલી વખત ધર્મથી, સંપ્રદાયથી, પ્રાંતિક પ્રેમથી નિરાળો રાષ્ટ્રધર્મ એણે શીખવ્યો; અને શુદ્ધ અને સબળ રાષ્ટ્રીય અસ્મિતા અનુભવવાના લહાવા લેતાં હીંદીવાનોને શીખવ્યું. ધગધગતા લાવા સમા એના લેખોએ ચારે દિશામાં, પ્રાંતિકતા, જાતિવિરોધ, ધર્મવિરોધના સંસ્કારોને બાળી મુકયા.

બંગાલના ભાગલા વખતની ચળવળમાં ભાગ લેનાર બધા આગેવાનો —સુરેન્દ્રનાથ, પાલ, અશ્વિનીકુમાર ઘોષ—માં અરવિંદનું સ્થાન નીરાળું હતું. તેનો ઉદ્દેશ નિઃસ્વાર્થ હતો; તેની નજર રાષ્ટ્રકર્તાની હતી; તેનો પ્રયાસ ભગીરથ હતો. તે સામાન્ય આગેવાન નહોતા—પણ આર્યસંસ્કૃતિના સનાતન અગ્નિને સતેજ રાખનાર અગ્નિહોત્રી હતા.

આર્યસંસ્કૃતિના જીવનમાં ઘણી વખત એવા પ્રસંગ આવ્યા છે કે જ્યારે પરસંસ્કારે તેના પ્રાણ કાઢવાની તૈયારી કરી હોય; પણ તેવે વખતે હંમેશાં આર્યસંસ્કૃતિએ એક મહાપ્રયત્ને પ્રતાપી વ્યક્તિઓ પ્રકટાવી છે, અને પરસંસ્કારના મોહ ને પ્રાબલ્ય નષ્ટ કરી, તેમનો પોતાના અંગ તરીકે પોતાનામાં સમાવેશ કર્યો છે. યુરોપીય સંસ્કારના પ્રાબલ્યને વશ કરવા, આર્યસંસ્કારનું સામ્રાજ્ય સ્થાપવા આપણા દેશમાં જે મહાત્માઓ પ્રગટ થયા છે તેમાં દયાનંદ, વિવેકાનંદ, અરવિંદ અને ગાંધીજી—એ ચાર આર્યસંસ્કૃતિની પ્રાગતિક પુનઃસિદ્ધિ કરવામાં સાધનભૂત થયા છે. આ ચારમાં અરવિંદનું સ્થાન વિચારવું જોઇએ. દયાનંદનો મંત્ર આપણા ઐતિહાસિક સાતત્ય (Historic continuity) નું આપણને ભાન કરાવવું એ હતો. વિવેકાનંદે આપણા સંસ્કારની સમૃદ્ધિમાં ગર્વ પેદા કરવાનો પ્રયત્ન આદર્યો હતો. પણ અરવિંદ આપણને એક ડગલું આગળ લઇ ગયા.

રાષ્ટ્રને ઇશ્વર તરીકે પુજવો, તેના ભૂત, વર્તમાન ને ભાવિનું ગૌરવ વધારવું, તેની ખુબીઓને બહાર લાવવી, ને તેનાં દૂષણોને વિસારવાં એ શીખ

એ સદાએ દેતા. આપણી સંસ્કૃતિ સચોટ અને સબળ સ્વરૂપ પકડે, હીંદીઓને પ્રતાપી ને દુર્જય કરે અને દેશની અંદર ને બહાર પોતાની સત્તા બેસાડે એવો એનો સંદેશ હતો. દરેક રીતે, દરેક પ્રકારે, રાષ્ટ્રીય અસ્મિતા ખીલે, દરેક ક્ષેત્રમાં આપણા રાષ્ટ્રીય ગૌરવ ને મહત્તાનું આપણને ભાન થાય એ એમનું અંતિમ લક્ષ્ય હતું.

આ લક્ષ્ય સધાય તે પહેલાં પરસત્તા કરતાં પરસંસ્કારનો બહિષ્કાર થવો જોઇએ, એમ તે માનતા હતા. જ્યાં સુધી પરદેશી માલનો ને પરસંસ્કારનો બહિષ્કાર થાય નહીં, ત્યાં સુધી રાષ્ટ્રીય સ્વમાન કે અસ્મિતા પ્રગટે નહીં એમ તેમનો સિદ્ધાન્ત હતો. અને તેથી "Boycott"–"બહિષ્કાર"ને તે અનુપમ હથીઆર ગણાતા.

વર્ષો થયાં આત્મનિર્ણિત એકાંત અરવિંદ ભોગવે છે; અને આપણા આધ્યાત્મિક ગૌરવના સાક્ષીભૂત સંદેશા અવારનવાર પોંડીચેરીથી પ્રગટ થાય છે. પંદર વર્ષ પર અરવિંદ હતા તે હાલ છે નહીં; પહેલાં તેમના સિદ્ધાંતો હતા તે અચળ રહ્યા છે કે કેમ એ શંકાભરી વાત છે. એ પાછા આવે તો શો મંત્ર ઉચ્ચારશે એ પણ કળી શકાય એમ નથી. છતાં ઘણીવાર આખા દેશની નજર પોંડીચેરી તરફ ફરે છે, ને કંઈક અદ્ભુત નવીન આશા રાખે છે. પોલ રીશાર એને "એશીઆનો ભાવિ નેતા" લેખે છે; ઘણા એને હીંદના ભાવિનો અવતાર લેખે છે; પણ અમેયને શબ્દથી માપવાના પ્રયત્ન વ્યર્થ છે. અરવિંદના જુના રાજકીય વિચારો હાલની પરિસ્થિતિને લાગુ પડે કે કેમ, અને વ્યવહારમાં ઉતારાય કે કેમ એ જુદી વાત છે; પણ આવા એક મહાત્માના લેખનું ગુજરાતી પ્રગટ થાય, અને તેની ભાવનાઓ ગુજરાતી પ્રજા સમક્ષ રજુ થાય એ આપણી રાષ્ટ્રીય પ્રગતિનું રહસ્ય સમજવા માટે તેમજ ગુજરાતી સાહિત્યના સર્વદેશીય વિકાસ માટે જરૂરનું છે.

આ સંગ્રહમાં થોડાકજ લેખો આપ્યા છે. અને આશા છે કે ભાઈ ચન્દુલાલ બીજા લેખોનો સંગ્રહ બહાર પાડી અરવિંદાવલી પુરી કરશે.



## ગામદેવીનો મહાગુરુ

મહાત્મા ગાંધી વીશે કૈં લખવાનું ભાઇ હાજી મહમ્મદનું આમંત્રણ સ્વીકારતાં કલમ ધ્રુજે છે. પૂર્વાશ્રમના ધારાશાસ્ત્રી–દક્ષિણ આફ્રીકામાં થયેલા હીંદી ધર્મયુદ્ધના વિજયી નેતા–રાજકીય પ્રવૃત્તિથી તટસ્થ છતાં રાજકીય ઉત્સાહના અપ્રતિમ પ્રેરક– તેમના અનુયાયીઓના "બાપુજી" ને અજ્ઞાત ગુજરાતીઓના "શ્રીસત્યનારાયણના અવતાર–મી. મોન્ટેગ્યુના "મિત્ર" અને પંજાબની લશ્કરી અદાલતના "મુખ્ય કાવત્રાબાજ"–સ્વદેશી ને સત્યાગ્રહ ધર્મના ધુરંધર–ને આદર્શ ત્યાગી, તેની રુપરેખા ટુંકા લેખમાં એક સાધારણ લેખિની કેમ આપી શકે?

કોઇક વખત કોઇક લોકો તેને હસે છે, તેની પ્રવૃત્તિઓ વખોડે છે, તેનાં વચનો ઠાલાં માને છે; છતાં તેને નામે માન ને હેતની લાગણીઓ ઉછળે છે, તેના વચને બધા વિચાર કરવા લાગે છે.

તેમનામાં મને અંધશ્રદ્ધા નથી; તેમની બધી પ્રવૃત્તિ કે તે પ્રવૃત્તિના બધા પ્રકાર મને પસંદ નથી; તેમનું સ્વદેશી વ્રત પુરાણું ને તેમનો સત્યાગ્રહ પ્રતાપમાં ઝાંખો દીસે છે. છતાં જેમ બીજા નેતાનાં વચનો ને કર્તવ્યની તુલના કરું છું તેમ એમની થઇ શકતી નથી; તેમને નામે માથું નીચું નમાવી, માત્ર મુગા રહેવાનું મન થાય છે. આમજ બીજાને થતું હશે.

કમલપત્ર પરથી જેમ પાણી સરી જાય તેમ ટીકાઓ, પ્રતિપક્ષીઓ તેને સ્પર્શે છે ને સરે છે. પ્રજાજીવનની અનેક ઊર્મિઓને સરજાવનાર તે ઊર્મિઓથી અસ્પર્શ્ય રહે છે. લોક ગમે તે કહે, પરિણામ ગમે તે આવે, પણ ગામદેવીનો મહાગુરુ નિશ્ચલ ભાવનાને સીધે, નિઃસ્વાર્થી પંથે ચાલ્યો જાય છે—ને પ્રધાનો ને ગવર્નરો, નરવીરો ને નરનાયકો માર્ગ આપે છે; ને આખી અવની પર એક જ પ્રશ્ન ઉભો થાય છે—એ ગાંધીજી છે કોણ?

એ પ્રશ્ન ગંભીર છે; એનો જવાબ "નવજીવન" ને "યંગ ઇન્ડીયા" આપશે, સરકારની મીનીટો ને ખાનગી મુસદ્દાઓ આપશે, હીંદનું હાલનું જીવન ભવિષ્યનો ઇતિહાસ આપશે. એ પ્રશ્ન પુછનાર પાઇલેટની માફક પ્રશ્ન પુછી ચાલ્યો જઈ શકશે નહીં.

એ ગાંધીજી છે કોણ?

તે યોગી છે; वितरागभयक्रोधः છે; સામાન્ય હૃદયની ઊર્મિઓ ને આકાંક્ષા એમનામાં વિરમી ગઈ છે; એમનામાં ભાવનાથી, સ્વદેશપ્રેમથી નીરાળી અસ્મિતાનો લોપ થયો છે; ઇશ્વરી મહાતત્ત્વોની માફક, વીજળીની માફક, સાગરની માફક તે નિર્વિકાર છે; અનન્ત કર્તવ્યપરાયણતામાં સદાએ મગ્ન રહે છે. તેમની બુદ્ધિ નિર્મળ છે. માત્ર સત્યજ પેખવાની તેમને લાલસા છે.

તે સ્વાશ્રયનો અવતાર છે—પોતાને, દરેકને, દરેક રાષ્ટ્રને તે आत्मन्येव आत्मना तिष्ठ રાખવા માગે છે. દરેક સ્ત્રી પુરુષ પોતાના જેટલું તૈયાર કરી પહેરે ઓઢે, ખાયપીયે, દરેક રાષ્ટ્ર પોતાને જોઇતી ચીજો ઉપજાવે ને તેનો ઉપભોગ કરે—આ એમનો મહામંત્ર છે. તેને પરિણામે તે રાષ્ટ્રીયતાના પરમ-ભક્ત છે; રહેણી ને કરણીમાં, ભાવના ને વિચારમાં હીંદુ છે; પરદેશી સામગ્રી ને સંસ્કૃતિઓનો નિષેધક છે; રાષ્ટ્રજીવનમાં સ્વભાષા ને સ્વસંસ્કાર વિકસાવવા મથે છે; આર્થિક ઉન્નતિ કરવા પરદેશી ચીજોના બહિષ્કાર કરતાં સ્વદેશીને ઉત્તેજન આપવામાં તે માને છે; લોકજીવનમાં લોકમતનોજ અંતિમ આધાર હોવો જોઇએ ને લોકબળેજ મુક્તિ મળે છે એ એમના સિદ્ધાંતો છે. આ સિદ્ધાંતો,

આ ભાવનાઓ તે માત્ર ઉચ્ચારતા નથી પણ પોતાના ને પારકાના જીવનમાં ઉતારે છે. પ્રયત્નની મુશ્કેલી કે પરિણામના ગાંભીર્યનો તેમને ડર નથી. હીંદીનો રાષ્ટ્રીય ભાષા તરીકે, ગુજરાતીનો પ્રાંત ભાષા તરીકેનો અધિકાર એમને લીધે "વ્યવહારુ" રાજ્યનીતિના પ્રશ્નો થઈ પડ્યા છે; પુરાણા રેંટીઆનો પુનરુદ્ધાર–જે એક વખત અશક્ય ને હાસ્યજનક મનાત–તે સિદ્ધ થઇ ચુકયો છે; ધોતીયું ને ઉઘાડા પગમાં મનાતી અધમતા વિસરાઈ ગઈ છે.

તે સત્યાગ્રહ સેનાના નાયક છે. નિષ્કામ કર્મયોગ, બુદ્ધિપૂર્વક કરેલા સંકલ્પમાં નિશ્ચલતા, પોતાના હક્કને માટે અણયુદ્ધ ને તપશ્ચર્યા—આ ભાવનાઓ રાજકીય પ્રવૃત્તિમાં મૂર્તિમંત કરવાનો યશ એમને છે. પહેલાં એ ભાવનાઓ વીશે લખાણ થતાં, ભાષણ થતાં; એ ભાવનાને પ્રભાવે ઋષિઓ પોતે ઇન્દ્રાસન ડોલાવતા, સતીઓ પોતે સૂર્યનો રથ રોકતી; પણ કોઇએ બીજાને પ્રેરી તેની પાસે એવું કૈં કરાવ્યું હોય એમ સાંભળ્યું નથી. આજે ગાંધીજી હીંદી પ્રજાને એ કરવા પ્રેરે છે. સત્યાગ્રહની ભાવના સમાજજીવનમાં આવી છે અને રહેશે. જેમ બેન્જામીન ફ્રાન્કલીને વીજળી અવની પર ઉતારી તેમ સત્યાગ્રહનું નૈતિક બળ ગાંધીજીએ સામાન્ય રાજકીય પ્રવૃત્તિઓમાં આણ્યું છે. એ પોતે સત્યાગ્રહ સેનાના પ્રેરક ને નાયક છે ખરા; પણ દીલ્લીથી એમને પાછા લાવવામાં આવ્યા તે પછીનાં એમનાં જાહેરનામાં ને વર્તન પરથી તે સેનાના યોદ્ધા છે કે નહીં એ સવાલ ઘણી વખત હું મારી જાતને પૂછું છું; અને જો કે જવાબ "ના" આપવાનો વિચાર થાય છે, છતાં એ મહાપ્રતાપી વ્યક્તિની આટલી ટૂંક વખતમાં તુલના કરવાનું સાહસ કરવા હું માગતો નથી.

હીંદ જેવા નિર્ધન, દુર્ભાગી, સૈકાઓથી ગુલામગીરીમાં પડેલા દેશના નિર્માલ્ય સ્ત્રીપુરુષો પર જેવો ગાંધીજીએ પોતાનો પ્રભાવ પ્રસાર્યો છે, એવા કોઇ બીજાએ આધુનિક સમયમાં પ્રસાર્યો નથી; અને એ પ્રભાવ જેમ જેમ વધતો જશે તેમ તેમ જાહેરજીવન વધારે શુદ્ધ ને સ્વાર્થત્યાગી, જનસમૂહનું ચારિત્ર્ય મહત્ત્વાકાંક્ષી ને પ્રતાપી થતું જશે એમ ખાત્રી લાગે છે; માત્ર બીક

મને એક જ લાગે છે, કે જો ગાંધીજીના કેટલાક આધ્યાત્મિક સિદ્ધાંતોની છાપ અણસમજુ વર્ગ પર જુદી પડશે, જો નિર્માલ્યતા એટલે જ અહિંસાભક્તિ એમ સમજાશે, નિર્બળતામાં પાછું હઠવું એજ મુત્સદ્દીપણું મનાશે, પાશ્ચાત્ય વિજ્ઞાન ને તેનાં સાધનોનો તિરસ્કાર તેમાં જ રાષ્ટ્રીયતા સમાએલી ગણાશે તો પ્રશંસનીય પરિણામ ભાગ્યેજ આવશે એમ મારું માનવું છે.

આટલું જ લખી, જે મહાત્માના પ્રતાપી કર્મયોગથી ગુજરાત ને હીંદ આજે સકારણ ગર્વ ધરે છે તેની ભાવના અને પ્રયત્નોને વિજય ઇચ્છી આ લેખ સંપૂર્ણ કરીશ.



# "સૂરિ અને સમ્રાટ્"

—:o:—

મને મુનિ વિદ્યાવિજયજીએ પોતાના પુસ્તકનો ઉપોદ્‌ઘાત લખવાનું કઠણ કામ સોંપ્યું, ત્યારે મને સ્વાભાવિક રીતે ક્ષોભ થયો. થોડાં વર્ષ પર જ્યારે મારી 'પાટણની પ્રભુતા' બહાર પડી, ત્યારે જૈન ધર્મનો હું દ્વેષી છું, તેવી છાપ પાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો; અને તે છાપ જો કાયમ રહી હોય, તો મુનિજીનું પુસ્તક કે લોકપ્રિયતા ખુએ, એવો ડર મને લાગ્યો; અને તેથી આ કામ કોઇ બીજાને સોંપવાની તેમને અરજ કરી. પણ તેમનો આગ્રહ નિશ્ચલ હતો; અને આખરે મારે આ કામ માથે લેવું પડ્યું. તે છાપ કાયમ રહી છે કે નહીં, મેં પુરાણા જૈન ઇતિહાસસાહિત્ય વીશે બાંધેલા મારા અભિપ્રાયો વાસ્તવિક છે કે નહીં, એ વીશે પણ વિચાર કર્યા વિના સોંપેલું કામ પુરું કરવાની હું રજા લઇશ.

આ પુસ્તક એક અત્યંત સ્તુત્ય પ્રયત્ન છે. જૈન સાહિત્યમાં છુપાયેલા ઇતિહાસને મહામહેનતે છતો કરવો, તે ભગીરથ કાર્ય ગુજરાતના ઇતિહાસકારો આગળ પડ્યું છે. અને જેટલે અંશે તે કાર્ય થશે, તેટલેજ અંશે ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ લખાશે; કારણ કે એ સમયનાં ઇતિહાસનાં સાધનોમાં મુખ્ય જૈન સાહિત્ય છે.

આ પુસ્તકમાં મુનિ વિદ્યાવિજયજીએ અથાગ શ્રમ લઇ, જે મહાન જૈન સાધુએ શહેનશાહ અકબરને પોતાનો શિષ્ય બનાવ્યો હતો, તેના જીવન અને સમયનો ઇતિહાસ આપવાનો પ્રયાસ આદર્યો છે. ઐતિહાસિક સાહિત્યની ભાવના નજર આગળ રાખી કર્તાએ બીજાં ઐતિહાસિક સાધનોની મદદ લીધી છે, બન્યું ત્યાં સુધી નિષ્પક્ષપાત ઇતિહાસકારના દષ્ટિબિંદુથી સત્યનું સંશોધન કર્યું છે. અને પરિણામે આ પુસ્તકને ધર્માંધતાના દોષમાંથી બચાવી ઇતિહાસની પંક્તિમાં ઘણે અંશે લાવી મુક્યું છે. લેખક પોતે જૈન સાધુ છે. પુસ્તકના નાયક મહાન જૈન ગુરુ હતા. સાધનો ઘણે ભાગે પ્રાચીન જૈન સાહિત્યમાં દટાયેલાં હતાં. આ બધું ધ્યાનમાં લેતાં લેખકને જેટલું અભિનંદન આપીએ તેટલું ઓછું છે.

આ વિષય મી. વેન્સેંટ સ્મીથના લેખોએ, અને ખાસ કરી તેણે રચેલા 'અકબર' નામના પુસ્તકે સરલ કરી દીધો છે. તે ઇતિહાસકાર લખે છે કે "અકબરના વિચારો ને રાજ્યનીતિ પર જે પ્રભાવ જૈન આચાર્યોએ પાડ્યો હતો, તેના પ્રાબલ્યની ઇતિહાસકારોએ નોંધ લીધી નથી. તે જૈન મહાત્માનાં વચનો એવા ધ્યાનથી સાંભળતો કે તે જૈન મતાવલંબી થયો છે, એમ જૈન લેખકો ગણતા; અને ૧૫૮૨ પછીનાં તેનાં ઘણાં કામો કેટલેક અંશે સ્વીકારેલા જૈન મતને લીધેજ થયાં છે. આ બીનાઓનો વહેમ પણ એલ્ફીન્સ્ટન, વૉન નોઅર અને મેલીસનના પુસ્તકોના વાચકોને ભાગ્યેજ પડે. અબુલ ફૂજલની લાંબી ટીપમાં લખેલા તે સમયના ત્રણ મહાસમર્થ વિદ્વાનો —હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ અને ભાનુચંદ્ર ઉપાધ્યાય નામક જૈન ગુરુઓ અથવા ધર્માચાર્યો હતા. આ વાત બ્લોકમેન પણ જોઇ શક્યા નથી. આ ત્રણમાં જેનું નામ પ્રથમ આપ્યું છે, તે ત્રણેમાં અગ્રગણ્ય હતા; અને અકબરને જૈનમતાવલંબી કરવાનું માન તેમને છે, એમ જૈન લેખકો માને છે, અને અબુલ ફૂઝલ તેને વિદ્વાનોના પાંચ વર્ગમાંના પ્રથમ વર્ગમાં, શેખ મુબારક

વગેરે બીજા ચુનંદા વીશ વિદ્વાનો કે જેઓ 'અંને દુનીઆનાં રહસ્યો સમજે છે' તેવાની પંક્તિમાં મુકે છે."

પણ મુખ્યત્વે કરીને આ પુસ્તકોનો આધાર હેમવિજયના "વિજય-પ્રશસ્તિ કાવ્ય" પર, પંડિત દેવવિમલકૃત "હીરસૌભાગ્ય કાવ્ય" પર અને કવિ ઋષભદાસકૃત "હીરવિજયસૂરિ રાસ," પર રાખવામાં આવ્યો છે. સ્મીથે જ્યાં માત્ર માર્ગ દેખાડ્યો છે, ત્યાં વિદ્યાવિજયજીએ સંપૂર્ણ માહીતી આપવાનું કામ હાથ ધર્યું છે.

જુના જૈનપ્રબંધો અને રાસોના આધાર પર ઇતિહાસ રચવો, એ લગભગ અશક્ય કામ છે; કારણ કે એ સાહિત્ય સાધારણ રીતે માત્ર એકપક્ષી, અવિશ્વસનીય સાધન પુરાં પાડે છે. આ પ્રબંધો ને રાસો માત્ર જિનશાસ-નની કીર્ત્તિ વધારવાના અને મહાન જૈનોનાં આદર્શ જીવન શ્રદ્ધાળુ શ્રાવક આગળ રજુ કરવાના હેતુથી ચુસ્ત જૈન લેખકોએ લખ્યાં છે. અને તેમાં ઇતિહાસને ઉપયોગી સામગ્રી કેટલી છે, તે પારખવા તેમાં નીચે આપેલાં લક્ષણો કેટલે અંશે છે, તે જોવું જરુરનું થઇ પડે છે:-

(૧) ઇતિહાસની વસ્તુ જે સમયમાં ને સ્થળે બની હોય, તેનાથી લેખકનાં સમય અને સ્થળ જેટલે અંતરે હોય, તેટલો લેખ ઓછો વિશ્વાસપાત્ર ગણાવો જોઇએ. ઘણાખરા લેખો પ્રચલિત દંતકથાઓ ઉપરથી લખાએલા છે; અને આ દંતકથાઓમાં રહેલો સત્યનો અંશ સ્થળ ને સમયનો અંતર થતાં ઓછો ને ઓછો થતો જાય, એ સ્વાભાવિક છે.

(૨) આ લેખમાં જિનશાસન કે શ્રાવકવર્યોની કીર્ત્તિ વીશે જે હકી-કતો હોય તે અતિશયોક્તિ ભરી અને શ્રદ્ધાળુ શ્રાવકવૃંદના લાભ માટે જ લખાયેલી હોવાથી જ્યાં સુધી સ્વતંત્ર પુરાવાની મદદ ન મળે, ત્યાં સુધી સર્વાંશે માન્ય રાખવા લાયક હોતી નથી.

(૩) આ લેખમાં જૈનેતરો વીશે કે જૈનમતની કીર્તિ ઝાંખી કરે એવું કૈં હોય, તો તેમાં ખરી હકીકત સમાઈ રહેવાનો વધારે સંભવ હોય છે.

(૪) આ લેખોમાં જ્યાં પટ્ટાવલી હોય કે જ્યાં વર્ષ સ્પષ્ટ રીતે લખ્યાં હોય, તે ઘણાંખરાં સાચાં હોવાનો સંભવ છે, કારણ કે સાધુઓ એ બાબતમાં ઘણા ચોક્સ હતા એમ લાગે છે.

જે પુસ્તકોને આધારે આ પુસ્તક લખવામાં આવ્યું છે, તે ઘણાંજ વિશ્વાસપાત્ર લાગે છે. એમાંના "વિજયપ્રશસ્તિ કાવ્ય"ના કર્તા હેમવિજય અને "કૃપારસકોશના"ના કર્તા શાંતિચંદ્ર બન્ને નાયક હીરવિજયસૂરિની જોડે અકબરના દરબારમાં હતા. 'હીરસૌભાગ્ય' ના કર્તા દેવવિમલગણિ તે, હીરવિજયસૂરિના શિષ્ય સિંહવિમલના શિષ્ય હતા. આ સિંહવિમલ પણ ગુરુની સાથે અકબરના દરબારમાં હતા. અને ગુજરાતી કવિ 'હીરવિજયસૂરિરાસ'ના કર્તા ઋષભદાસ કવિ પણ હીરવિજયજીના શિષ્ય વિજયસેનસૂરિ, જે ગુરુના મૃત્યુ પછી સંવત ૧૬૫૨ માં પટ્ટધર થયા, અને જેને ગુરુએ પોતાને બદલે અકબરના દરબારમાં મુક્યા હતા, અને જેને "આઇન-ઈ-અકબરી","વિજયસેનસૂરિ"ના નામથી આલેખે છે, તેના શિષ્ય હતા. જો કે રાસ દેવવિમલના "હીરસૌભાગ્ય" ઉપર રચેલો છે, છતાં કવિને હકીકત જાણવાની તક એવી હતી કે તેણે આપેલી વિગત વિશ્વાસને પાત્ર થયા વિના રહે નહીં.

આ ઉપરાંત જે પુસ્તકોની મદદ લેવામાં આવી છે, તે પણ લગભગ તેજ સૈકામાં છે.

(૧) પદ્મસાગરનું 'જગદ્ગુરુ કાવ્ય'. સંવત ૧૬૪૬.

(૨) પંડિત દયાકુશળનો "લાભોદયરાસ." સંવત ૧૬૪૯.

(૩) લાહોરના પંડિત જયસોમનું 'કર્મચંદ્રચરિત' સંવત ૧૬૫૦.

(૪) લાહોરના કૃષ્ણદાસ કવિની 'દુર્જનશાલબાવની'. સંવત ૧૬૫૧.

(૫) ગુણવિનયજીની "કર્મચંદ્ર ચોપાઈ". સંવત ૧૬૫૫.

(૬) દર્શનવિજયજીનો 'વિજયતિલકસૂરિરાસ,' ૧ અધિકાર સંવત ૧૬૭૯.

(૭) ઋષભદાસ કવિનો "મલ્લીનાથરાસ" સંવત ૧૬૮૫

(૮) ગુણવિજયજીની 'વિજયપ્રશસ્તિ પર ટીકા.' સંવત ૧૬૮૮

(૯) દર્શનવિજયજીનો 'વિજયતિલકસૂરિરાસ,' ૨ અધિકાર સંવત ૧૬૯૭.

ઉપર જણાવેલા ચારમાંનું બીજું લક્ષણ પણ આ લેખોમાં જડે છે. આ લેખોમાં આપેલી બીનાને કસોટીએ ચડાવવાનાં સ્વતંત્ર સાધન પણ પુષ્કળ છે, જેવાં કે 'આઇન-ઈ-અકબરી' અકબરનાં ફરમાનો વગેરે. આ સાધનોનો પણ ઉપયોગ વિદ્યાવિજયજીએ બહોળે હાથે કર્યો છે.

આ બે લક્ષણો આવી સારી રીતે આ મૂલ લેખોમાં છે અને તેથી તેમાં સમાયલો ઇતિહાસ સત્ય અને નિષ્પક્ષપાત છે, એમ સકારણ કહી શકાય એમ છે.

આ સાધનો પરથી આ પુસ્તકની મૂલ હકીકત સિદ્ધ થાય છે. હીરવિજયસૂરિનું જીવનવૃત્તાંત, અકબરનું નિમંત્રણ, સૂરિની મુસાફરી અને આગ્રાના દરબારમાં આવાગમન; શહેનશાહની ગુરુભક્તિ ને જૈન તરફ વલણ; અને સૂરીના તરફ પક્ષપાત થવાથી શહેનશાહે બહાર પાડેલાં ફરમાનો—આ બધી વાતો હવે ઇતિહાસની ભૂમિકા પામી ગઇ છે. લેખકના શબ્દોમાં કહીએ તો—

" આચાર્ય શ્રીહીરવિજયસૂરિ, શ્રીશાંતિચંદ્ર ઉપાધ્યાય, શ્રીભાનુચંદ્ર ઉપાધ્યાય અને શ્રીવિજયસેનસૂરિએ અકબર બાદશાહ ઉપર પ્રભાવ પાડીને અનેક જનહિતનાં, ધર્મની રક્ષાનાં, જીવદયાનાં કાર્યો કરાવ્યાં; ગુજરાતમાંથી 'જજીયાવેરો' દૂર કરાવ્યો, સિદ્ધાચલ, ગિરિનાર, તારંગા, આબુ, કેશરિયાજી, રાજગૃહીના પહાડો અને સમ્મેતશિખર વગેરે તીર્થો શ્વેતાંબરનાં છે, એ સંબંધી પરવાનો લીધો, સિદ્ધાચલજીમાં લેવાતું મૂંડકુ બંધ કરાવ્યું, મરેલ મનુષ્યનું ધન ગ્રહણ કરવાનો અને યુદ્ધમાં બંદી ગ્રહણ કરવાનો નિષેધ કરાવ્યો; વળી પક્ષીઓને પાંજરામાંથી છોડાવવાનું અને ડાબર તળાવમાં

ચંતી હિંસા બંધ કરાવવાનું-વગેરે અનેક કાર્યો કરાવ્યાં હતાં. આ ઉપરાંત તેઓના ઉપદેશથી સૌથી મોટામાં મોટું અને સૌથી વધારે મહત્ત્વનું કાર્ય થયું હતું, તે એ છે કે બાદશાહે પોતાના સમસ્ત રાજ્યમાં આખા વર્ષમાં ૭ મહીના અને ૭ દિવસ સુધી કોઈ પણ માણસ કોઈપણ જીવની હિંસા ન કરે, એવા હુકમ બહાર પાડ્યા હતા."

લેખકે માત્ર આ પ્રસંગોનો ઇતિહાસ લખ્યો છે, એટલું જ નહીં પણ અકબરનું જીવન અને કારકીર્દી વીશે કૈં ખાસ લખ્યું છે. અકબર વીશે વધુ માહીતી આપવી એ મી. સ્મીથના ઇતિહાસ પછી કઠણ કામ છે; છતાં જૈન ગુરુના સમાગમનો અને "અમારીઘોષણા" સંબંધી કેટલાક પ્રસંગોનો ચીતાર ઐતિહાસિક સાહિત્યની સમૃદ્ધિમાં વધારો કરે છે.

ઘણે ઠેકાણે અકબરના સ્વભાવ વીશે લેખકે વિવેચન કર્યું છે. જેણે સમસ્ત હીંદ પર આણ વરતાવી હીંદુ અને મુસલમાનનું ઐક્ય સાધવા અતુલ પ્રયત્ન કર્યો, જેણે વિધર્મીઓને જીતી પોતે તેમનોજ એમ બનાવ્યું, જેણે પરધર્મી વિદ્વાનોની સાથે વિવાદ કરતાં તેમને એવીજ માન્યતામાં રાખ્યા કે પોતે તે ધર્મ સિદ્ધાન્તોનો અનુયાયી થઈ બેઠો છે—તે મુત્સદ્દી, પ્રતાપી નરેશના ચારિત્ર્યના અદ્‌ભૂત, અવર્ણનીય રંગ શબ્દોવડે સ્પષ્ટ કરતાં ભલભલા ઇતિહાસકારોની કલમો કાંપી છે, અને નિષ્ફળ નીવડી છે. અને આવા મહાપુરુષના અનેકરંગી ચિત્રોમાંથી—અનેક સ્તબ્ધ બની રહેલા લેખકોના પ્રશંસા કરવાના કાવત્રામાંથી—તેના ખરા ચારિત્ર્યની રૂપરેખા શોધી કાઢવી, એ લગભગ અશક્ય વાત છે; અને આ અશક્ય વાત શક્ય કરવા જતાં લેખકે અસંતોષકારક કે એકપક્ષી ચિત્ર આપ્યું હોય, તો તે દોષ ક્ષંતવ્યજ મનાશે, એમ હું ધારું છું.

લેખક વિદ્વાન જૈન સાધુ છે, એટલે સ્વાભાવિક રીતે નૈતિક સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવાની અને આચારવિચાર જુની ભાવના અને આધુનિક જમાના વચ્ચેનો વિરોધ સ્પષ્ટ કરી બે બોધવચન કહેવાની તક આવતાં પોતાની

કલમ અટકાવી શકયા નથી. આ કારણથી કેટલાક ફકરાઓ પુસ્તકના ઐતિહાસિક સાહિત્ય તરીકેના ગૌરવને આચ્છાદે છે; અને આ પુસ્તક લખવામાં સમાયેલો લેખકનો બીજો હેતુ છતો કરે છે. અને તે હેતુ, એક જૈન મહાગુરુની નૈતિક પ્રશંસા કરતાં જૈનધર્મસિદ્ધાન્તોની મહત્તા સિદ્ધ કરવાનો છે, એમ લાગે છે. મારા માનવા પ્રમાણે લેખકનો વિચાર માત્ર ઇતિહાસ લખવાનો નથી, સાથે સાથે જૈનસાહિત્યમાં ઉમેરો કરવાનો પણ છે; અને આ દૃષ્ટિબિંદુથી જોતાં પુસ્તકના આ ભાગો અમુક પ્રકારના વાચકોને આકર્ષક પણ નીવડે, એ અસંભવિત નથી.

આ પુસ્તક પાછળનાં પરિશિષ્ટો ઘણાંજ કીંમતી છે; અને તે બધાં આપવામાં લેખકે ઇતિહાસની ઘણીજ સેવા બજાવી છે.

બધું જોતાં આ પુસ્તક ગુજરાતી ઇતિહાસના નાનકડા સાહિત્યમાં ઉપયોગી ઉમેરો કર્યા વિના રહેશે નહીં એમ હું ધારૂં છું. આપણા સાહિત્યનું આ જાતનું દારિદ્ર દયાજનક છે; અને તેના તરફ સાહિત્યકારોની બેપરવાઇ શોચનીય છે. આવી સ્થિતિમાં આવું પુસ્તક લખવા માટે લેખકને ખરેખર અભિનંદન ઘટે છે. અને તેમાં જૈનસાધુઓએ રચેલા સાહિત્યમાં દટાયેલો ઇતિહાસ જૈનસાધુ જ બહાર કાઢે, અને તે પણ વળી તેમના આચાર્ય શ્રીવિજયધર્મસૂરિ જેવા મહાત્માની પ્રેરણાથી, એના જેવું સમયનું શુભચિહ્ન સાહિત્યમાં બીજું ભાગ્યેજ મળશે. અને જ્યારે આવા બીજા પ્રયત્નો થશે, અને આધુનિક ઐતિહાસિક દૃષ્ટિએ જુનાં પુસ્તકોનો ઉપયોગ થશે, ત્યારેજ ગુજરાતનું ઐતિહાસક સાહિત્ય પ્રબલ સાહિત્યને શોભારુપ એક અંગ બની રહેશે. મને આશા છે કે મુનિ વિદ્યાવિજયજી આ પુસ્તક પ્રગટ થયે બીજો કોઇ ઐતિહાસિક વિષય હાથ ધરશે, અને એમની વિદ્વત્તા, અને એમના સંશોધનના પરિણામરુપ બીજો કોઈ ઇતિહાસ બહાર પાડી ગુજરાતને ઉપકૃત કરશે.



# એક અર્ધ્ય

ગાંધીજીનો મુકદ્દમો દુનીઆના દફતરમાં રહી જવાનો. ઇતિહાસમાં થયેલા મોટામાં મોટા સામ્રાજ્યની સત્તા—અને માનવજાતિમાં જન્મેલો એક અપ્રતિમ મહાપુરુષ, એક તરફ સર્વભક્ષી સત્તા ને શક્તિ, દુનીઆ પર દોર ને દમામ બેસાડવાની ભયંકર રાજ્યનીતિ, બીજી તરફ સર્વવ્યાપી સત્ય ને અહિંસા, દુનીઆ પરથી અન્યાય ને પશુવૃત્તિનો નાશ કરવાની ભાવના.

પણ સૂર્યાસ્તવિહોણા સામ્રાજ્યના પ્રતિનિધિઓની દુર્જય સત્તા વીફરી હતી—છતાં તે મહાત્મા, જીવનમુક્તિની શાંતિ અનુભવતો એ પ્રતિનિધિઓને પોતાની ફરજ શિખવતો ઉભો રહ્યો. તેણે પોતે મી. બ્રુમફીલ્ડને શિક્ષા કરવા સુચવ્યું; તેણે પોતે તેને કહ્યું કે જે તમારે મન મોટામાં મોટો ગુન્હો છે, તે મારે મન મોટામાં મોટું સત્ય છે. શાંત યોગીના તે વાક્યમાં બ્રહ્મવાક્યની નિશ્ચલતા હતી.

ન્યાયાધીશ પોતે દીનતા અનુભવતો હતો. તે જાણતો હતો કે તે સત્તાધીશ હતો તો ખરો; પણ ગુનેહગારની સત્તાનો પાયો સનાતન સત્ય પર રચાયો હતો.

ગાંધીજીના રાજકીય અભિપ્રાયો વીશે બે મત હોય–એમને પોતાને માટે બે મત હોઈ શકે નહીં.

તેણે યોજેલા ઉપાયો ઉપયોગ વિનાના ઠરે, તેણે આદરેલાં યુદ્ધો નિષ્ફળ નીવડે, તેણે રચેલા વ્યૂહો ભાંગી જાય, તેણે આપેલી સલાહ ખોટી નીકળે–પણ તે સદાકાલ રહેવાના આર્યાવર્તના સુકાનીઓના ધ્રુવ.

આપણે તેની ઘણી સમીપ છીએ; તેણે ઉપજાવેલા તરંગોમાં ગોથાં ખાઇએ છીએ, એટલે તેની કીમત આંકી શકતા નથી. તેણે વૃદ્ધ ભારતની રગોમાં લોહી આણ્યું છે; તેના આચાર વિચારમાં ઉત્સાહ અને પ્રૌઢતા આણ્યાં છે; તેની આંખોમાં સૂર્યનાં કિરણનાં તેજ મુકયાં છે. તેણે નીતિનો પુરાણો પંથ નવો કર્યો છે; નિર્બલ પરાધીનતાઓમાં સડતા સમાજમાં ઉત્સાહ પ્રેર્યો છે; અને પશુવૃત્તિમાં પરવશ પડેલી જનતાને મુક્તિનો મંત્ર આપ્યો છે,–આ બધું વર્ષો વિના આપણે જોઇ શકીશું નહીં.

ગાંધીજીના અભિપ્રાયો ને આચરણ જગજાહેર છે. અને કાં તો તે પુજાય છે કે તિરસ્કારાય છે. તેની તુલના કરવાનું આ સ્થાન નથી. વ્યવહારુ રાજકીય નીતિને કે વ્યવસ્થાને બંધારણને કાટલે જોખવાનું આ સ્થાન નથી. આપણી ઝુંપડીમાં તાપથી ત્રાસતા હોઇએ કે ઠંડીમાં અકડાઈ જતા હોઇએ તો માત્ર આપણા અસંતોષ કે સંતોષના દૃષ્ટિબિંદુથી સવિતાનારાયણની મહત્તા મપાય નહીં. સનાતન સત્યનો અવતાર ને માનવજાતિના સાફલ્યની સાખ ગાંધીજી છે અને તેથી એને તો સદાયે અર્ધ્ય જ ઘટે છે. ગુજરાતે ત્રણ હજાર વર્ષે ફરી પરમ આત્મા પ્રગટાવ્યો છે. અને તે સદાય રહેવાના આર્યાવર્તના આત્મા; હીંદીઓની ઉમેદ ને આશાઓના પ્રેરક ને પ્રકાશક; તેની સંસ્કૃતિ અને સ્વાતંત્ર્યતાના પ્રતિનિધિ. અને ન્યાય ને સ્વાતંત્ર્ય સિદ્ધ કરવા મથતી જનતા ભવિષ્યમાં ભારતને પણ ઓળખશે એ અમર મહાત્માની પુણ્યભૂમિ તરીકે જ.

# શંકરલાલ બેંકર

શંકરલાલ ઘેલાભાઈ બેંકરને પણ ગાંધીજીની સાથે શિક્ષા કરવામાં આવી છે એ યોગ્યજ છે. આજે બે વર્ષ થયાં ગાંધીજીની મરજીએ મરજીએ, તેને ઉદ્દેશે ઉદ્દેશે જો કોઈ તનતોડ કામ કરી રહ્યું હોય તો શંકરલાલ. ગાંધીજી તો માત્ર હુકમ કાઢતા, કે ભાષણો કરતા. શંકરલાલ હુકમોનો અમલ કરનાર તેની જાદુની લાકડી હતા. તેને પ્રતાપે સભાઓ ભેગી મળતી, હડતાળ પડતી, સંસ્થાઓ ઉભી થતી, બીજા બધા કાર્યવાહકોની સેવા ઘણી છે; પણ ગાંધીજીનાં ફરમાનો સાથે તાદાત્મ્ય કરી રહેલો બીજો એવો અનુયાયી મળવો કઠણ છે. જ્યારથી ચાર અણજાણીતા યુવકોએ ૧૯૧૫ માં "Young India" કાઢયું ત્યારથી શંકરલાલે શાંતિ અનુભવી નથી. પૈસાદાર પિતાના પુત્ર છતાં આજે સાત વર્ષ થયાં એક પળ એની એવી નહીં ગઈ હોય કે જ્યારે શંકરલાલે તન મન ને ધનથી રાજકીય જીવનમાં ગતિ આણવા પ્રયત્ન નહીં કર્યો હોય. મુંબાઈની દરેક રાજકીય પ્રવૃત્તિ, હોમરુલ લીગની સચોટ હીલચાલ, વીલીંગ્ડન મેમોરીયલની ચળવળ, કોંગ્રેસ અસહકારી કરવાની ચળવળની મથામણ, અમદાવાદના મજુર વર્ગનો વ્યવસ્થિત ઉત્કર્ષ, અને ગાંધીજીનાં બધાં કાર્યક્ષેત્ર-એ બધામાં ચોકાબોલા બેંકરની મહેનતનો ફાળો શો હતો તે થોડાજ જાણે છે; પણ જે જાણે છે તેજ તેની કીમત કરી શકે છે. અને કેટલાં વર્ષો સુધીનો તેની સાથેનો સહયોગ અને મતભેદ પડ્યા પછી પણ ચાલુ રહેલી મૈત્રી, એ બે અધિકારથી મારે કહેવું જોઇએ કે ગાંધીજીની જોડે કારાગૃહનું માન ને લહાવો મેળવવાનો અધિકાર એનેજ મળ્યો છે એ યોગ્યજ છે.

# રામ જામદગ્નેય

## (પરશુરામ)

આર્યજીવનનો પ્રાતઃકાલ હતો. આર્યોની મુખ્ય જાતિઓ પંજાબમાં વસી હતી; કેટલીક જાતિઓએ આગળ વધી ગંગા ને યમુનાને તીરે રાજ્ય સ્થાપ્યાં હતાં; બીજીઓ મથુરાનો પ્રદેશ છોડી છેક નર્મદાના તીર પર આવી વસી હતી. ધીમે ધીમે આ દેશના અસલ વતનીઓ–નાગલોકો, દસ્યુઓ, દૈત્યો પાછા હઠતા જતા હતા.

પણ આર્યજીવનનું કેન્દ્રસ્થાન હતું સરસ્વતી ને દૃષદ્વતીની વચ્ચેના પ્રદેશમાં આજના સરહીંદ જીલ્લાની આસપાસ. એજ ખરું આર્યાવર્ત હતું. તેજ આર્યોની પવિત્ર ભૂમિ હતી. ત્યાં યદુ ને પુરુ, ભરત ને ત્રિત્સુ, તુર્વસુ, અનુ ને દ્રહ્યુ, જન્હુ ને ભૃગુ જાતિઓ વાસ કરી રહી હતી. ત્યાં આર્યસંસ્કાર ને ધર્મના સ્થાપક મહર્ષિઓ–વસિષ્ઠ ને વિશ્વામિત્ર, જમદગ્નિ ને અંગિરા, ગૌતમ ને કણ્વના આશ્રમોમાંથી નીકળતી દિવ્ય ઋચાઓનો ધ્વનિ આર્યોના ઉત્કૃષ્ટ આત્માને શબ્દોમાં વ્યક્ત કરી રહ્યો હતો.

આ ભૂમિમાં જે રાજાએ સત્તા ભોગવી તે ચક્રવર્તિ; જેણે તપ આચર્યું તે ઋષિ; જેણે ઋચા ઉચ્ચારી તે મંત્રદ્રષ્ટા; જે પ્રથાઓ પડી તે

આચરણનું ધોરણ; અને જે સંસ્કારો પ્રગટ્યા તે ધર્મકર્મનાં મૂલ. અને છેક વારાણસીના તટથી તે નર્મદાના તટ સુધી પ્રસરી રહેલી બીજી આર્યજાતિઓ વિગ્રહો કરતી, રાજ્યો સ્થાપતી, આગળ વધતી; છતાં પ્રેરણા માટે, ઉત્તેજન તેમજ છેવટની શાંતિ માટે આર્યાવર્ત તરફ ફરતી.

આ આર્યાવર્તમાં રહેનાર ઋષિઓમાં શ્રેષ્ઠ ને સંસ્કૃત ભરત જાતિના વિશ્વામિત્ર હતા. તે ઋગ્વેદની મુખ્ય ઋચાઓના કર્તા હતા. અને પુરુ અને ત્રિત્સુ જાતિના વિગ્રહમાં એકમેકની સામે અવારનવાર ભાગ લેતા. સંસ્કાર ને પવિત્રતામાં તેમની હરીફાઇ કરે એવા તો માત્ર વસિષ્ઠ મુનિજ હતા.

આ વિશ્વામિત્રના પિતા ગાધિન્ (ગાધી) જન્હુ કુલના હતા. તેને ત્યાં ભૃગુ જાતિના અને કાવ્ય કુલના ઔર્વ ઋચીક આવ્યા. ઋચીકે હજાર શ્યામકર્ણા ઘોડા ગાધીને આપી રીઝવ્યા, અને તેની પુત્રી સત્યવતી સાથે લગ્ન કર્યું.

જે ભૃગુઓના નેતા ઋચીક હતા તેઓ અગ્નિપૂજક ઋષિઓ હતા; તેઓ મંત્રજંત્ર વિદ્યામાં કુશલ મનાતા ને અથર્વ વેદ તેમનોજ ગણાતો; અને તેમણેજ અગ્નિને અવની પર આણ્યો એવો તે દાવો કરતા હતા.

તેમના એક પૂર્વજ કવિ ઉશનસ્ (શુક્રાચાર્ય) અનાર્ય જાતિના આદિ ગુરુ હતા. તે પુરુ, યદુ, અનુ, દ્રુહ્યુ, અને તુર્વસુ એ પંચજનોના મૂલ પુરુષ મનાતા યયાતિ રાજાના સસરા હતા. તેમના આચાર વિચાર આર્યાવર્તની નજરે વિશ્વામિત્ર કે વસિષ્ઠ જેવા શુદ્ધ નહોતા; પણ એ પવિત્ર પ્રદેશની બહાર જ્યાં આર્યોના સંસ્કાર ઘણા શુદ્ધ રહેતા નહીં, જ્યાં અનાર્યો જોડે સમાધાન અને સંબંધ કરવા પડતા હતા ત્યાં ભૃગુઓનું ધાર્મિક બલ ઘણું સજડ હતું.

આ ભૃગુઓ માત્ર ધર્મગુરુની પદવીથી રાચતા નહીં. તેઓ આકરા યોદ્ધા હતા, અને આર્યાવર્તમાં વસેલી ઘણી આર્ય જાતિઓની પડખે

ઉભા રહી તેઓ લડતા. યદુ, તુર્વસુ, ને દ્રુહ્યુ જાતિની તે મદદે હતા; પક્થ અને શાર્યાતોના પણ તે શાગીર્દ હતા. અને જો કે આર્યાવર્તના સાંસ્કારિક જીવનમાં તેમનું સ્થાન ઉતરતું હતું ખરું, પણ ત્યાંના રાજકીય જીવનમાં તો ભાર્ગવોનું સ્થાન અનન્ય હતું.

ગાધીના જમાતા ઋચીકે સત્યવતીને વીશે જમદગ્નિ ઉત્પન્ન કર્યો. જમદગ્નિ ને વિશ્વામિત્ર–ભાણેજ ને મામા– સાથે જન્મ્યા ને સાથે ઉછર્યા લાગે છે; અને ભાણેજ પણ મામાની સાથે આર્યાવર્તમાં જ રહી, ઉંચા આર્ય-સંસ્કાર પામ્યા હોય એમ જણાય છે. ઋગ્વેદમાં એક ઋચાના સહયોજક જમદગ્નિ અને વિશ્વામિત્ર બંને છે.

પણ ઋચીક ઔર્વની ખરી સત્તા ને પ્રતાપનો મહિમા તો આર્યાવર્ત બહારજ પ્રવર્તતો. સિંધુથી ભાગીરથી ને મદુરાથી નર્મદા સુધી તેની હાક વાગતી. ઋચીક ઋષિના આત્મજ જમદગ્નિ સાત્ત્વિક વૃત્તિના હતા. પિતા દેવલોક પામ્યા, તે વખતે તે ઇક્ષ્વાકુ વંશની રાજકન્યા રેણુકા સાથે લગ્ન કરી આર્યાવર્તનું નિર્મલ અને સંસ્કારી જીવન વીતાવતા હતા. તેને ચાર કે પાંચ પુત્રો હતા, જેમાં નાનામાં નાના **રામ**, જેમનો જન્મ વૈશાખ સુદ ૩ ને દિવસે થયો હતો એમ મનાય છે તે સર્વશાસ્ત્ર સંપન્ન હતા. તેની રગોમાં જગજુના અગ્નિપૂજક ભૃગુઓનું પ્રતાપી લોહી વહેતું હતું. અને ઋચીક ને સહસ્રાર્જુન જેવાએ આદરેલા ભયાનક વિગ્રહોમાં ભાગ લઇ તેમણે શૌર્ય અને મહત્ત્વાકાંક્ષા પ્રાપ્ત કર્યાં હતાં. કાવ્યો જેવા અડગ યોદ્ધાઓનું નેતાપણું તેને કાચી વયે મળ્યું હતું. અને છતાં તે ઉછર્યા હતા વિશ્વામિત્ર અને જમદગ્નિના ખોળામાં, સરસ્વતી કે દૃષદ્વતીને તીરે, જ્યાં વાણીની શુદ્ધિ જેટલી પ્રિય હતી, તેટલીજ પ્રિય હતી જીવનની સંસ્કારિતા, જ્યાં સામ્રાજ્યોનાં સિંહાસન કરતાં પણ અધિક ગણાતું હતું ઋષિપદ અને જ્યાં આર્ય સંસ્કારોનું રક્ષણ મનાતું હતું સંસ્કારાત્મક જીવનનું સાફલ્ય.

આ યુવકની પ્રથમ કસોટી બાપે કરી. માના લોહીમાં ઇક્ષ્વાકુઓનો

સ્વચ્છંદ હતો. આર્યોએ નિર્મેલા નીતિના પંથનો તેણે ત્યાગ કર્યો. મૃત્તિકાવતીના રાજા ચિત્રરથનો તેને મોહ થયો. આ કૃત્ય તે સમયના આર્યાવર્તના પુરુષોની જેમ શિષ્ટ જમદગ્નિને અક્ષમ્ય જણાયું. તેણે પુત્રોને શાસન કર્યું કે માતાનો વધ કરો. મોટા ભાઇઓએ તે શાસન માથે ચડાવ્યું નહીં. રામના હૃદયમાં પિતાની આજ્ઞા ને માતાની શુદ્ધિ માતૃસ્નેહ કરતાં વધારે હતાં. તેણે પિતાનું શાસન સ્વીકાર્યું. માતાનું માથું ધડથી જુદું કર્યું. આ વખતે મથુરાથી તે નર્મદા સુધીના પ્રદેશમાં ખરું જોર જે આર્ય જાતિઓના સમૂહનું હતું તેનો ખરો સત્તાધીશ અનુપદેશની માહિષ્મતીમાં રાજ્ય કરતો હતો. તે હૈહય જાતિનો સહસ્રાર્જુન બીરુદ ધારતો–અર્જુન કાર્તવીર્ય હતો.

પૂર્વમાં ચર્મણ્વતી (ચંબલ), પશ્ચિમે સમુદ્ર, દક્ષિણે નર્મદા ને ઉત્તરે આનર્ત (ઉત્તર ગુજરાત) એ આ અનુપદેશની સીમાઓ હતી.

માહિષ્મતી નગરી ભરુચથી દસબાર માઇલ પૂર્વ કે પશ્ચિમ તરફ રેવા તીરે આવી હોવી જોઇએ.

સહસ્રાર્જુનની દુર્જય સત્તાથી અસલ વતનીઓ નાગ લોકો કાંપતા હતા. તેની દરીયાઈ ફોજથી રાવણ પણ ત્રાસતો હતો. અનુપદેશમાં પહેલેથી ભૃગુઓ આવી વસ્યા હતા, એટલે શરૂઆતમાં હૈહયો અને ભૃગુઓમાં મૈત્રી હતી. પણ જેવો અર્જુનનો પ્રતાપ હતો, તેવો જ તેનો ગર્વ હતો. આવા અનેક જાતિના અને આટલા મોટા સામ્રાજ્યના ધણીને નાનકડા રાજાઓની બીક નહોતી; ત્યાં તપ આચરતા મહાત્માઓની પરવા નહોતી; ત્યાંના સંસ્કાર માટે તેને માન નહોતું. તેના રાજ્યમાં રહેલા ભૃગુઓ માટે પણ તેનો તિરસ્કાર વધતો જતો હતો.

મથુરાથી આર્યાવર્ત તો માત્ર એકજ ડગલું હતું. ત્યાં વસિષ્ઠનો આશ્રમ ભાગ્યો. ભૃગુઓની ગયો છૂટી; આર્યાવર્તમાં ચારે દિશાએ આશ્રમો ચેતવ્યા

માંડ્યા. કોઇએ ધાર્યું નહોતું કે આર્ય જાતિનો એક રાજા બ્રહ્માવર્તની આ દશા કરશે.

એક દિવસ રામ પિતાને આશ્રમે આવ્યા. આશ્રમમાં અર્જુન રાજા આવી ગયાનાં ચિન્હો હતાં. ઋષિઓ નજરે ચઢ્યા નહીં; ગાયો અદૃશ્ય થઈ ગઈ હતી; પર્ણકુટીઓ બળતી હતી. રામ કારણ સમજ્યા. તેણે અર્જુનની પુંઠ લીધી. તેને પકડ્યો અને મારી નાંખ્યો. હૈહયો વેર લેવા તલસી રહ્યા અને જ્યારે પરશુરામ આશ્રમમાં નહોતા ત્યારે તેમણે તક સાધી જમદગ્નિનો જીવ લીધો. જ્યારે પોતાના સાત્વિક પિતાને મરેલા પડેલા જોયા, ત્યારે રામના હૃદયમાં ક્રોધની પ્રચંડ જ્વાળા ભભુકી. અગ્નિને પ્રગટાવનાર અને દૈત્યોને અમર કરનારા પૂર્વજોના શૂર સંસ્કારે પોષાયલો તેનો પ્રૌઢ આત્મા પ્રજ્વલી ઉઠ્યો.

તેની હાકે આર્યાવર્તના ત્રાસેલા યોદ્ધાઓમાં જીવ આવ્યો; નર્મદાથી સિંધુ સુધી ભૃગુઓ, કાવ્યો પુનતરસ્યા થયા. વીફરેલા આર્યાવર્તની મૂર્તિ સમો આ વીર હૈહયોની પાછળ પડ્યો. સરસ્વતીથી નર્મદા સુધી તેઓની પુંઠ પકડી. સ્થલંત પંચક ક્ષેત્રમાં હૈહયોના રુધિરથી પાંચ ધરો ભર્યાં. માહિષ્મતી લીધું અને પિતાનું શ્રાદ્ધ સહસ્રાર્જુનના પુત્રોના લોહી વડે કર્યું.

જ્વાલામુખી પર્વત ફાટ્યો હોય તેમ આર્ય યોદ્ધાઓએ રામના નેતૃત્વ નીચે અનેક જાતિઓ જોડે વિગ્રહ આદર્યા અને આ વિજયી સેનાની પાછળ પાછળ આવતા આર્યાવર્તના ઋષિઓએ આર્ય સંસ્કાર, આચાર ને વિચાર, ચારે દિશામાં પ્રસારી દીધા; અને આગળ વધતી આર્ય જાતિઓ જે માતૃભૂમિથી દૂર જતાં તેના સંસ્કારો વીસરી જતી હતી, તેમાં આર્યત્વની એકતાનતા પ્રસરાવી દીધી.

પરશુરામના પ્રતાપે હિમાલયથી રેવા સુધીના પ્રદેશોમાં રાજ્યોની ઉથલપાથલ થઈ ગઈ, ઘણી જાતિઓ હતી–ન હતી થઇ આર્યોની વિજયી જાતિમાં મળી ગઇ. અને મહાભારતના યુદ્ધ વખતે જે રાજ્યો હતાં તેનાં બીજો વવાયાં.

રામના વિગ્રહોની પરંપરા એકવીસ વારની નક્ષત્રીથી, આર્યોની સંસ્કૃતિ આખા પ્રદેશમાં એવી પ્રસરી ગઇ કે આર્યાવર્ત બૃહત્ થયું. તેની સીમા સરસ્વતી ને દૃષદ્વતી નહીં પણ હિમાલય અને નર્મદા ગણાયાં; અને કૃતજ્ઞ આર્યોએ આ વીરને ઇશ્વરનો અવતાર લેખી સદાને માટે દેવમંદિરમાં સ્થાન આપ્યું. નર્મદાની ઉત્તરે આર્યસત્તા બેસાડી, આખા દેશને નવું જીવન, નવી સંસ્કૃતિ ને નવી એકતાનતા આપી, તે અનૂપદેશમાં આવી રહ્યો. પુરાણો કહે છે કે કશ્યપને પૃથ્વી દાનમાં આપી તેણે સમુદ્ર પાસે શૂર્પારક દેશ માંગી લીધો, ને ત્યાં જઇ વસ્યા.

સહસ્રાર્જુનનો જે અનૂપ દેશ હતો તેનો કેટલોક ભાગ—એટલે ખંભાતના અખાતથી તે સોપારા સુધીનો દરીઆ કાંઠાનો પ્રદેશ તેજ શૂર્પારક દેશ ગણાતો. આ શૂર્પારકની મુખ્ય જગ્યાઓ ભૃગુતીર્થ અને પાછળથી ભૃગુકચ્છ (ભરુચ) ઓળખાયું તે; જામદગ્નેય તીર્થ, નર્મદાના સંગમ આગળ પરશુરામનું ક્ષેત્ર હજુ છે તે; અને એક ક્ષેત્ર નાશીક આગળ, જેનું સ્થાન હજી ચોક્કસ કરી શકાયું નથી. શૂર્પારક નામ આજે પણ 'સોપારા'માં મોજુદ છે.

જ્યારે ધર્મરાજા વનવાસ જવા નીકળ્યા ત્યારે આ તીર્થોમાં ફર્યા હતા અને ત્યાં રામ જામદગ્નેયનાં સ્મરણો તાજાં કરી પુનિત થયા હતા. અને મહાભારતના યુદ્ધ સુધી પરશુરામના વંશજો કે શિષ્યો યુદ્ધકલામાં એવા પ્રવીણ હતા કે મોટામાં મોટા વીરો તેમની પાસે શિક્ષણ લઇ રામનાજ પોતે શિષ્ય છે, એમ માનવામાં ગરરુરી માનતા.

પરશુરામ થઇ ગયા પછી ઘણી સદીઓ સુધી આર્યોના જીવનમાં જ્વલંત જુસ્સો હતો. તેઓ વિજેતા તરીકે આ દેશમાં ચારે તરફ ઘુમી રહ્યા હતા. પોતાનાં રાજ્યો સ્થાપવા, પોતાના સંસ્કાર પ્રચારવા એજ તેમનું નિરંતર લક્ષ્ય રહેતું; તેમના સંસાર, વ્યવહાર ને રાજ્યકારભારમાં અનિબંધિત માનવંતાની પ્રતાપી જ્યોત ઝગઝગતી. તે વખત તેમનો આદર્શ જુદો હતો. અને એ આદર્શને જે ઇશ્વરના અવતારમાં તેમણે મૂર્તિમાન કર્યો હતો તે પરશુરામ.

તે મહર્ષિ હતા; સંસ્કારની ઉચ્ચતાના પ્રતિનિધિ હતા; અને વળી ભયંકર ને દુર્જય, પ્રતાપી ને અડગ વિજેતા હતા. કૃષ્ણપૂજાના સમય પહેલાંના હીંદુ લેખકોની કલ્પનાશક્તિ ભૂતકાલના પટ પર ચીતરાએલા એ નક્ષત્રીકારક વિપ્રેંદ્રની મહત્તાના ગુણની ગુલામ થઇ હતી. જેવી રીતે શ્રીકૃષ્ણ આર્યાવર્તના જીવનને સાહિત્યમાં અધિષ્ઠાતા તરીકે અપૂર્વ સ્થાન આપે છે, તેવું સ્થાન ઇ. સ. ચોથી કે પાંચમી સદી પહેલાં પરશુરામ ભોગવતા. ત્યાર પછી દેશમાં જ્યારે શૌર્યનો જુસ્સો શમ્યો, જ્યારે વિલાસનો શોખ વધ્યો, જ્યારે તત્ત્વજ્ઞાનનો પ્રચાર થયો, ભક્તિમાર્ગની જરુર જણાઇ, ત્યારે આ સ્થાન શ્રીકૃષ્ણને મળ્યું, ત્યારે તે મનુષ્ય મટી વિષ્ણુ થયા, યોદ્ધા અને મલ્લ મટી ઇશ્વર થયા, મુત્સદ્દી મટી યોગેન્દ્ર લેખાયા, વિલાસી મટી બાલબ્રહ્મચારી ગણાયા, ત્યાં સુધી ઇશ્વરનો આઠમો અવતાર વેદવ્યાસ કૃષ્ણ દ્વૈપાયન ગણાતા, કૃષ્ણ વાસુદેવ નહીં.

આર્યોની કલ્પનાશક્તિ આ વીર જામદગ્નેયથી એવી ઉત્તેજીત થતી કે અનેક ગુણ લક્ષણ ને પરાક્રમનું સ્થાન તે હતા એમ મનાતું. તે વિશ્વામિત્ર ઋષિની બહેનના પૌત્ર હતા. ભૃગુવંશના જમદગ્નિ ઋષિના પુત્ર હતા, એ ઇક્ષ્વાકુ રાજાના દૌહિત્ર હતા. તે ઋષિને રંજાડનાર અજીત સહસ્રાર્જુનના કાલ બન્યા. એણે કાર્તિકેયની સ્પર્ધામાં ક્રૌંચ પર્વતને પોતાના શરથી આરપાર વીંધી નાખ્યો. તેણે પૃથ્વી એકવીસ વાર નક્ષત્રી કરી છેલ્લી વાર આખી વસુંધરા યજ્ઞ સમયે દાનમાં આપી દીધી. એક યુગ પછી પણ તેનું ધનુષ્ય રાવણથી ન ઉપડ્યું–ઇશ્વર અવતાર રામ દાશરથીજ તેને તોડી શક્યા. તેણે ભીષ્મને, બળદેવને, કર્ણને શસ્ત્રવિદ્યા શીખવી, વિદેશ ભોગવતા શ્રીકૃષ્ણને સલાહ આપી. સહસ્રાર્જુનથી શ્રીકૃષ્ણ–કેટલા વીરોની પરંપરા, કેટલો લાંબો કાલ, કેટલા પ્રતાપી યુગો ને યુગાંતરો, અને છતાં આર્યોનો આદર્શ તેનો તેજ વિજયની પ્રચંડ મહેચ્છાની જ્વલંત મૂર્તિ સમા મહર્ષિ ધર્મનું અભ્યુત્થાન કરવા પ્રગટેલા મહેશ્વરનો અંશ. કવિવર વાલ્મીકિએ આ મહાપુરુષનું અદ્ભુત

ચિત્ર આલેખેલું છે. સીતાનાં લગ્ન થયા પછી દશરથ રામને લઇને પાછા ફરતા હતા તેવામાં

"વાયુ પ્રાદુર[1] થયો, કંપી રહી મેદિની,
પાત લાગો થવા તહીં મહા દ્રુમતણો;
સૂર્ય આવરિત અંધારથી, સર્વ અદૃશ્ય થઈ ગઈ દિશા
ભસ્મ સંવૃત્ત[2] સહુ મૂઢ સેના થઈ
માત્ર ચૈતન્ય ધારીને રહ્યા
દશરથ વસિષ્ઠ ઋષિ અન્ય ને રાઘવો.
ઘોર તમમાં થયું સર્વ બલ ભસ્મથી છન્નશું.[3]
તે સમય નૃપતિવર દશરથે તત્ર દર્શન કર્યાં
ભીમ સંકાશ,[4] ધરી મંડલ જટા શિરે
રાજવીમર્દન,[5] મહાન નર,
કેવલ અસહ્ય કાલાગ્નિ ને પરમ દુર્ધર્ષ કૈલાસ સમ
ઝળઝળીત તેજથી દીપ્ત દુર્દર્શ સામાન્યને[6]
મુકીને પરશુ નિજ સ્કંધ પર
કરથકી વીજળી સમ ધનુષ્યને ઉગ્રશર
ભ્રષ્ટ સાક્ષાત ત્રિપુરઘ્ન[7] શંકર સમા
જામદગ્નેય[8] ભાર્ગવ[9] તણાં"[10]

---

૧. તોફાની. ૨. ધુળથી વીંટાયેલી. ૩. ઢંકાયેલું. ૪. ભયંકર જેવા. ૫. રાજાઓને સંહારનાર. ૬. સાધારણ લોકોને ન દેખાય એવા. ૭. ત્રિપુરાસુરનો સંહાર કરનાર. ૮. જમદગ્નિ પુત્ર. ૯. ભૃગુ વંશમાં ઉત્પન્ન થએલા. ૧૦. રા. મનહરરામ મહેતાના રામાયણ બાલકાંડના તરજુમા પરથી.

# હાલના સાહિત્ય મન્વંતરનો મનુ કવિ નર્મદ

આપણને નર્મદાશંકર વીશે બોલવાનો અધિકાર નથી. જેણે ત્રીસ વર્ષની ઉંમર પહેલાં બધી મહત્ત્વાકાંક્ષા છોડી સરસ્વતીની સેવાનું અસિ-ધારા વ્રત લીધું, જેણે એ વ્રત આચરતાં ચાર આનાના દુધપૌંવા પર દિવસો ગુજાર્યા, જેણે ન છુટકે નોકરી સ્વીકારતાં આંસુ સાર્યાં, તે સાહિત્યસેવક નરરત્નની કીંમત આપણે કયાથી આંકી શકીએ ? એને મન સાહિત્યની સેવા પ્રાણસમી હતી; આપણે ઘણાને તો તે માત્ર શોખ છે. આપણે એની મહત્તા કેમ માપી શકીએ ?

નર્મદના જીવનના કઠણ પ્રસંગો જોઇએ છીએ, અને હાલના સમયનો વિચાર કરીએ છીએ ત્યારે આપણા સાહિત્યપ્રેમ તરફ તિરસ્કાર આવ્યા વિના નથી રહેતો. પચાસ વર્ષ પહેલાં એણે નિર્ધનતાનાં આકરાં વ્રત લીધાં; પચાસ વર્ષ પહેલાં એણે અંતરમાં એવી અમર આશા ધારી કે સાહિત્યનું અરુણું પ્રભાત ઝટ ઉગશે. અને છતાં આજે પચાસ વર્ષ પછી પણ, મુંબાઈની સમૃદ્ધિ ને સંસ્કાર છતાં—એવો સમય નથી આવ્યો કે જ્યારે એક પણ સાહિત્યક સરસ્વતીની સેવામાંથીજ પોતાના નિર્વાહ પુરતું પેદા કરે. દુધપૌંવા પર રહેનાર નર્મદની ભીડની કીંમત કરનાર પચાસ વર્ષ પર હતા—આજે આ કઠણ યુગમાં તેવા કોઇ

મળે કે કેમ એ સંશયની વાત છે. આ અતિકૂલ પરિસ્થિતિએ કેટલા ઉગતા સાહિત્યકોને ડામ્યા હશે અને આજીવિકા મેળવવામાં તેમના આત્માની હરરાજી કરાવી હશે ?

ગુજરાતના જીવનમાં નર્મદનું સ્થાન મોટું છે. ગઈ દલપત જયંતીને પ્રસંગે મેં એ કવિને Last of the Ancients કહ્યો હતો. આજે તેની જયંતી આપણે ઉજવીએ છીએ, તેને First of the Moderns કહેવો ઘટે છે.

આપણા આધુનિક સાહિત્ય મન્વંતરનો એ મનુ હતો. આજના સાહિત્યના શોખીનને એ મનુની મુશ્કેલી ને શક્તિનો ખ્યાલ આવવો અઘરો છે. તે જન્મ્યો ત્યારે ગત મન્વંતરના પ્રભાવશાળી કવિરાજ દયારામ પોણોસો વર્ષની જઈફીમાં જીવન ગાળતા હતા. એ યુગનાં આંદોલનો ઝીલતા દલપતરામનો બાલ્યકાલ હતો. અંગ્રેજી કેળવણી ને વિચારોનો સંચાર થવા લાગ્યો હતો. જીવનમાં નવચેતને અનેરો ઉત્સાહ પ્રેરવો શરુ કર્યો હતો. અને છતાં ગુજરાતીમાં પિંગળ નહોતું, કોષ નહોતો, ગદ્ય નહોતું, આત્માનુભવનું કથન કરનારા કવિઓનો સંપ્રદાય નહોતો.

નર્મદે નવા સાહિત્ય યુગના સ્રષ્ટાનું પદ સ્વીકાર્યું. એકલે હાથે તેણે ગુજરાતી પિંગળને સજીવન કર્યું. અનેક વર્ષો થયાં ફાંફાં મારતી પરિષદો ન સાધી શકી એવું કોષ રચવાનું ભગીરથ કામ તેણે એકલે હાથે કર્યું. કવિતાનાં ક્ષેત્રમાં જુસ્સો, ને પ્રેરણા આણ્યાં. તેણે અંતરના ઉમળકા અનિયંત્રિત ભાષામાં ઉચ્ચારવાનો કવિઓનો અધિકાર સિદ્ધ કર્યો, તેણે સમયનાં આંદોલનોને સચોટ ને પ્રતાપી ભાષામાં મૂર્તિમંત કર્યાં.

હાલનો જમાનો–બધી પૃથ્વી પર ગદ્યનો છે. શિષ્ટ ને પ્રતાપી ગદ્ય એજ સંસ્કારી લોકની શોભા છે. ગુજરાતમાં–વેપારીની હુંડીઓ ને ચોઠીઓ બાદ કરીએ તો–ગદ્ય નિર્જીવ હતું. તે નિર્જીવ ગદ્યને નર્મદે

સજીવ કર્યું. જે ગદ્યથી ગાંધીજીએ ગુજરાતને ભવિષ્યના ઇતિહાસમાં અમર કર્યું તેનો પાયો નર્મદે પચાસ વર્ષ પર નાખ્યો.

તે કવિ હતો—ઉત્તમ પ્રકારનો. જુસ્સા ને ઝનુનમાં કાવ્યની કુમળી રેખાઓ તે ઘણી વાર કઠણ કરી દેતો. પણ એક એક રસ ઉપજાવવાની તેની શક્તિ કૈં ન્યારીજ હતી. વાચકને તે વિધવાના દુઃખે રડાવતો, વીરની હાક ધસાવતો, ઋતુરાજના નિમંત્રણે નચાવતો—જરા કલાની દૃષ્ટિએ અયોગ્ય જુસ્સાથી, જોરથી, જીદથી એની પીંછી પર ઘણી વખત રંગ ઘાડો થઇ જતો. પણ તેની કવિતામાં ડોળ નહોતો, કૃત્રિમતા નહોતી, અસર કરવાની ઉત્કંઠા નહોતી. સદૈવ તેની કવિતા તેના પ્રતાપી હૃદયના ધગધગતા ઉંડાણમાંથી લાવા રસ નીકળતો હોય તેમ નીકળતી. અને એ ધગશ ન્યાયની, શૌર્યની, પ્રેમની, સ્વતંત્રતાની હતી; અસત્ય અને જુલમને તે પ્રજાળતી. સાહિત્ય રચવા માટે તેને પ્રયત્ન કરવો પડતો નહીં. તેની સંસ્કારી ને પ્રતાપી લેખિનીમાંથી જે નીકળતું તે સાહિત્ય. સાહિત્ય સરજવું એજ એના આત્માનો પ્રથમ ને સ્વાભાવિક આનંદ હતો.

નર્મદ ગુજરાતનો આદ્ય સાહિત્યક છે. નર્મદનું સ્થાન કવિ તરીકે મોટું છે—પણ સાહિત્યક તરીકે તેથી પણ મોટું છે.

૧૭૮૯ માં ફ્રાંસમાં થએલા મહાવિપ્લવે ધર્મગુરુઓની સત્તા તોડી ત્યારથી સુધરેલા સમાજોનું ગુરુપદ સાહિત્યકોના હાથમાં આવ્યું. દરેક વિષયમાં, દરેક જાતની રીતભાતમાં, દરેક પ્રશ્નમાં સાહિત્યકની લેખિનીની સત્તા પ્રબલ થતી ગઇ.

"આ સંપ્રદાય મુશ્કેલીઓ છતાં હસ્તીમાં આવ્યો" જોન મોર્લી ડીડેરોના જીવનચરિત્રમાં લખે છે, "તેની અસર ઝપાટાબંધ પ્રસરી. તેણે ધાર્મિક સત્તાધારીઓનો સુનો પડેલો વારસો સંપૂર્ણ રીતે કબજે કર્યો. આ સંપ્રદાય કોનો હતો? આ સાહિત્યક કોણ? જીર્ણ કટાક્ષમય

સૂત્રોથી કોઇ કટાક્ષકાર તેનું વર્ણન ભલે કરે; ભલે વિદ્યાપીઠોના ડાહ્યલાઓ એને સરસ્વતી સંપ્રદાયનાં રહસ્યો ખુલ્લાં કરતાં એક છીછરો પાપી લેખે; ભલે સમાલોચનાની શુષ્કતામાં પોતાની રુપાળી બુદ્ધિને લડાવ્યા કરનારને બુદ્ધિની ફક્કડાઇમાં મોજ માનનાર એને તિરસ્કારે; છતાં સામાજિક ક્રાંતિના સમયમાં સાહિત્યકે પોતાનું કર્તવ્ય બજાવવાનું છે. મહાન સુવ્યવસ્થિત વિચાર કરનારા જ્ઞાનીથી અને પ્રતાપી કલ્પનાત્મક સાહિત્યસ્રષ્ટાથી તેને નીરાળો ગણવાનો છે. તત્ત્વજ્ઞાનના વિશાલ વિચાર, કે કવિતાના દિવ્ય ઉલ્લાસ પર ચઢી તે વ્યોમમાં વીહરતો નથી પણ આ વિચાર ને ઉલ્લાસના કેટલાક વિભાગો, ને તેથી નીપજતા નાના મોટા વિચારો પ્રસારે છે...... એને સર્વાંગી સિદ્ધાંત નથી, ઐતિહાસિક સંસ્કાર નથી; સફલ અભ્યાસ નથી; અને સચોટ, સર્વગ્રાહી દૂરગામી એકાગ્ર નેમ નથી. એની પ્રવૃત્તિનું લક્ષણ તો પ્રસારકતા છે. સમાજને ગ્રહી શકે એવી છુટીછવાઇ ભાવના એ લોકપ્રિય કરે છે; સાહિત્યનાં જુદાં જુદાં સ્વરુપોમાં એવી ભાવનાઓ રજુ કરી જમાનાનું ધ્યાન ખેંચે છે; દરેક આચાર, નીતિ, ને અભિપ્રાય પર છુટો છુટો અનુભવસિદ્ધ નિર્ણય રજુ કરી માણસોને દોરે છે."

ગુજરાતમાં આ નવા સંપ્રદાયનો સ્થાપક નર્મદ હતો. જે સંપ્રદાયે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધિવાન કર્યું છે, જે સંપ્રદાયમાં મણિભાઇ જેવા સૂક્ષ્મદર્શી જ્ઞાની અને ગોવર્ધનરામ જેવા સબળ કલાકારને પણ ભળવું પડ્યું, જે સંપ્રદાયે તોફાન ને દુઃખ વિના આપણું સામાજિક વાતાવરણ સ્વતંત્ર કર્યું ને ધર્મની ઝનુન વિના આપણી સાંસ્કારિક અસ્મિતા ફરી પ્રગટાવી—આ સંપ્રદાયમાં નર્મદ પ્રથમ અને શ્રેષ્ઠ હતો.

નર્મદ 'સુધારક' હતો—અને પાછળથી તેના વિચાર બદલાયા. કેટલાક લોકો આ વર્તણુંક માટે તેને દોષ દે છે; હું માનું છું કે આ વર્તણુંકજ તેની મહત્તા સિદ્ધ કરી આપે છે. જ્યારે અંગ્રેજી કેળવણી

દરેક સંસ્કારી યુવક લે છે ત્યારે તેની આંખો તેજથી અંધ થઈ જાય છે. તેને અંગ્રેજી પુસ્તકમાંના સિદ્ધાન્તો સોનામહોર જેવા લાગે છે; તેને પોતાના સંસારની રચના કઢંગી ને વિષમ લાગે છે. તેનામાં જો ઉત્સાહ હોય, વીરતા હોય તો તે પોતાના કઢંગી સંસારને પાશ્ચાત્ય ધોરણે ઘસાવવા તલપી રહે છે. પણ જ્યારે તે પાશ્ચાત્ય સામાજિક વ્યવહાર જુએ છે, જ્યારે તેનાં રહસ્યો પારખે છે, જ્યારે તેનામાં સ્વસંસ્કારની અસ્મિતા પ્રગટે છે ત્યારે તેને ભાન આવે છે કે પરદેશી રીતિ અનુકરણીય નથી એટલુંજ નહીં પણ ભયંકર છે. કોલેજના વાતાવરણમાં, મીલની 'સ્વતંત્રતા'ના સિદ્ધાન્તો વાંચતાં, ન્યાતશીરસ્તો પાપની પ્રતિમા લાગે છે, તેને તોડવાને મન આતુર બને છે. પણ પાશ્ચાત્ય વર્ણવિભાગ–વિષયલાલસા તૃપ્ત કરવાની સાધનસંપન્નતા પર રચાએલો વર્ણવિભાગ તે જુએ છે; આર્યાવર્તમાં શુદ્ધતા ને સંસ્કાર પર રચાએલા વર્ણવિભાગ સાથે સરખાવે છે–ત્યારેજ તેની ખાત્રી થાય છે કે,

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।

નર્મદ વીર હતો, અને તે સમાજ સુધારવા મથ્યો. તે તત્ત્વદ્રષ્ટા હતો, અને તેને સ્વસંસ્કારમાં રહેલું રહસ્ય સમજાયું. એટલુંજ નહીં, પણ પરસંસ્કાર વીસારી નાંખી, સ્વસંસ્કારને પુનર્જીવન આપનાર મહા ગુજરાતીઓની અનંત માળાં જે અનાદિ કાલથી ચાલી આવે છે તેનો એ મણકો થઈ રહ્યો.

ઇતિહાસ કાલની શરુઆતથી ગુજરાતને નશીબે પરસંસ્કાર ઝીલવાનું, તેનું વિષ જેરવવાનું, સ્વસંસ્કારને સજીવન કરી સાંસ્કારિક અસ્મિતાની સ્થાપના કરવાનું મહાકર્તવ્ય લખાયું છે. કુશાવર્તના પણિકોએ આ પવિત્ર ભૂમિમાં આ પ્રયોગ શરુ કર્યો તે પરશુરામે પુરો કર્યો. તોફાની આર્યાવર્તમાં કંસમર્દન શ્રીકૃષ્ણે આર્યસંસ્કાર ફરીથી સ્થાપ્યા, મધ્યકાલીન ઇતિહાસમાં મૂલરાજ સોલંકીએ પરસંસ્કારનું વિષ જેરવી ગુજરાતને

સ્વત્વ આપ્યું. મુસલમાનોના આક્રમણના ભણકાર વાગતાં હેમાચાર્યે પરસંસ્કારને દૂર રાખવા પાળ બાંધી; અને હીરવિજયસૂરિએ ગુજરાતે સંઘરી રાખેલા આર્યસંસ્કારના બળથી બાદશાહ જલાલુદ્દીન અકબરને વશ કર્યાં. તેમજ જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિના ડંખથી ગુજરાત ઘેલું થયું ત્યારે શંકરસમા નર્મદે તે વિષ ગળે ઉતાર્યું—જેરવ્યું, ને સ્વસંસ્કારનો રસ અનુભવ્યો. જે કેશવચંદ્ર સેને બંગાળમાં કર્યું—તે નર્મદે અહીંઆં કર્યું. રામકૃષ્ણ પરમહંસ ને સ્વામી વિવેકાનંદે તે આ પ્રાન્તમાં સાહિત્યકોના શિરોમણી મણિલાલ નભુભાઇએ કર્યું. અને બંગાલ ત્રીજું ડગલું લઇ, સાંસ્કારિક આસ્મતાને સુદૃઢ કરી અરવિંદની પાછળ આગળ વધે તેનાં અનેક દશકો પહેલાં ગુજરાતે દયાનંદ સરસ્વતીને આખા હીંદમાં સ્વસંસ્કાર જગાવવા મોકલ્યા. અને આજે આર્યસંસ્કારનો પયગંબર યેરોડા જેલની મૌનાત્મક વ્યાસપીઠ પરથી સૃષ્ટિને એ સંસ્કારો શીખવી રહ્યો છે.

આ સાંકળમાં નર્મદ એક નાનોસુનો મણકો નથી. અને જ્યાં સુધી ગુજરાત ઇતિહાસમંદિર ગજવશે ત્યાં સુધી એ ખણખણાટ સંભળાશે.



## પ્રેરકતા



સન્નારીઓની સભાને શીખ દેવાનો પ્રયત્ન પુરુષ કરે તો એ ધૃષ્ટતા ગણાય. પુત્ર તરીકે, ભાઈ કે મિત્ર તરીકે, પિતા કે વડીલ તરીકે તે સ્ત્રીનાં વચનો વીણી ડહાપણનો ભંડાર ભેગો કરે છે; તેની સહાનુભૂતિનું બખ્તર સજી બહાર પડે છે. એ જો તમારે માટે બે બોલ કહી શકે તો તમારે માટે તો નહીં જ—માત્ર પોતાને માટે. આધુનિક પુરુષોની એક પ્રથમ યાચના વિશે હું બે બોલ કહેવા માગું છું. એ યાચના સ્વીકારવામાં જેટલું મોટપ તમારું છે, તેટલુંજ યાચના કરવામાં અમારું છે. હીંદનો સ્ત્રી વર્ગ તે યાચના હજુ પુરેપુરી રીતે સમજ્યો નથી; નિર્બલતા દેખાઇ જાય એવી બીકથી પુરુષ વર્ગ તેને ઉચ્ચારી શકતો નથી અને સમસ્ત પૃથ્વીમાં દેશના ગૌરવનો ડંકો વગાડવા તત્પર થએલા હીંદીઓમાં એથી મોટી ઉણપ રહી જાય છે. એક અંગ્રેજી લેખક સ્ત્રી વર્ગના બે ભાગ કરે છે. એક વર્ગ દાસીનો—જે પુરુષની સેવા પાછળ જીવન અર્પે, તેના વ્યક્તિત્વમાં પોતાનું વ્યક્તિત્વ શમાવી દે, અને મુંગે મોઢે અને ધૈર્યશીલ હૃદયે સંસારનો ભાર વહે તેનો. બીજો 'ડાલી'—ઢીંગલીઓનો, જેને પુરુષો શણગારી બહાર કાઢે, જેને હીરામોતીએ સાચવવા પાછળ સતત પ્રયત્ન કર્યા કરે, જેને હસાવવામાં ને ખેલાવવામાં

પોતાનો ફુરસદનો વખત કાઢે તેનો. દરેક દેશના સ્ત્રી વર્ગમાં ઘણુંખરું આ બેજ વિભાગ દેખાય છે. 'દાસી' ફુલાય છે કે હું જીવન સર્વસ્વ અર્પી પુરુષને મદદ કરું છું. 'ઢીંગલી' ધારે છે કે હું પૈસા ખર્ચ કરવાનું સાધન બની પુરુષના કોડ પુરું છું. આ બન્નેના મગજમાં ભ્રમણા છે. પુરુષ પોતાનાં સ્ત્રીસંબંધીઓ પાસે સેવાની કે શોખની આશા રાખતો નથી; તેને માત્ર દાસી કે ઢીંગલી જોઇતી નથી. દરેક સ્ત્રી સંબંધીમાં–માતા, પત્ની, ભગિની, પુત્રી કે મિત્રમાં–તે કાર્યપ્રેરક દેવી શોધે છે.

દરેક પુરુષ શિવાજી મહારાજની માફક ભવાનીને–પોતાના સ્ત્રી-સંબંધીને ચરણે પડી પ્રાર્થના કરી રહે છે. તેને માત્ર આશિષ નથી જોઇતી; તેને એકલી અમીદૃષ્ટિ નથી જોઇતી; તેને તો પ્રેરણારુપી તેજસ્વી સમશેર જોઇએ છે, અને જ્યારે તેને ભવાની ન મળે કે તેની ભવાની તલવાર આપી ન શકે ત્યારે તે ઉઠી, જીવન–રણમાં ઝંપલાવે છે–નિરાશામાં ને નિષ્ફલતામાં.

સ્ત્રીપુરુષના પરસ્પર વ્યવહારમાં આ દૃષ્ટિબિંદુ હંમેશાં વીસરાય છે. પરાપૂર્વથી પુરુષ એ દેવીભક્ત છે; અને સંસ્કારની પ્રગતિ જેમ થતી જાય છે તેમ આ ભક્તિમાં સંપ્રદાય મજબુત થતો જાય છે. સ્ત્રીઓ પોતાનાં સંતાનોની કુશળ માતા થાય, તેમનો કઠણ કે નિરસ સંસાર ચલાવે, સમાજસેવાનાં વ્રત લે, એ બધી આશા પુરુષો રાખે છે ખરા; પણ ખરેખરી યાચના તો સદાએ પ્રેરણા માટે તેઓ કરે છે. આ એક કલ્પનાવિલાસી લેખકની શબ્દરચના નથી; પણ અનેક હૃદયોના સમાગમ, અનુભવ ને નિરીક્ષણથી નીપજેલું સત્ય છે.

ઘણા પુરુષો શુષ્ક ને ધંધાર્થી લાગે છે; છતાં તેમનાં નિરસ દેખાતાં અંતર સ્ત્રીની પ્રેરણા માટે જાણ્યે અજાણ્યે તલસે છે. કેટલાક સશક્ત અને પ્રતાપી દેખાય છે–છતાં તેમનાં દુર્જય હૃદયોના ગઢમાં એવાં બાકોરાં દેખાય છે કે જે સ્ત્રીની પ્રેરણા વિના પુરાતાં નથી.

કેટલાક ભાગ્યશાળી ભલે નિર્બળ ને હીંમતહીણા હોય; પણ તેમના આત્માની અડગતા સિદ્ધ થાય છે કારણ કે કોઇક સ્ત્રીની અદ્‌ભુત પ્રેરણા તેમના અંતરને ઉત્તેજી રહેલી દેખાય છે.

મેં ઘણાએ એવા જોયા છે કે જેમણે હીંમતથી, ખંતથી, નિશ્ચલતાથી જીવન ખેડ્યું છે, મહત્તા કે કીર્તિ મેળવી છે, અને નાનાં મોટાં કર્તવ્યો આદર્યાં છે. પણ ઘણાંને તેમનું જીવન લુખ્ખું લાગે છે; હીંમત નિશ્ચેતન લાગે છે; વિજય નિરસ લાગે છે. તેઓ ચારે તરફ માતાનો ભાવ, સ્ત્રીની ભક્તિ, બ્હેનનું હેત, પુત્રીનો પ્રેમ કે મિત્રની પ્રશંસા જુએ છે; પણ તેમાં પ્રેરકતા દેખાતી નથી. લોકો તેમનાં સુખની અદેખાઇ કરે છે;–તેઓ પોતે પોતાનું અકથ્ય દુઃખ અંતરમાંજ શમાવે છે. તેમનાં હૃદયમાં લીલાલહેર નથી, પણ વેરાનની નિર્જનતા છે; તેમને માત્ર ભાવ કે ભક્તિ, હેત કે પ્રશંસાથી સંતોષ થતો નથી. તેમને પ્રેરણા જોઇએ છે. અને તેને અભાવે તે નિશ્વાસ નાખી, કર્તવ્યપરાયણતાના અનંત સાગરમાં ડુબી મરવા પ્રયત્ન કરે છે. એક સબલ સ્ત્રીની પ્રેરણાથી તેમનું જીવન ફુલ્યું ફાલ્યું બનત; તેના વિના એ યંત્રવત નિર્જીવ થઇ રહે છે.

તમે બધાં–કોઇ ને કોઇ સંબંધમાં–કેળવાએલા પુરુષોના સમાગમમાં આવ્યાં હશો અને જો જરા મહેનત લઇ તેમનાં આંતરજીવન જોશો તો દેખાતી કે છુપાએલી આ અભિલાષા જોયા વિના રહેશો નહીં. જેમ જેમ ગુજરાતી રગોમાં ઉત્સાહ પ્રસર્યો જાય છે, જેમ જેમ ગુજરાતની માનવતા ખીલે છે, તેમ તેમ આ પ્રેરણાની અભિલાષા અસંતુષ્ટ રહેતી જોઉં છું ત્યારે મને અવર્ણનીય ખેદ થાય છે.

હું ઘણા ઉગતા યુવકો જોઉં છું; નવા જમાનાની રસજ્ઞતા, રસિકતા તેમને રોમે રોમ ભરી હોય છે; રામચંદ્રજી સમાં પત્નીપરાયણતાનાં વ્રત તેમણે લીધાં હોય છે. તે ઉભરાતા ભક્તિભાવથી પત્નીને

અંતરના મહા સિંહાસન પર બેસાડી, તેને કાલ્પનિક ગુણો અર્પે છે; પણ વર્ષે-બે વર્ષે દેવીમાંથી દૈવી પ્રેરણા મેળવવાની આશા તે ખુએ છે; સંસાર સોહામણો મટી સામાન્ય થાય છે; જુવાનીનાં સ્વપ્નાં નષ્ટ થાય છે; અને જીવન યુદ્ધમાં તેને ઉત્સાહ રહેતો નથી. આવા એક નહીં પણ અનેક દાખલા મેં જોયા છે.

તેજ પ્રમાણે દરેકની ઓળખાણમાં એવી કોઈ એક સ્ત્રી જડશે કે જેનાં તરફ પિતા, પતિ, ભાઈઓ. દેખીતા કારણ વગર વળે; જેનું પવિત્ર આતિથ્ય સ્વીકારવા અનેક મિત્રો ખેંચાઈને જાય; જેની પ્રેરકતાના પ્રભાવથી અનેક સંસારો સુધરે, અનેક પુરુષો અણધાર્યાં કાર્યો આદરે. રોમન બંધુઓ ગ્રેકાઈની માતા; કેસરભીના કંથની કોડીલી રજપુત વીરાંગના; નયનતેજે ઉત્સાહને શક્તિ પ્રેરતી કોઈ બીએટ્રીસ સમી સખી; જેરીમાં પણ ઝનુન પ્રગટાવનાર કોઈ દેવયાની સમી પુત્રી-આ આદર્શ મૂર્તિઓને પોતાના સંસારમાં મેળવવાને કયો પુરુષ તલસતો નથી? આવી સ્ત્રી કયા પુરુષની કલ્પનામાં રમી નથી રહેતી? જીવનમાં-માતા, પત્ની, ભગિની, પુત્રી કે મિત્ર સ્વરૂપે આવી સ્ત્રી મળે ન મળે એ નસીબની વાત; પણ આ સદ્‌ભાગ્ય મેળવવા વલખાં તો દરેક સંસ્કારી પુરુષો મારે છે; આવી પ્રેરણા મૂર્તિ પ્રાપ્ત કરવી એજ પુરુષો-ના જીવનનું ધ્યેય હોય છે. ઘણાં આ નિર્બલતા કબુલ કરશે નહીં; ઘણા પથ્થરની કોઈ મૂર્તિને સોને મઢી જેમ તેમ સંતોષ માને છે; કેટલાક વલખાં મારતા અવળે માર્ગે ચઢે છે.

કવિ નાનાલાલે પ્રિયતમાની પ્રેરકતાનું એક અદ્‌ભુત શબ્દચિત્ર 'વસંતોત્સવ'માં આપ્યું છે તે દરેક સ્ત્રી સંબંધીની પ્રેરકતા માટે થોડા ફેરફાર સાથે વાપરી શકાય એમ છેઃ-

"કરુણા ભર્યાં રૂપાકટાક્ષ,
નિર્મલા વિલાસવૈભવ,
સ્નિગ્ધ કોમળું હૃદય,
સ્વર્ગગીત ગુંજતો આત્મા.

અનંત વિશ્વનો સાર,
મધુર પ્રેમ, પ્રભુતા;
પ્રિયતમે! તમારા નયનમાં,
મેં તે સહુ દીઠું છે."

પણ આટલેથી કોણ સંતોષ પામે? એમાંથી પ્રેરણા ઝરવી જોઇએ. કવિ આગળ કહે છે—

'તેમના આદેશ ઉકેલવા,
તે નયનનાં સંદેશ સમજવા;
તે જીવનની સૌભાગ્યશોભા છે."

આ આદેશ ઉકેલાવવાની શક્તિ, આ સંદેશ સમજાવવાની કલા તે પ્રેરકતા, તેજ જીવનની સૌભાગ્ય શોભા, તેજ દરેક પુરુષની યાચના, તેજ દરેક સ્ત્રીના દેવી પદની મહત્તા. અને જો ગુજરાતમાં ઉછળતા ઉત્સાહને મૂર્તિમાન કરી તેને ઇતિહાસમાં અમર સ્થાન અપાવવું હોય તો તમારું એજ પરમ સાધન છે.

આધુનિક સ્ત્રીઓ આ સાધન વાપરશે નહીં કે વાપરતાં શીખશે નહીં ત્યાં સુધી આધુનિક સંસ્કારોને ઝીલી રહેલા પુરુષ હૃદયનો સંબંધી થવાનો–તેનાપર સામ્રાજ્ય ભોગવવાનો તેમનો અધિકાર રહેવાનો નથી.



# ઐતિહાસિક દષ્ટિબિંદુ

જીવંત ઇતિહાસ એ જનમંડલના આત્મવિકાસમાં ઘણીજ અગત્યની વસ્તુ છે. જે જનમંડલનો ઇતિહાસ નથી તેને ભૂત: જીવનમાં ગર્વ નથી હોતો, વર્તમાન જીવનમાં રસ નથી હોતો, ને ભાવિ જીવન માટે હોંસ નથી હોતી.

સમાજ ને જીવનના પ્રશ્નો ઉકેલવાની ઇચ્છા ઇતિહાસે દર્શાવેલા દષ્ટિબિંદુ વિના નિરર્થક છે; કારણ કે જ્યાં સુધી એ દષ્ટિબિંદુથી પ્રશ્નોનું નિરાકરણ કરવામાં આવે નહીં ત્યાંસુધી સમાજ અને જીવનનો પ્રવાહ સ્વાભાવિક ને સરલ માર્ગે વહેવડાવવાની આશા સદાએ નિષ્ફલ જાય છે. ઇતિહાસની મદદ વિના સામાજિક કે આર્થિક મુશ્કેલી ફેડવાના પ્રયત્નો કરવા એ બાધા લઈ રોગ ટાળવા જેવું છે. સોમાં બે જણ બાધા માને સારા પણ થાય. પણ તે ઉપાયની મદદથી તો નહીંજ. અને જેમ રોગ ટાળવાના ખરા ઉપાયો તે રોગના ઇતિહાસ જાણવાથીજ જડે છે, તેમ સમાજ અને જીવનના રોગો પણ તેના ઇતિહાસની સમજ વિના સમજાતા નથી ને મટાડાતા નથી. જેઓ જાણે છે કે એક જનમંડલ જીવંત વ્યક્તિ છે, તેનાં જન્મ, જીવન ને મરણને માણસને લાગુ પડતાં

નિયમો જેવાજ નિયમો લાગુ પડે છે, અને તેની પ્રગતિ પણ મનુષ્યની પ્રગતિની માફકજ થાય છે-તેઓને એમ સ્પષ્ટ જણાયા વિના રહેશેજ નહીં, કે જ્યાં સુધી એ જીવંત વ્યકિત કયે ધોરણે ઘડાઈ છે તે, અને તેના વિકાસનો પ્રકાર અને ઉદ્દેશ સમજાય નહીં ત્યાં સુધી તેનું જીવન ધારેલી દિશામાં લઈ જવું કે કેળવવું એ કેવળ અશક્યજ છે.

પણ ઇતિહાસ શબ્દ એવા એવા અર્થમાં વપરાય છે કે આ સંબંધમાં તેનો યથાસ્થિત અર્થ ધ્યાનમાં રાખ્યા વિના તેનું દૃષ્ટિબિંદુ શું તે નક્કી થાય એમ નથી.

રાજ્યારોહણની તિથિના સમૂહોને, રાજાવલિની પરંપરાને, વિગ્રહોની ભયાનક વિગતોને ઇતિહાસનું નામ અપાયું છે. ઘણી વખત કોઇ મહાન વિજેતા કે પ્રભાવશાળી રાજ્યસત્તાના ગુણ ગાવામાંજ ઇતિહાસની શોભા મનાઇ છે. આપણે કેવા પ્રકારના જંગલી છીએ; આપણી સંસ્કૃતિ કેવા અધમ પ્રકારની છે; અંગ્રેજોએ કેવી સફાઇ ને સરલતાથી આપણા ઉપર સત્તા બેસાડી; આપણે લોકશાસન માટે કેવા નાલાયક છીએ-એ સિદ્ધાંતો સાબીત કરવા માટે પણ આપણા શુભેચ્છક પરદેશીઓએ કેટલાક ઇતિહાસ લખ્યા છે. તેમજ દુનીઆમાં આપણે કેવા શ્રેષ્ઠ ને અપૂર્વ છીએ એ પુરવાર કરવા પણ કેટલાક શુભેચ્છક સ્વદેશીઓએ ઇતિહાસ લખવા માંડ્યા છે.

મોટા જગવિખ્યાત ઇતિહાસકારોએ ઇતિહાસનો જુદો જુદો અર્થ કર્યો છે. પુરાણકારોએ ઇતિહાસનાં લક્ષણો, સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતર અને વંશાનુચરિત ગણ્યાં છે. હીરોડોટસે રસિક વાર્તાવલિને ઇતિહાસ કહ્યો છે, કાર્લાઇલે મહાપુરુષોનાં જીવનમાંથી પ્રસરતા તેજનું પ્રતિબિંબ તેજ ઇતિહાસ એમ માન્યું છે.

આધુનિક ઇતિહાસકારોએ આ આદર્શોને હલકા ગણી તિથિઓ, વિગ્રહો ને રાજાઓના રાજ્યાભિષેકની યાદમાં છુપાએલા જીવનપ્રવાહની

દિશા અને અભાવ આંકવાના પ્રયત્નો કરવા માંડ્યા છે. ઇતિહાસને રાજાઓના યશોગાનની ભૂમિકા પરથી જનસમાજની પ્રગતિની કથાની ભૂમિકા ઉપર આણવામાં આવ્યો છે. છતાં પણ જુદાં જુદાં સમયનાં સ્ત્રી-પુરુષોની રહેણીકરણી, તેમના રીતરીવાજો તથા તેમની આર્થિક અને રાજકીય સ્થિતિનાં વર્ણનમાંજ ઇતિહાસનો હેતુ સમાઇ જાય છે. એ માન્યતા પણ અમને વાસ્તવિક લાગતી નથી. આવા પ્રકારનાં વર્ણન ઘણાં ઉપયોગી થઇ પડે છે, ને ઇતિહાસ માટે જરૂરી વિગતો પુરી પાડે છે, પણ સામાજિક જુના કાલનાં આ સંગ્રહસ્થાનોને ઇતિહાસની અમૂલ્ય ઇમારતનું નામ અપાય નહીં.

"ઇતિહાસ"ના અર્થનો વિચાર કરતાં પહેલાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે ઇતિહાસ ગમે તે જનસમૂહનો હોઇ શકે નહીં; પણ જ્યારે એક જનસમૂહ કોઇ એક કારણે નીરાળો પડે ત્યારેજ તેના ઇતિહાસનો આરંભ થાય છે. આનાં કારણો ત્રણ છે:—(૧) આત્મરક્ષણ માટે એકત્રવાસ (૨) આર્થિક યા ભૌગોલિક સ્વાસ્થ્ય ભોગવતા પ્રદેશમાં વસવાટ, અથવા (૩) એક રાજ્યચક્રની આધીનતા. આ ત્રણ-માંથી ગમે તે કારણસર જુદા જુદા જનસમૂહો એક બીજાથી જુદા પડી નીરાળા બને છે. ગ્રીક અને આર્યોનો ઇતિહાસ તે નીરાળી પડેલી એકત્રવાસ કરતી જાતિનો ઇતિહાસ છે. હીંદનો ઇતિહાસ તે આર્થિક અને ભૌગોલિક સ્વાસ્થ્ય ભોગવતા એક દેશમાં વસતા જનસમૂહનો ઇતિહાસ છે. બ્રીટીશ સામ્રાજ્યના ઇતિહાસનો વિષય બ્રીટીશ રાજ્ય-ચક્રની આધીનતા ભોગવતાં મંડલો છે.

જ્યારે ઉપલાં ત્રણમાંથી એક કારણને લીધે એક જનસમૂહ બીજાથી જુદો રહેવા માંડે છે, જ્યારે તે સમૂહનાં સ્ત્રી પુરુષો પરસ્પર સંબંધને લીધે એકજ પ્રકારની ભાષા ઉપજાવે છે, જ્યારે તેઓ પોતાને યોગ્ય રહેણીકરણી, રીતરીવાજો તેમજ વિચારની સામાન્ય પ્રણાલિ-

કાઓ બાંધી સમગ્ર (Collective) જીવનની શરુઆત કરે છે ત્યારે, આ નીરાળો સમૂહ સ્પષ્ટ બની જનમંડલ તરીકે વ્યક્તિત્વ પામે છે. આ વ્યક્તિત્વ તે સમુદાયનાં સ્ત્રીપુરુષોના દેશકાલને લઇને ઘડાએલા સ્વભાવ અને બુદ્ધિના વલણના દેશરંગે રંગાએલું હોય છે, અને આખો સમુદાય આ વ્યક્તિત્વનો, વાણી અને કર્મ તેમજ સામાજિક ને રાજકીય સંસ્થાઓ દ્વારા વિકાસ કરવા જાણે અજાણે મથન કરે છે. અને તેમ કરતાં, તે પોતાની વિશિષ્ટ સંસ્કૃતિને જન્મ આપે છે, પરિણામે જે માત્ર સહવાસના બંધનથી બંધાએલો જનસમૂહ હતો તે સમાન સંસ્કારની એકતાનતા મેળવી સંસ્કારાત્મક વ્યક્તિ (Cultural unit) બને છે.

આ સ્થિતિએ પહોંચ્યા પછી તે સમુદાયને પોતાના લાક્ષણિક સંસ્કારોનું ભાન થાય છે; અને તે સાંસ્કારિક અસ્મિતા પ્રાપ્ત કરે છે. આ જનમંડલનાં સ્ત્રીપુરુષો પોતાના સંસ્કારો માટે ગર્વ ધારે છે, તેને શુદ્ધ કરવા મથે છે; તે સચવાય ને ખીલે તેવી સંસ્થાઓ સ્થાપે છે. તે તેમનાં સંતાનોમાં દઢ બનાવવા કેળવણીની પદ્ધતિ શોધી કાઢે છે; તેનો નિરંકુશ વિકાસ થાય એવું રાજ્યતંત્ર સ્થાપે છે; અને સાહિત્યના મંદિરમાં તેની વિશુદ્ધ અને અમર મૂર્તિ ઘડી ભવિષ્યની પ્રજાની પ્રેરણા માટે મુકી જાય છે. એ સમુદાયની આવી સાંસ્કારિક અસ્મિતા તેજ એના જીવનનો હેતુ બનીને રહે છે.

જ્યારે જનસમૂહનું વ્યક્તિત્વ પ્રગટે છે ત્યારે તે સમૂહ ઇતિહાસનો વિષય બનવાને લાયક થાય છે; જ્યારે તે સંસ્કારાત્મક વ્યક્તિ બને છે ત્યારે તે ઇતિહાસનાં ખરાં સાધનો ઉપજાવે છે. જ્યારે તેમાં સાંસ્કારિક અસ્મિતા પ્રગટે છે ત્યારે તેના વ્યકિતત્વનું સ્વરૂપ, દિશા ને પ્રાબલ્ય નોખાં દેખાય છે, ને તેનો ઇતિહાસ ભવિષ્યની પ્રજાને ઉપયોગી થઇ પડે છે. આ નજરે જોતાં એક દેશ, એક જાતિ, કે એક પ્રજારુપે નીરાળા બનેલા જનસમુદાયના લાક્ષણિક સંસ્કારોમાં સમાએલું

વ્યક્તિત્વ તે સમુદાયનાં પરાક્રમો, સંસ્થાઓ, રીતિનીતિ, શાસનકલા ને સાહિત્યમાં વિકાસ પામે તેના ક્રમની નોંધ, તેનુંજ નામ ઇતિહાસ કહી શકાય. ઇમર્સનના શબ્દોમાં કહીએ તો "સમસ્ત જનસમૂહમાં રહેલા આત્માએ આદરેલાં કાર્યોની કથની તે ઇતિહાસ".

જ્યારે આપણા પૂર્વજો ઉત્તર ધ્રુવ કે મધ્ય એશીઆમાં ઢોર ચારતા હતા ત્યારે તેમનો ઇતિહાસ નહોતો. જ્યારે તેઓ નીરાળા બની આર્યને નામે પોતાને ઓળખાવા લાગ્યા, ત્યારે તે જનમંડલ તરીકે વ્યક્તિત્વ પામ્યા. તેઓએ જ્યારથી ઇંદ્રાદિ દેવને આરાધવા માંડ્યા, ને યજ્ઞોનો આરંભ કર્યો, ભાષા ઉપજાવી વેદની ઋચાઓ ઉચ્ચારવા લાગ્યા, પોતાના જીવનને યોગ્ય સામાજિક નીતિના નિયમો ને સિદ્ધાંતો રચવા માંડ્યા, ત્યારથી તેમનું વ્યક્તિત્વ સંસ્કારાત્મક થવા માંડ્યું, અને હીંદુ સંસ્કૃતિનો આરંભ થયો. તેઓ જેમ જેમ પોતાને અનાર્ય કરતાં વધારે શુદ્ધ ને સંસ્કારી માની નીરાળા ને શ્રેષ્ઠ માનવા લાગ્યા; જેમ જેમ સમાજની પ્રણાલિકાઓ, કેળવણીની પદ્ધતિ—અને જીવનના આદર્શો, તેમનું ઐતિહાસિક સાતત્ય અને લાક્ષણિક સંસ્કારો કાયમ રાખે એવા થવા માંડ્યા તેમ તેમ તેઓ સાંસ્કારિક અસ્મિતા અનુભવવા લાગ્યા. આખરે પોતાના સંસ્કારોનું ભાન એટલું તો સ્પષ્ટ થતું ગયું કે આપણા મંડલના વ્યક્તિત્વ (એટલે કે આત્મા)નો સદાય નવે રુપે વિકાસ કરવો એજ જીવનનું લક્ષ્ય થયું. આજ કારણસર હજારો વર્ષ વીત્યાં તોએ અનેક સામ્રાજ્યો અને સંસ્કૃતિઓ ઉદ્ભવી અને નષ્ટ થઈ ગઈ તોએ કાલના મોંમાંથી બચી જઈ આર્યાવર્તની શુદ્ધિ અને સાતત્યનું ભાન આપણે રાખી શક્યા છીએ.

આ પ્રમાણે જોતાં આખા દેશનાં જીવનના મણકાઓ આ વ્યક્તિત્વના સાતત્યને દોરે સરે છે. જે નર્મદાએ સત્યયુગમાં પતિને મરતો બચાવવા પતિવ્રતના બલથી સૂર્યનારાયણનો રથ થંભાવ્યો, તે આદર્શ

સતીની ભાવનાની કીંમતથી કરોડો સતીઓ આ દેશમાં ઘેરઘેર ગરીબી, દુર્ભાગ્ય, ને અન્યાયના સખત સપાટા સહે જાય છે. જે ત્યાગી અને તપસ્વી દધિચીએ દાનવોથી દેવોને બચાવવા પોતાના હાડકાંનું શસ્ત્ર બનાવવા દીધું તે મહાત્માને અનેક જનકવિદેહી, અનેક બુદ્ધ, અને અનેક દયાનંદના રૂપે દેખા દઇ, આખરે કાલસરિતાને ઓવારે ઉભેલા આપણા સાભ્રમતીના મહાન્ તપસ્વીમાં વ્યક્ત થએલા જોઇએ છીએ.

દરેક જનસમૂહની લાક્ષણિક ભાવનાઓ તેના જીવન અને સાહિત્યમાં વિકાસ પામે તેનો ક્રમ નોંધવો એજ ઇતિહાસનો વિષય ગણીએ તો ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ કોને કહેવાય તેનો તરત ખ્યાલ આવશે. આ ભાવના, "આત્મા" કે વ્યક્તિત્વ કેવે પ્રકારે એક જનમંડલમાં ભૂતકાલમાં પ્રગટ થયાં તે નક્કી કરી તેનીજ દૃષ્ટિએ આધુનિક જમાનામાં પ્રશ્નોનું નિરાકરણ કરવું, નવી ને વિષમ પરિસ્થિતિ સાથે સમાધાન કરવું, ને જીવનની કીંમત આંકી તેને વીકસાવવું એ ઐતિહાસિક સંપ્રદાયનું કાર્યક્ષેત્ર કહી શકાય.

આ પ્રમાણે જોતાં ઇતિહાસ કે ઐતિહાસિક દૃષ્ટિ નક્કી કરતાં, ઇતિહાસના વિષયરૂપ જાતિ, દેશ કે પ્રજા હોય તેની ચાર દિશાઓનું નિરીક્ષણ કરવું જોઇએ.

૧ દરેક જાતિ, દેશ કે પ્રજા વ્યક્તિત્વ પામે છે તે.

૨ તે વ્યક્તિ સંસ્કારાત્મક થાય તે.

૩ તે વ્યક્તિ સાંસ્કારિક અસ્મિતા પ્રાપ્ત કરે તે.

૪ પોતાના સંસ્કારો ને ધોરણેજ પોતાનો વિકાસ નક્કી કરે તે.

આ ચોથી દશા જનસમૂહને ઘણીજ અગત્યની છે. જેમ મનુષ્ય પરસંસ્કાર સ્વીકારવાથી પરતંત્ર ને નિરાધાર બને છે, અને જેમ આત્મવિકાસથીજ आत्मनेव आत्मना तिष्ठ રહેવાથી તે અપૂર્વ ને પ્રતાપી થાય છે તેમ જનસમૂહ પણ જો પોતાના નિયમો છોડી પરસંસ્કારોનું

અનુકરણ કરી પોતાનો વિકાસ કરવાનો પ્રયત્ન કરે તો ઉત્ક્રાંતિક્રમ ઉંધો ચાલવા માંડે છે. સાંસ્કારિક અસ્મિતા વીસરાતી જાય છે અને જે તાંતણે સમાજનું વ્યક્તિત્વ બંધાયું હોય છે તે તુટવા માંડે છે. પણ જો જનસમૂહ પોતાના સંસ્કારને ધોરણે પોતાનો વિકાસ નક્કી કરે તો સંસ્કારો ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા જાય છે, "આત્મા"ની ઉન્નતિ થાય છે, અને જનસમૂહ સંપૂર્ણ કલાએ શોભે છે.

આ દૃષ્ટિબિંદુ હીંદુઓ લગભગ ખોઈ બેઠા હતા. યુરોપીય વિદ્વાનના મત પ્રમાણે આપણો સંસાર સુધારવો, પાશ્ચાત્ય રાજ્યનીતિને ધોરણે આપણી રાજકીય ભાવનાઓ રચવી અને અંગ્રેજી લેખકોની ગણત્રીથી આપણા જીવનનું માપ લેવું; આ ગયાં પચાસ વર્ષમાં તો સર્વમાન્ય સિદ્ધાંતો પુરા થઇ રહ્યા હતા. પરિણામે આપણામાં એ માન્યતા ઘણે ઠેકાણે નજરે ચઢતી કે આપણે નિર્જીવ ને સંસ્કારહીણ છીએ, આપણો ઉદ્ધાર અંગ્રેજી કેળવણીથીજ થાય છે અને થવાનો છે, આપણો મોક્ષ પરદેશી સંસ્કાર સ્વીકારવામાંજ છે આ ઐતિહાસિક દૃષ્ટિબિંદુએ અક્ષમ્ય એવી માન્યતાએ આપણો ઉત્ક્રાંતિક્રમ ઉંધો વાળ્યો હતો. આપણને એવો પણ સંશય ઉભો થવા માંડ્યો હતો કે આપણા જનમંડલમાં વ્યક્તિત્વ નથી અને આપણા સમાજમાં કંઈ જીવન્ત તત્ત્વો નથી.

પણ આર્યાવર્તમાં રહેલા 'અમર આત્મા' ને આર્યોના લોહીમાં વહેતી સાંસ્કારિક અસ્મિતા આપણને આપણું ખરું દૃષ્ટિબિંદુ વીસરવા દે એમ નથી. અને ઐતિહાસિક દૃષ્ટિબિંદુ મેળવવા સાહિત્યકો ને નેતાઓ મથી રહ્યા છે. પણ આપણો ઇતિહાસ દરિદ્ર અવસ્થામાં પડ્યો છે. એટલે ખરું ઐતિહાસિક દૃષ્ટિબિંદુ ક્યાંથી સંભવે?

# જનસમૂહ અને જનમંડલ

સમગ્ર જનસમૂહ કેવી રીતે વિભક્ત જુદા જુદા મંડલોમાં વહેંચાઇ ગયો અને જાય છે તેની તપાસ એ ઇતિહાસનું જરુરી અંગ છે.

આ કારણથી જનસમૂહ કેવી રીતે પ્રગતિ પામ્યો, તેનો કંઈ આછો ચીતાર આપવો અસ્થાને નહીં ગણાય. અસલી અવિભક્ત જનસમૂહને જેમ જેમ જરુરીઆતો પડતી ગઇ તેમ તેમ તેનાં જુદાં જુદાં ટોળાંઓ દરેક દિશામાં પ્રસરી પોતાને ફાવતા પ્રદેશોમાં રહેવા લાગ્યાં; અને જે ગમી તે પ્રવૃત્તિ આદરી ગુજરાન કરવા લાગ્યા. આવા જનસમૂહને નિયમ નહોતા, સંસ્કાર નહોતા, એકતાનું ભાન નહોતું, ઇતિહાસ નહોતો; અને આમાંનું કંઈ હોય તો તેની આપણને માહીતી નથી. ખરું જોતાં જ્યારે આવાં એક ટોળાંએ એક પ્રદેશમાં સ્થાયી વસવાટ કર્યો ત્યારથીજ તેની જીંદગી શરુ થઇ. તે એક જનસમૂહનો વિભાગ મટી નીરાળું જનમંડલ બન્યું.

મધ્ય એશીઆમાં ઓક્સસ નદીનો કીનારો કે ઉત્તરધ્રુવ આગળ આર્યોનો પ્રથમ વાસ હતો તે વખતે તેઓ નીરાળું જનમંડલ બન્યા. ત્યાંથી છુટા પડ્યા પછી ગમે તેવી રીતે ગમે ત્યાં તેઓ વિહરતા; અને એક

બીજા વચ્ચે કે અભેદ્ય સંબંધ છે એવું કૈં ભાન રહ્યું નહીં. પણ આ આર્યોનું એક ટોળુ આવી હીંદમાં વસ્યું ત્યારે તે ટોળુ ફરીથી નીરાળા જનમંડલની દશા પામ્યું. અને તેજ પ્રમાણે દરેક જનમંડળનો જન્મ એક પ્રદેશમાં વસ્યાથીજ થાય છે.

## જનમંડલ એક જીવનવ્યક્તિ

જેમ માણસ જન્મીને વ્યક્તિત્વ પામે તેમ જનમંડલ આ ભૂમિકાએ પહોંચે ત્યારેજ વ્યક્તિત્વ પામે. આ જનસમૂહની પ્રગતિનું પહેલું પગથીયું છે; આ પગથીએ રહ્યા વિના કોઈ પણ જનમંડલનો ઇતિહાસ શરુ થતો નથી. યાહુદી લોકોને આપણે લોક કે પ્રજા, ભાગ્યેજ કહી શકીએ; કારણ કે હાલ કોઈ દેશના તે સ્થાયી વતનીઓ નથી. એક વખત જુડીઆમાં તે જનમંડલ તરીકે હતા; ત્યાંથી નીકળ્યા બાદ તે બીજા જનમંડલોમાં મળી ગયા, નહીં તો અટુલા પડી રહ્યા. એટલે માત્ર યાહુદી લોક—એ એક નીરાળી વ્યક્તિ છે એ કહેવું વાસ્તવિક નથી.

વ્યક્તિત્વ પામવું એટલે બાકીના સમૂહ કરતાં નીરાળાં લક્ષણો પોતાનામાં ઉપજાવવાં; તેને તેજ સ્વરુપે રહી, પોતાપણું છોડ્યા વિના બીજા જોડે સંસર્ગમાં આવી શકવાની ખુબીઓ ખીલવવી; આત્માવડેજ આત્મા વીકસાવવાની સ્થિતિએ પહોંચવા પ્રયાસ કરવા માંડવો; અને સ્થાનિક એકતાથી ઉદ્દભવતી લાગણીઓને સૂક્ષ્મ બનાવી બીજા બધાથી હું જુદો છું, દેશ અને કાલના સંબંધ વિના મારાપણું મારામાં છે એ ભાન—એ પ્રકારની અસ્મિતા પ્રગટાવવી.

આ વ્યક્તિત્વનો વિકાસ એ જીવન્ત સૃષ્ટિનો પહેલો નિયમ છે; અને તેથીજ જન જેટલો જીવતો છે તેટલુંજ વ્યક્તિત્વ પામેલું જનમંડલ જીવતું છે, આ વિકાસના નિયમ માટે હર્બર્ટ* સ્પેન્સર કહે છેઃ—

* Herbert, Spencer's Social Statistics.

"ઘણા માણસો એકઠા મળે ત્યારે જનમંડલ થાય–તેમાંના સ્વતંત્ર વિભાગો એકમેકનો આશ્રય વધારે ને વધારે લેતા જાય અને આ બધા વિભાગોની એક જીવતી વ્યક્તિ એવી થાય કે ગમે તે વિભાગને છેડતાં આખી વ્યક્તિને આઘાત પહોંચે–આ બધું વ્યક્તિત્વનો નિયમ સુચવે છે. જનસમાજ, માણસ તેમજ આખી જીવન્ત સૃષ્ટિ એ બધાનો વિકાસ એકજ લક્ષ્ય દેખાડે છે; વ્યક્તિપદ પામવું–એક વસ્તુ થવું."

## જીવન્ત વ્યક્તિનાં લક્ષણો

વ્યક્તિપદ પામતાં જનમંડલ જીવન્ત થવા માંડે છે. મનુષ્ય જીવન્ત વ્યક્તિ છે, મૂલ અર્થમાં શબ્દ વાપરીએ તો જન્તુ છે; તે વધે છે; શક્તિઓ ખીલવે છે; વધારે વધારે સ્પષ્ટ અસ્મિતા મેળવે છે; આસપાસની વસ્તુઓને અનુકુલ થઈ શકે છે; બીજી સમાન વ્યક્તિઓ સાથે રસાકસીમાં ઉતરી શકે છે. આ પ્રમાણે વ્યક્તિત્વ પામવા માંડતાં જનમંડલ પણ જન્તુનાં લક્ષણો ધારણ કરે છે, વધે છે, શક્તિઓ ખીલવે છે, અસ્મિતા પ્રગટાવે છે, પરિસ્થિતિને અનુકુલ લક્ષણો મેળવી શકે છે. આ બન્ને વ્યક્તિઓને ઉત્ક્રાન્તિના નિયમો લાગુ પડે છે; અને બન્ને તે પ્રમાણે પોતાની રચનામાં જોઇતા ફેરફારો જન અને જનમંડલ જાણી-વિચારીને કરી શકે છે તેથી એ બે ઉંચી અને એક પંક્તિની વ્યક્તિઓ છે.

માણસ અને જનમંડલની સમાનતા દર્શાવતાં હર્બર્ટ સ્પેન્સર નીચેના નિયમો પર ધ્યાન ખેંચે છેઃ–

૧ બન્ને અણજાણતાં વધે છે; અને અસલ સ્વરુપ કરતાં હજાર દરજ્જે મોટું કદ આખરે પામે છે.

૨ શરુઆતમાં બન્નેનાં સ્વરૂપોની રચના સાદી હોય છે, પણ ધીમેધીમે તેનું બંધારણ વધારે અટપટું બનતું જાય છે.

૩ શરુઆતમાં બન્નેનાં અંગો એક બીજાપર આધાર રાખતાં નથી; પણ ધીમે ધીમે તે અંગો એક બીજાનો આશ્રય લઇ એકતાનતા

પામે છે; અને અંતે આ એકતાનતા એવી વધે છે કે દરેક અંગોનાં જીવન અને પ્રવૃત્તિનો આધાર બાકીના અંગનાં જીવન અને પ્રવૃત્તિપર રહે છે.

૪ બન્ને વ્યક્તિનું જીવન વિભાગ અથવા અંગોના જીવન કરતાં લાંબું અને નીરાળું હોય છે. વિભાગો જન્મે છે, વધે છે, બીજા વિભાગો જન્માવે છે, મરે છે છતાં એ બધાનું બનેલું સમગ્ર વ્યક્તિત્વ કાયમ રહે છે. કદમાં વધે છે; રચનામાં પૂર્ણતા પામે છે. અને અંગોની ઉપયોગિતા વધારી શકે છે.*

આ ચાર નિયમો ઉપરથી જીવન્તવ્યક્તિના વિકાસમાં કયાં કયાં લક્ષણો આવે છે તેવું અનુમાન થઈ શકે છે.

૧ દરેક અંગ એવું સશક્ત થવું જોઈએ કે આખી વ્યક્તિનું બળ વધારી શકે.

૨ દરેક અંગનો બીજા જોડે એવો સંબંધ હોવો જોઈએ કે દરેક અંગ પોતાની ખીલવટ બીજાની આડે આવ્યા વિના કરે. આ સીવાય બંધારણ અટપટું કે વધારે સંસ્કારી બને નહીં.

૩ અંગોની ખીલવટ જુદી હોવા છતાં પણ તે બધાનો અન્યોન્ય પર આશ્રય વધવો જોઈએ, અને તેને પરિણામે તેમાં એકતાનતા આવવી જોઈએ.

૪ અંગો મરે કે જીવે નિર્બલ થાય કે સબલ થાય તોપણ આ એકતાનતામાંથી, અસ્મિતા વ્યક્ત થવી જોઈએ; અને વ્યક્તિનાં સંપૂર્ણ જીવન અને ખીલવટ અંગોની એક સતત અને ચાલુ રહેલી ભાવનાને આધારે થવાં જોઈએ. આ લક્ષણ બીજા ત્રણથી જુદું નથી, પણ ત્રણેના વિકાસથી ઉદ્ભવે છે; અને ત્રણેમાં ચેતન પ્રેરે છે.

---

* Herbert Spencer—Essay on Social Organism.

## ઉત્ક્રાન્તિ

જંતુનો–જીવન્તવ્યક્તિનો જન કે પછી જનમંડલનો જીવનક્રમ કેંક અંશે ઉપર કહ્યો. એ જીવનક્રમ ઉત્ક્રાન્તિના નિયમો દરેક વ્યક્તિને લાગુ પડવાથી નક્કી થાય છે. એ ઉત્ક્રાન્તિ આ પ્રમાણે થાય છેઃ–

૧. વ્યક્તિત્વ પામતાં વારજ દરેક જન્તુ જીવવા અને પોતાપણું સાચવવા મથે છે.

૨. પરિણામે એવુંજ મથન કરી રહેલી અનેક બીજાં સમાન તેમજ સમાનેતર વ્યક્તિઓ જોડે યુદ્ધમાં ઉતરે છે, કારણ કે બધીજ વ્યક્તિની શક્તિ અને મહેચ્છાને જોઇતું સ્થાન દુનીઆમાં મળતું નથી, અને તે મેળવવા યુદ્ધની જરુર પડે છે.

૩. આ નિરંતર ચાલ્યા કરતી રસાકસીમાં જે જન્તુ પાસે પરિસ્થિતિને અનુકૂલ લક્ષણો હોય અથવા જે એવાં લક્ષણો ખીલવી શકે તે જીવવા પુરતું અથવા તેથી પણ વધારે સ્થાન મેળવી શકે છે, અર્થાત તેનો ઉદ્ધાર થાય છે, અને બાકીના કાંતો દુઃખી પરાધીન જીંદગી ગાળે છે, નહીં તો વિનાશ પામે છે.

૪. અને આ અનુકૂલ થવા મેળવેલાં લક્ષણો જન પોતાના સંતાનોમાં અને જનમંડલ પોતાના આવતા યુગમાં ચિરસ્થાયી રાખી જાય છે.

૫. અને આ પ્રમાણે લક્ષણો ચિરંજીવી થવાથી તે લક્ષણો નાબુદ કરવાં કઠણ પડે છે; અને જો પરિસ્થિતિ બદલાય તો જે લક્ષણો પૂર્વજોને કે ગયા યુગને ફ્રાયદાકારક નીવડ્યાં, તેજ પાછાં નિરુપયોગી તો શું પણ નુકશાનકારક નીવડે છે.

એક સામાન્ય દૃષ્ટાંત માણસના જીવનનું છે. તે જન્મે છે; વાતાવરણ જોડે, સામાજિક પરિસ્થિતિ જોડે, માબાપોના અજ્ઞાનથી નીપજતી મુસ્કેલી જોડે, જાણ્યે અજાણ્યે રસાકસીમાં ઉતરે છે. તે મોટો વધે છે; અને હવા, પાણી, ખાવાનું, પૈસો, મોજ્મો એ મેળવવા બીજા

સાથે અથવા સંયોગો સાથે અથડાઅથડી કરવા લાગે છે. આ બધી પ્રતિકૂલતાને પુરો પડે એવો જે તે પોતામાં ફેરફાર કરી શકે તો તે જીવે, ને વિજયી નીવડે; નહીં તો જીવથી જાય. આ યુદ્ધમાં માત્ર સશક્ત જીત પામતો નથી; અનુકૂલ થઇ શકે તેજ જીત પામે છે—એટલે કે જે પોતાનાં લક્ષણોમાં પરિસ્થિતિને યોગ્ય ફેરફાર કરી શકે તે.

તેજ પ્રમાણે જનમંડલનું પણ જીવન નિરંતર રસાકસીનું બનેલું છે, તેમાં નિર્બલતા હોય, પાડોશનું જનમંડલ વધારે સબળ બની હુમલો કરે, જોઇતાં સાધનો પુરાં મેળવી ન શકે, કૈંક કારણસર પોતાનું સામર્થ્ય ગુમાવી બેસે—તો જનમંડલ જનમંડલોની રસાકસીમાં હારી જાય; પણ જો તેમાં શક્તિ સાચવી રાખવાની, જોઇતો ફેરફાર કરવાની અને આવેલી પીડા ફેડવાની ખુબી હોય તો જીવંત વ્યક્તિ તરીકે સદાએ રહે છે.

આ રસાકસી—આ યુદ્ધ માત્ર હથીઆરથી નથી થતાં—જો કે આ રસાકસી શસ્ત્રો જેમાં વપરાય એવાં વિગ્રહોનું સ્વરૂપ ઘણી વખત લે છે. ઘણીવાર આર્થિક અને નૈતિક યુદ્ધ પણ થાય છે; અને તોપના ગોળાથી જનમંડલો જેટલાં ખુવાર થાય છે તેથી પણ વધારે ઝડપથી પૈસાનાં અને સંસ્કારનાં યુદ્ધોમાં ખુવાર થાય છે. આજે કેટલાં વર્ષ થયાં હીંદ બીજા જનમંડલો જોડે યુદ્ધરુપી રસાકસીમાં ઉતર્યું નથી; પણ તેની રસાકસી નિઃશસ્ત્ર છે, તેનું દ્રવ્ય પરદેશ જાય છે; તેના લોક અનેક કારણોથી નિર્બલ થતા જાય છે; તેના સંસ્કારો ભ્રષ્ટ બનતા જાય છે; તેનાં સ્ત્રીપુરુષોમાંથી લાક્ષણિક આત્મબલ અદૃષ્ટ થાય છે—આ રસાકસી નિઃશસ્ત્ર છે–પણ તેનું આ પરિણામ કૈં ઓછું વિનાશક નથી. પરિણામ, બધી રસાકસીનું એકજ આવે છે–વ્યક્તિ પોતાપણું રાખે છે કે ખુએ છે; જીવંત વ્યક્તિ તરીકે પરિસ્થિતિ પર અમલ ચલાવવા પુરતી યોગ્યતા મેળવે છે કે ખુએ છે.

આ ઉત્ક્રાંતિના નિયમોનું પરિણામ આટલુંજ: જીવંત વ્યક્તિ જીવતી ક્યારે રહી શકે કે જેમ પરિસ્થિતિ બદલાય તેમ તેને અનુકૂલ, તેમાં વિજયી નીવડવા જેવાં લક્ષણો પોતાનામાં આણી શકે–જોઇતી ત્વરાથી ખીલવી શકે ત્યારે. પરદેશીઓના હુમલા આવે ત્યારે લશ્કરી બલ; પરસંસ્કારીઓની તરાપ આવે ત્યારે અસ્મિતા પૂર્ણ સંસ્કારોનું બલ: આર્થિક લુંટ ચાલે ત્યારે પોતાની આર્થિક સંપત્તિ સાચવી રાખવાની બુદ્ધિ: આ બધાં–અને બીજાં અનેક–લક્ષણો સમયાનુસાર વિકસે તોજ જનમંડલ જીવંત વ્યક્તિ તરીકે જીવી શકે.

સામાન્ય દૃષ્ટિએ જોતાં પરિસ્થિતિને યોગ્ય લક્ષણો ખીલવવાં ઘણી સહેલી વાત લાગે છે; પણ ખરું જોતાં કોઇકજ વ્યક્તિ તે ખરી વખતે ખીલવી શકે છે. તેનાં કારણો આ પ્રમાણે લાગે છે:–

૧ પરિસ્થિતિ ઝપાટાબંધ કે અણધારેલી વખતે બદલાય છે.

૨ લક્ષણો એક વખત ખીલવ્યાં તે બદલતાં ઘણી વાર લાગે છે.

૩ આ ફેરફાર કરવાની શક્તિ ઘણે ભાગે વ્યક્તિઓમાં ઓછી દેખાય છે.

ઘણા જનો તેમજ જનમંડલો એક જમાનાને અનુસાર લક્ષણો મેળવી, જમાનો બદલાતાં શી સ્થિતિએ પહોંચે છે તેના દાખલા ઠેકાણે ઠેકાણે નજરે ચઢે છે. જનમંડલમાં આપણોજ દાખલો લઇએ તો મુસલમાનો હીંદુસ્થાનપર ચઢી આવ્યા અને લોકને ધર્મ ભ્રષ્ટ કરવા માંડ્યા. પોતાનો ધર્મ અને સંસ્કાર જાળવવા હીંદુઓએ ન્યાતનાં બંધન દૃઢ કર્યાં; સુખ કે સત્તાના કરતાં શુદ્ધિને અગ્રસ્થાન આપ્યું. યુરોપીઅન જનમંડલો આવ્યાં અને ધન લઇ જવા માંડ્યું. આ નવી પરિસ્થિતિમાં ધન સાચવવા, પેદા કરવા લોકમાં જુદાજ ગુણો જોઇએ, અને તે આવતા નથી. સંસ્કાર સાચવવા હજાર વર્ષે ન્યાતો નિશ્ચલ બની. પણ પરિસ્થિતિ પલટાઇ; અને હવે સમાજનાં લક્ષણો એકદમ બદલાતાં

નથી, આ વાત છે સ્વાભાવિક, પણ એટલેજ અંશે હોદમાં અયોગ્યતા આવે છે અને રસાકસીમાં તે પાછળ રહી જાય છે.

## જીવનક્રમની દશાઓ

આ નિયમોને લીધે જીવનક્રમની ત્રણ દશાઓ થાય છે. આપણા તત્વજ્ઞાનનો શબ્દો જરાક અર્થફેરથી વાપરીએ તો આ દશાઓ ૧ સાત્વિક ૨ તામસિક ૩ રાજસિક કહી શકાય.

આગળ કહ્યું તેમ વ્યક્તિની પરિસ્થિતિ અને સ્વભાવની પરસ્પર અનુકૂલતા તે ઉત્ક્રાન્તિની નેમ. જે દશામાં આ અનુકૂલતા હોય તે સાત્વિક દશા, જેમાં પરિસ્થિતિનું પ્રાબલ્ય ને દબાણ વ્યક્તિ વેઠી શકે તેનાથી વધારે હોય તે તામસિક દશા; અને વ્યક્તિની શક્તિ ઉત્સાહને રુચે તેના કરતાંએ પરિસ્થિતિ વધારે હોય ત્યારે રાજસિક દશા.

૧ સાત્વિક દશામાં જનમંડલઃ જ્યારે પુરેપુરું સામર્થ્ય ભોગવતું જનમંડલ પરિસ્થિતિ સાથે સમતોલપણું રાખી વ્યક્તિત્વ સાચવી શકે ને આ અવસ્થામાં જનમંડલ સ્વાસ્થ્ય સાચવી રાખે, ને પારકું ન લે. આવી દશા ઘણાં થોડાં મંડલો પામે છે; અને પામ્યા પછી ઘણો થોડો વખત ટકાવી શકે છે. કારણ કે, સમતોલપણું મેળવવું કે સાચવવું એ ઘણુંજ મુશ્કેલીભર્યું છે. સમતોલપણું જો મેળવાય તો રસાકસી ઘણે અંશે નાબુદ થઈ જાય છે અને તે નાબુદ થતાં વ્યક્તિનાં અંગો નિશ્ચલ બની જઇ વિકસવાની શક્તિ ખુએ છે; આ શક્તિ જતાં નિર્બલતા પ્રાપ્ત થાય છે. એટલે પરિસ્થિતિમાં કોઇ પણ ફેરફાર થાય કે જનમંડલ તામસિક સ્થિતિમાં જઇ પડે.

આ દશામાં રહેલાં જનમંડલનો દાખલો જુનું જાપાન. તે સ્વતંત્ર હતું; સુખી હતું; જીવંત હતું; બીજાં જનમંડલો સાથે સ્પર્ધા રાખ્યા વિના બેસી રહ્યું હતું. ઘણે અંશે આ સ્થિતિ રહી શકી તેનું કારણ એ કે તેની પરિસ્થિતિમાં સદીઓ સુધી કંઈ ફેરફાર થયો નહીં; પણ જ્યારે

પરિસ્થિતિનું પ્રાબલ્ય વધ્યું ત્યારે તે ઉપર કહેલા નિયમને અપવાદરૂપ બની, ઘણીજ ત્વરાથી દશાંતર કરી, રજોગુણ સ્વીકારી શક્યું. પરિણામે તે જીવે છે એટલુંજ નહીં, પણ જીવનની રસાકસીમાં વિજયી નીવડ્યું છે.

હીંદુ જનમંડલ પણ થોડો વખત સાત્ત્વિક દશામાં હતું: પણ હીંદને કમભાગ્યે પરદેશીઓની લાલસાએ પરિસ્થિતિમાં ફેરફારો એવા મોટા ને એટલી ઝડપથી કરવા માંડ્યાં કે એ જનમંડલ જોઇતા ગુણો કેળવી શક્યું નહીં. પરિણામે, પરિસ્થિતિનું પ્રાબલ્ય વધ્યું ને તામસિક દશાનો પ્રારંભ થયો.

૨ તામસિક જનમંડલ: જે કાયર કે નિર્બલ હોય કે પ્રકૃતિમાં થએલા ફેરફારને અનુકૂલ ન થઇ શકે કે પરદેશીઓના હુમલાથી હારી જાય અને પરિસ્થિતિને જોઇતાં લક્ષણો ન ખીલવી શકે તે આ દશામાં પડે છે. આ દશા સમતોલપણું મેળવવાની અશક્તિથી થાય છે અને હોય તેટલી શક્તિને ઘટાડે છે. શક્તિ ઘટતાં અંગોની સ્વતંત્ર ખીલવટ અશક્ય બને છે અને પરિણામે વ્યક્તિત્વનો વિનાશ શરૂ થાય છે.

જ્યારે યુરોપીય પ્રજાઓ હીંદમાં ભરાવા આવી ત્યારે આપણી પરિસ્થિતિ બદલાઇ, હીંદી જનમંડલ નવી પરિસ્થિતિ સાથે સમતોલપણું ન સાચવી શક્યું.

પરિસ્થિતિનું દબાણ વધ્યું; ને હીંદની શક્તિ ઘટી, શક્તિ ઘટતાં અંગો નિશ્ચેતન થયાં, વ્યકિતત્વનો લોપ થવા લાગ્યો. હીંદી જનમંડલની આ દશા પ્લાસીના યુદ્ધથી બંગભંગની જાગ્રતિ સુધી પહોંચી એમ કહી શકાય.

૩ રાજસિક જનમંડલ: જ્યારે જનમંડલનું પ્રાબલ્ય વધે, અને તેથી બધું એક હાથ કરવાનું થાય ત્યારે તે આ દશામાં આવ્યું છે એમ કહી શકાય. યુરોપનાં અને જાપાની જનમંડલો આ દશામાં છે.

આ દશાને પરિણામે લક્ષણો અસ્થિર રહે છે અને વ્યક્તિમાં જે એક-તાનતા રહેવી જોઇએ તે અદૃષ્ટ થતી જાય છે, લક્ષણોની ખીલવટ વધારે ને વધારે સ્વચ્છંદી થતી જાય છે; અને અસ્મિતા વીસરાય છે.

ગયા સૈકાની શરુઆતમાં ફ્રાન્સદેશ રાજસિક દશામાં હતો. આખા યુરોપ સાથે તે લઢ્યો, શક્તિ અને એકતાનતા તેમાં ઘટી ગઇ, યુરોપનું નેતાપણું તેના હાથમાંથી ગયું અને તે નિરાધાર બનવા માંડ્યું. ફ્રાન્સની રાજસિક દશા ૧૭૮૯ ના મહાન વિપ્લવથી શરુ થઇ. ૧૮૧૫ માં નેપોલીઅન પડ્યો ત્યાં સુધી ઘણીજ પ્રબલ રહી અને ત્યાર પછી રાજસિક દશાનાં માઠાં પરિણામો તેણે ચાખવા માંડ્યાં.

છેલ્લો જર્મન વિગ્રહ પણ જર્મનીની આવી રાજસિક દશાનું પરિણામ હતું. પણ જર્મનીએ એ દશામાં પણ એકતાનતા એવી રીતે સાચવી રાખી હતી કે આજે રાજસિક દશાના માઠાં પરિણામ તે ચાખે છે, છતાં પણ તામસિક દશામાં તે પડતું નથી.

પહેલા પ્રકારનું જનમંડલ આત્મસંતોષી; બીજા પ્રકારનું મંડલ ભૂતકાલની મહત્તાને પુજે છે; ત્રીજા પ્રકારનું મંડલ પ્રગતિ અથવા ભવિષ્ય પૂજામાંજ માને છે.

ત્રણે દશામાં આવી પડેલા જનમંડલોમાં જે ગુણ અને દોષો પ્રગટે છે તે આ પ્રમાણે—

### સાત્ત્વિક દશા

| ગુણ | દોષો |
|---|---|
| સંસ્કાર એકતાનતા ને અસ્મિતાની ખીલવટ. | અંગોની અશક્તિ. |

### તામસિક દશા

| | |
|---|---|
| સંસ્કારનું રક્ષણ. | અંગોની સ્વતંત્ર ખીલ-વટનો અભાવ. |

રાજસિક

| | |
|---|---|
| અંગોની શક્તિ ને સ્વાતંત્ર્યની ખીલવટ. | એક્તાનતા, અસ્મિતા, ને સંસ્કારનો નાશ. |

આ ઉપરથી એટલું સાબીત થાય છે કે ત્રણે દશામાં નિર્બલતાનું મૂલ છે; અને જે મંડલને એ નિર્બલતામાંથી બચવું હોય તેણે એવાં લક્ષણો કેળવવાં જોઇએ કે જેથી ત્રણે દશામાંથી બચી શકવાનાં સાધનો મળી શકે.

આ પ્રમાણે જનસમૂહ વ્યક્તિપદ પામેલા જીવંત મંડલોમાં વહેંચાઇ જાય છે, જનમંડલોને ઉત્ક્રાંતિના નિયમો લાગુ પડે છે; પરિસ્થિતિ સાથે અનુકૂલતા મેળવવા માટે મહેનત કરતાં કેટલાંક લક્ષણો જોઇએ તેવી સારી રીતે જળવાતાં નથી; અને પરિણામે મંડલની ત્રણ દશાઓ થાય છે જેને ટુંકમાં સાત્વિક, તામસિક ને રાજસિક શબ્દોથી ઓળખી શકાય. આ ત્રણ દશામાંથી બચવા માટે મંડલે જુદીજ જાતની દશા પ્રાપ્ત કરવી જોઇએ છે.

આ જનમંડલની નેમ તે ઉત્તરોત્તર થતી પ્રગતિ—એટલે સુધારો કે સંપૂર્ણતા છે એમ જે ગયા સૈકાના યુરોપીય વિદ્વાનોની માન્યતા હતી તે ખોટી લાગે છે: એ માન્યતા પ્રમાણે રાજસિક દશા પ્રાપ્ત કરવાના પ્રયાસ તેજ પ્રગતિ એમ ગણાતું; પણ ખરું જોતાં તો પ્રગતિ એટલે પરિસ્થિતિ સાથે અનુકૂલતા પ્રાપ્ત કરવાનો પ્રયાસ ને પરિસ્થિતિનું પ્રાબલ્ય વધી પડે તો તમોગુણી દશા પ્રાપ્ત કરવાનો પ્રયાસ એ પણ પ્રગતિ કહી શકાય. આ સિદ્ધાંત શબ્દોમાં વિચિત્ર લાગે છે. પણ ધ્યાનથી જનમંડલોનો ઇતિહાસ નીરખતાં પ્રગતિનો આ સીવાય બીજો અર્થ કરી શકાય એમ લાગતું નથી.

આવી પ્રગતિ વિના કોઇ પણ જનમંડલને ચાલતું નથી; અને એ પ્રગતિ બરોબર રીતે સધાય અને જનમંડલ જોઇતી દશા મેળવી

શકે તે માટે તેણે એવા પ્રકારની શક્તિ ખીલવવી જોઇએ કે જેથી ગમે તે દશામાં પડતાં છતાં પણ તે દશામાં ઉદ્ભવતા દોષો તેનામાં ન આવે. જ્યારે આવી શક્તિ આવે, ત્યારે જનમંડલ "નિસ્ત્રૈગુણ્ય" થાય ત્યારેજ "નિત્યસત્વસ્થ ને આત્મવાન" થઇ ત્રણે દશામાં પોતાનું વ્યક્તિત્વ કાયમ રાખે અને કાલસાગરના ખરાબાઓ વટાવી ઇતિહાસમાં ચિરંજીવી રહી શકે.

આ જાતની શક્તિ કેમ અને ક્યારે આવે એ જુદો વિષય છે.



# ગુજરાત—એક સાંસ્કારિક વ્યક્તિ*



## ૧

**સાહિત્ય સંસદના સભ્યો ને મિત્રો!**

સંસદના પહેલા ઉત્સવમાં ભાગ લેતાં મને આજે આનંદ થાય છે. સંસ્થાની પ્રવૃત્તિ એક માત્ર ટપકતાં પાણીની માફક ગયે વર્ષે શરુ થઈ; અને આ વર્ષે ટીપાં સંધાઈ તેણે પ્રવાહનું રૂપ પકડ્યું છે. ઘડીકના સહચાર માટે નીકળેલી સંસ્થાએ એક વર્ષ સુધી ઉત્સાહ અને સાતત્ય સાચવી રાખ્યાં છે. રમતમાં આદરેલી પ્રવૃત્તિ અત્યારે કંઈક અંશે સુગ્રથિત બની છે. એ લાંબો વખત જીવશે કે કેમ, અને કેવી કારકીર્દી સ્વીકારશે એના અડસટ્ટો કાઢવામાં અત્યારે અર્થ નથી. પ્રયત્નમાંજ પ્રયત્નનું સાફલ્ય સમાયું છે.

સંસદના સભ્યો અને સહાયકોનો આ પ્રસંગે હું કઈ ભાષામાં ઉપકાર માનું? તમારી સાહાય્યની આશા પર આવા પ્રયત્નમાં સામેલ થવાની જવાબદારી મેં સ્વીકારી, અને એ આશા ફલીભૂત થવાથી

* આ લેખમાંના આધારોની ટીપ સંખ્યાવાર લેખને છેડે પરિશિષ્ટમાં આપવામાં આવી છે.

એ જવાબદારી અદા કરવાને હું સફળ થયો એમ કહું તો અયોગ્ય તો નહીંજ ગણાય.

આ સાફલ્ય માટે હું કેટલાનો ને કેવા શબ્દોમાં ઉપકાર માનું? તમારા કર્તવ્યપરાયણ મંત્રીઓ રા. મનહરરામ, રા. મણિલાલ અને રા. લાભશંકર; તમારી સંસ્થાના અથાક પ્રતિનિધિ રા. વિજયરાય; રા. શંકરલાલ રાવળ, રા. દુર્ગાશંકર શાસ્ત્રી, રા. રંજિતલાલ પંડ્યા, રા. ધનસુખલાલ, ને રા. મંચેરશાહ ભમગરા જેવા ઉત્સાહી સભ્યો; મુરબ્બી નરસિંહરાવભાઈ, રા. અંબાલાલ જાની, સૌ. બ્હેન લીલાવતી, રા. ગુલાબચંદ ઝવેરી અને રા. મંગલદાસ મહેતા જેવા સંસદના શુભેચ્છકો અને મિત્રોઃ આ બધાએ દિનપ્રતિદિન અણખુટતા, અણબદલાતા ઉત્સાહથી આ સંસ્થાને અને તેના કામને ટેકવી રાખ્યાં ન હોત તો આજે તેને જીવતી જોવાની તક આપણને મળત નહીં એટલું તો મારે કહેવુંજ જોઇએ.

આપણે આદર્યું છે એવા કામ માટે આપણે ત્યાં સામગ્રીની શી ન્યૂનતા છે તેનો મને પહેલાં ખ્યાલ નહીં હતો. લેખકથી તે કેન્વાસર સુધી, ચિત્રથી તે રમુજી ટુચકા સુધી, છાપખાનાથી તે કાગળ સુધી એક વસ્તુ એવી નથી કે જેને માટે સતત અને ઘણી વખત નિષ્ફલ પ્રયત્ન કરવો ન પડે.

આ મુશ્કેલીઓ ઉપરાંત બીજી મુશ્કેલીઓ પણ ઓછી નથી. આપણા સાહિત્યસેવકની સ્થિતિ ઘણી કફોડી છે. પરભાષાના શોખીનો તેના તરફ તિરસ્કારથી જુએ છે. સાધારણ વાચકો મહેરબાનીની નજર નીચે તેને કચરી નાંખે છે. છાપાંનો એક લહીઓ એવો નહીં હોય જે તેની ઠેકડી કરી, પોતાનું ગૌરવ વધારવાની ઉત્કંઠા નહીં ધારતો હોય. સામાન્ય વાચક નટવિટ અને ગાયકોના તરફ જે રમુજથી

જુએ છે તે રમુજથી સાહિત્યના સેવક તરફ જોઈ પોતાની શ્રેષ્ઠતા સાબીત કર્યા વિના રહેતો નથી. એની મહેનતને પરિણામે પૈસાની પ્રાપ્તિ નથી; એના પ્રયત્નને પરિણામે યશની આશા નથી; એનો ઉત્સાહ ઘેલછા ગણાય છે; એની ભાવના અવ્યાવહારિક મનાય છે; અને છતાં વૉટસે ચીતરેલી આશાની માફક એ બીચારો તુટેલા સતારના એક તારમાંથી આછો સુર કાઢી રહે છે. એની આંખે દૂર દેખાતું નથી; એની શક્તિમાં એને વિશ્વાસ નથી; પણ એના શ્રદ્ધાળુ અંતરમાં એવી આશાજ્યોત બળે છે કે એક દિવસ એનો નિર્બલ ધ્વનિ નાદબ્રહ્મ બની રહેશે અને તેના પડઘાથી જાગેલું વિશ્વ પોતાના આત્માના નવા રંગો પારખતાં શીખશે. આ ચિત્ર કેટલાકને દયાજનક લાગશે, કેટલાકને હાસ્યજનક દેખાશે; પણ હસનાર ને દયા લાવનારના સબલ સૈન્યમાં શોભવા કરતાં ભગ્નહૃદયે પણ એ તુંતુંની બજાવવામાં મને જીવનનું સાફલ્ય દેખાય છે. પોતાના દેશનો બધો વ્યવહાર સ્વભાષામાં ચાલે; પોતાની ભાષા, સાહિત્ય અને સંસ્કાર દુનીઆમાં શ્રેષ્ઠ ગણાય; પોતાનો અને પોતાની સંસ્કૃતિનો આત્મા શબ્દરૂપે બહાર પડે–આ બધાં સ્વપ્નાં નિરંતર સેવવામાં મને જે આકર્ષણ દેખાય છે તે પરદેશી ભાષા અને સંસ્કારના ભાડુતી સિંહાસન પર બીરાજવામાં કે ભાવનાવિહીન ને શુષ્ક મહત્તાના શિખર પરથી તિરસ્કારપૂર્વક દૃષ્ટિપાત કરવામાં દેખાતો નથી.

આપણી પ્રવૃત્તિ નાનકડી છે. આપણી નેમ કંઈ મોટી નથી. આપણી શક્તિ ઘણી ઓછી છે. પણ છતાં એટલું તો કહી શકાય કે જે પ્રતાપી અને સર્વવ્યાપી ભાવના ગુજરાતમાં આજે પ્રસરી રહી છે તે આપણી સંસ્થા કંઈક અંશે વ્યક્ત કરવા મથે છે. ગુજરાતની મહત્તામાં શ્રદ્ધા વધતી જાય છે; અને એ ઉંડી શ્રદ્ધા પર આ ભાવના રચાઈ છે. આ ભાવના આપણું જીવન પ્રેરી રહી છે. આ ભાવના આપણાં નરનારીના નવા આદર્શો પોષે છે. આ ભાવના આપણા

સાહિત્ય અને સંસ્કારનો વિકાસ અને વિસ્તાર સાધી રહી છે. આ ભાવના તે એક અને અવિભક્ત ગુજરાતની–ભવ્ય ભૂતકાલથી શોભતી, ઉત્સાહી વર્તમાનમાં રાચતી, અને તેજસ્વી ભાવિની વાટ જોતી, 'કૃષ્ણચંદ્રની કૌમુદીઉજળી,' આ સંસ્કારભૂમિની.

અલ્પશ્રદ્ધામાં આનંદ માનતા કેટલાકો પ્રાંતિક અસ્મિતાની અવગણના કરે છે. તેઓ માને છે કે આ અસ્મિતા હીંદી રાષ્ટ્રીયતાની આડે આવે છે. પણ પરદેશી ધોરણો આ દેશને લગાડવાની ઉતાવળમાં આમ માનનારા આપણો ઇતિહાસ, આપણા સંયોગો અને આપણી પરિસ્થિતિએ પેદા કરેલાં કેટલાંક સત્યો વીસારી મુકે છે. સૈકાઓ ને સૈકાઓ થયાં હીંદમાં પ્રાંતિક સમાજ, પ્રાંતિક સાહિત્ય અને પ્રાંતિક સંસ્કારો ચાલ્યાં આવ્યાં છે; અને દરેક પ્રાંતની સંસ્કૃતિએ લાક્ષણિક સ્વરૂપ લઈ નીરનીરાળી અસ્મિતા પ્રગટાવી છે; અને છતાં આર્યોના પ્રબલ આત્માએ આ બધા પ્રાંતોના જીવન અને સંસ્કારમાં એવી એકતાનતા આણી છે કે નીરાળા દેખાતા પ્રાંતો પર હીંદી રાષ્ટ્રીયતાની નિશ્ચલ છાપ પડી છે; અને તેથી પ્રાંતિક અસ્મિતા મજબુત થતાં રાષ્ટ્રીયતાનો વિકાસ અટકવાનો નથી. ઉલટું એમ કહીએ તો ચાલે કે જેમ જેમ પ્રાંતિક અસ્મિતા વધશે તેમ તેમજ આર્યાવર્તમાં રાષ્ટ્રીયતાનો વિકાસ વધતો જશે.

૨

હાલનો જમાનો ગમે તે માને, પણ ભૂતકાલના વહાણામાંથી માંડીને આબુથી મુંબાઈ સુધીનો સાગરતટસ્થ પ્રદેશ અજબ રીતે ભૌગોલિક ને સાંસ્કારિક વ્યક્તિત્વ સાચવી રહ્યો છે; અને જ્યાં સુધી રેવાનાં નીર વહેશે, જ્યાં સુધી ગીરનારનો ઘુમ્મટ ગગનમાં વિહરશે, જ્યાં સુધી સાગરના તરંગો તેને કીનારે વિરમશે, ત્યાં સુધી તે વ્યક્તિત્વ ભુસાવાનું નથી.

કેટલીક દૃષ્ટિએ હીંદના ત્રણ વિભાગ પાડી શકાયઃ એક ગંગા ને યમુનાના તટનો પ્રદેશ તે પૂર્વમાં સાગર સુધીનો; બીજો યમુનાથી ગોદાવરી સુધી ને પશ્ચિમે સમુદ્ર સુધીનો; અને ત્રીજો ગોદાવરીની દક્ષિણનો પ્રદેશ. આ ત્રણ વિભાગોમાં આર્યસંસ્કૃતિનાં નીર ત્રણ સ્વરૂપે વહેતાં દેખાય છે.

આમાંથી બીજો વિભાગ જેમાં રજપુતાના, મધ્યપ્રાંતો, ગુજરાત વગેરેનો સમાવેશ થાય છે તે ઘણી વખત એક રાજ્યચક્ર નીચે રહ્યો છે; તેમાં ઘણે અંશે એક પ્રકારની રીતભાત ને બોલી પ્રવર્તે છે; અને ઘણી વખત સંસ્કારના એકજ તરંગે તેના આખા જીવન ને સાહિત્ય પર નવી છાપ પાડી છે. આ આખા વિભાગમાં પણ ગુજરાતનું વ્યક્તિત્વ નીરાળું ને મોહક દેખાય છે. આ વ્યક્તિત્વની રૂપરેખા સ્પષ્ટ થતાં પહેલાં ગુજરાતનાં ઈતિહાસ અને પરાક્રમો, તેમાં પ્રગટેલી ભાવના અને જીવનના વહેણનો અભ્યાસ થવો જોઇએ. એ અભ્યાસ ઘણીજ પ્રાથમિક દશામાં છે, છતાં તેમનો આછો ને અસ્પષ્ટ આભાસ થયા વિના રહેતો નથી.

ઋગ્વેદકાલની પણ પૂર્વે એ કુશાવર્ત ખંડનો વિભાગ હતો (૧); અને તે વખતે આર્યોની કુશજાતિએ પહેલવહેલાં ત્યાં વાસ કરી કુશસ્થલી સ્થાપ્યું લાગે છે (૨). કુશપુત્રોએ યુરેથ્રીઅન નામના નષ્ટ થએલા સમુદ્રને કીનારે ફીનીશીયન નામની ઉત્સાહી વ્યાપારી પ્રજાને જન્મ આપ્યો; અને ફીનીશીયનોએ વ્યાપાર, નૌયાન, લખવાની વિદ્યા વગેરે શોધી કાઢી પ્રાચીન યુરોપીય સંસ્કૃતિ સ્થાપી (૩). આ કુશપુત્રો તે આર્યોની કુશજાતિ; યુરેથ્રીઅન સમુદ્ર તે અરબી સમુદ્ર; ફીનીશીયન–પ્યુનીક–પણિક તેજ ઋગ્વેદમાં વર્ણવેલા પૈસાના લોભી પણિઓ; અને કુશસ્થલી (દ્વારકા) એ આ વ્યાપારી જાતિનું મથક હતું. આ સિદ્ધાંતો જેટલા કલ્પવા સરસ છે તેટલાજ પુરવાર કરવા મુશ્કેલ છે.

ત્યાર પછીના યુગમાં શાર્યાત જાતની આર્યજાતિએ ગુજરાતમાં વાસ કરી તેને આનર્તનું નામ આપ્યું (૪). શર્યાતિ અને કવિ ઉશનાનો

ચ્યવન જોડે સંબંધ છે તે પરથી, અને ચ્યવનનો આશ્રમ નર્મદા પર ગણાતો હતો તે જોતાં, ભૃગુઓ પણ આજ વખતે ગુજરાતમાં વસ્યા (૫). આ ભૃગુઓ અગ્નિપૂજક, મંત્ર ને જંત્રના ઉપાસક, અને અમાનુષી સત્તાનો દાવો કરનાર યોદ્ધાઓ હતા. તે વખતે નર્મદાને તીરે નાગ લોકોની વસતિ હતી એમ માનવાને કારણ મળે છે (૬).

ગુજરાતની સાહસિકતા ને વ્યાવહારિક બુદ્ધિની શરુઆત કુશ-જાતિએ કરી. ગુજરાતને સત્તાનો શોખ ને વ્યવસ્થાશક્તિ ભૃગુ-ઓએ આપી.

પછી આવ્યા શૌર્ય ને ઉત્સાહના પરમ ઉપાસક હૈહયો. તે મધ્યસ્થ આર્યજાતિના નહોતા; તેમના સંસ્કાર પંચજનો જેવા વિશુદ્ધ નહોતા; તેમની વિજયાકાંક્ષાને સીમા નહોતી. ગુજરાત અનૂપદેશ બન્યો. નર્મદા-તીરે આવેલા તેના પાટનગર માહિષ્મતીની સત્તા ચારે તરફ પ્રસરી.

હૈહય વંશના સહસ્રાર્જુનની હાક-પંજાબથી લંકા સુધી પહોંચી. તેનાં દરીઆઈ લશ્કરે સમુદ્રનો ગર્વ પણ ઉતાર્યો. આર્યાવર્તની સત્તા ને સંસ્કારની તેણે અવગણના કરી. ગુજરાતનો તે પ્રથમ સમ્રાટ્ અને સામ્રાજ્યનો વિસ્તાર જોતાં આર્યોનો પ્રથમ ચક્રવર્તી એ હતો. તેના સામ્રાજ્યની સીમામાં અનૂપદેશ, સૌરાષ્ટ્ર વગેરે દેશો આવ્યા હતા; અને તેનો વિસ્તાર મથુરાંથી તાપી સુધીનો ને સમુદ્રથી અમરકંટક સુધીનો હતો એમ લાગે છે. હીંદ ઉપર આવેલા બીજા વિભાગની એકતાનતા એના વખતમાં સ્થપાઈ લાગે છે. (૭).

ગુજરાતની આગળ વધવાની વૃત્તિ અને ધર્મધુરાની અસહિષ્ણુતા (non-conformity) આ જાતિમાંથી તો નહીં ઉતરી આવી હોય?

પણ સહસ્રાર્જુનની મહત્ત્વાકાંક્ષાથી આર્યાવર્ત કોપ્યો. ત્યાંની શૂરવીર કાવ્યજાતિએ આગેવાની કરી. તેના નાયક જામદગ્ન્ય રામે

સહસ્રાર્જુનને હણ્યો ને તેનું સામ્રાજ્ય તોડ્યું. આર્યોની વિજયઘોષણાથી તેણે આખો ઉત્તર હીંદુસ્થાન ગજવ્યો; તેણે માહિષ્મતીનો વિનાશ કર્યો; અનૂપદેશનો ગર્વ તોડ્યો; આર્યાવર્તના સંસ્કાર ને ભાવના ગુજરાતમાં પ્રસારી અંતે તેણે પોતે અહીંઆં વાસ કર્યો; અને અનૂપદેશ શૂર્પારકને નામે ઓળખાયો (૮). અર્જુનની પ્રતાપી નગરી આગળ ભૃગુતીર્થ ને જામદગ્ન્યતીર્થ સ્થપાયાં. જમદગ્નિ જેવા ઋષિના પુત્ર ને વિશ્વામિત્ર જેવા આદર્શ મંત્રદ્રષ્ટાના ભાણેજે ગુજરાતને આર્ય સંસ્કૃતિનું કેંદ્રસ્થાન બનાવ્યું. ગુજરાત નવ-આર્યાવર્ત બન્યું.

આ નવ-આર્યાવર્તમાં કુશોનાં સાહસ ને વ્યવહારકુશલતા હતાં; ભૃગુઓનું શૌર્ય ને વ્યવસ્થાશક્તિ હતાં; હૈહયોની વિજયકાંક્ષા ને પ્રગતિ-સાધક ધર્મબંધનનો તિરસ્કાર હતાં; ને તેમાં શુદ્ધ આર્યોના સંસ્કાર ને ભાવનામયતા ભળ્યાં; અને આર્યોના બુદ્ધિપ્રભાવે ને સાંસ્કારિક અસ્મિતાએ બધાંનું એકીકરણ કરી પ્રબલ વ્યક્તિત્વ પ્રગટાવ્યું. આર્ય દેશના સીમાડા પર પરસંસ્કાર બાળવાની ને સ્વસંસ્કાર શુદ્ધ કરવાની વેદી રચાઈ.

આર્ય સંસ્કૃતિ જનતાના ઇતિહાસમાં પ્રથમ બલ છે. હવા, પાણી ને સમયની અસમાનતાને તિરસ્કારી જ્યાં એ ગઈ છે ત્યાં તેણે વિજય મેળવ્યો છે. એક જાતિની એ સંસ્કૃતિએ હજારો વર્ષ થયાં વ્યક્તિત્વ ને સાતત્ય જાળવી રાખ્યાં છે; પરસંસ્કારને ગાળી તેમાં પોતાનો આત્મા રેડ્યો છે; બીજી જાતિઓમાં આર્યત્વની અસ્મિતા પ્રગટાવી છે; અને પોતાનાં ખોળીઆં બદલ્યા છતાં આત્માની વિશુદ્ધિ તેવી ને તેવી રાખી છે. ઉત્તરધ્રુવથી દક્ષિણધ્રુવ સુધી એ આજે આ ભૂગોલ પર સત્તા ભોગવે છે.

આ અવર્ણનીય પરાક્રમ કરતાં આર્ય સંસ્કૃતિને બીજાઓ પાસેથી ઘણું લેવું પડ્યું છે; કેટલાંક બીનજરુરી અંગોનું રુપાંતર કરવું પડ્યું છે; અને ઘણી વખત દેખીતા પરાજયમાંથી વિજયધ્વજ બચાવી, અનુકૂલ સમયે તેને ફરકાવવાની હીંમત રાખવી પડી છે. સેમીટીક

સંસ્કૃતિના કેંદ્રસ્થાનોમાં, અંધકારગ્રસ્ત યુરોપના જંગલી મુલકોમાં, અમેરીકાનાં જંગલોમાં, કેનેડાના હિમપ્રદેશોમાં એને દારુણ રસાકસીમાં ઉતરવું પડ્યું છે. પણ જે રસાકસી એને હીંદમાં વેઠવી પડી છે, જે પરસંસ્કાર ગાળવાના ભયંકર પ્રયોગો આ દેશમાં કરવા પડ્યા છે, એવા કોઈ પણ ઠેકાણે કરવા પડયા નથી. અને હીંદ–પૂર્વ ઇતિહાસકાલનું આર્યાવર્ત–હજુ આર્યાવર્ત છે; ને એ સંસ્કૃતિ, શુદ્ધ ને સર્વાંગ, અહીંઆં હજુ જીવે છે.

પરસંસ્કાર ગાળી, આર્યસંસ્કાર શુદ્ધ રાખવાનું હીંદ એક પ્રયોગ-ક્ષેત્ર છે, તો ગુજરાત–રામનું નવ–આર્યાવર્ત્ત–એ તે ક્ષેત્રની પ્રતાપી ભઠ્ઠી છે. પરસ્પર વિરોધી સંસ્કારો તેમાં આવીને પડ્યા; તેમાં તેમનાં વિષ બળીને ભસ્મ થયાં; તેમાં તેમનો આત્મા આર્યત્વ પામ્યો; અને તેમાં આર્યોની સનાતન ભાવના અવનવે સ્વરૂપે સજીવન થઈ. ભૂતકાલમાં ગુજરાતનું આ સ્થાન હતું; વર્તમાનમાં પણ એ છે; ને ભાવિમાં પણ એજ રહેશે.

થોડીક સદીઓ ગઈ, પણ ગુજરાતનું સ્થાન તેજ રહ્યું. હૈહયના વંશજો આર્યસંસ્કૃતિના નેતા બન્યા. આનર્તના રાજા ને વસુદેવના પુત્ર બલદેવે આર્યોનાં શૌર્ય સતેજ રાખ્યાં; ભૃગુવંશજ માર્કંડેયે તાપી તટ પર રહી આર્યભાવના સજીવન રાખી (૯); અને પ્રણયી, મુત્સદ્દી, વીર ને યોગી કૃષ્ણ–વાસુદેવે પોતામાં આર્યસંસ્કૃતિના શ્રેષ્ઠ આદર્શો મૂર્તિમાન કરી, ગુજરાતનો નવ–આર્યાવર્ત કહેવડાવવાનો અધિકાર ચાલુ રાખ્યો.

૩

મહાભારતના દારુણ યુદ્ધ પછીના થોડાક સૈકામાં ગુજરાત ઇતિહાસપટ પરથી ભુંસાઈ જાય છે. તેનું કારણ કૈં સમજાતું નથી. પણ ભારત યુદ્ધ અને વિ. સં. પૂર્વે પાંચમા શતક વચ્ચે શૂર્પારક (સોપારા) (૧) અને ભરુચ (૨) બંદરનો આંતરરાષ્ટ્રીય વ્યાપાર ધમધોકાર ચાલતો હતો; અને મીસર તેમજ એસીરીઆ સુધી ગુજરાતી સાહસનો પ્રતાપ

પહોંચ્યો હતો (૩). કુશસ્થલીએ આરંભેલો યુગ સોપારા ને ભૃગુકચ્છે ચાલુ રાખ્યો; અને દુનીઆના જુદા જુદા સંસ્કારોને આ ભઠ્ઠીમાં લાવી તેને ગાળવાનો પ્રયોગ પણ કાયમ રહ્યો.

વિ. સં. પૂર્વે છઠ્ઠી સદીથી યૌધેય નામની જાતિ ખ્યાતિ પામી હતી (૪). આ સમય પર પલવાર અંધકારનો પટ ઉચકાય છે, અને આ શૂરવીર યૌધેય જાતિનું પ્રાબલ્ય ઘણી સદીઓ સુધી રહ્યું હોય એમ લાગે છે. એ જાતિમાં પૂજાસત્તાક શાસનતંત્ર હતું (૫). કયાં તો વ્યાપારી સાહસ વધારે હતું તેમાં, કે કયાં તો વ્યાવહારિક બુદ્ધિ પ્રબલ હતી તેમાં, ગમે તે કારણ હોય પણ એટલું તો ખરુંજ કે એવા જમાનામાં હીંદમાં જ્યાં લોકશાસનના અંકુરો જણાય ત્યાં અસાધારણ જીવનનાં તત્ત્વો હોવાંજ જોઇએ. આ ભૂમિમાં એ અંકુરો ફુટયા તે શું આર્ય સંસ્કારના પરિપાકરૂપે હતા? અને પંચાયતની સંસ્થા જે વેદકાલથી ચાલી આવતી હતી; પાટલીપુત્રની શહેરસુધરાઇનું લોક-શાસન (૬); લચ્છવીઓના ગણો (૭); અને એથેન્સના ગ્રીક આર્યોની લોકસત્તાત્મક સંસ્થાઓ અને આ સંસ્થા—એ બધાનો આત્મા શું એકજ હતો? એટલું તો ચોક્કસ લાગે છે કે ગુજરાત ને માલવા મળી એકજ સાંસ્કારિક વ્યક્તિ હતી; અને સંસ્કારનું કેંદ્રસ્થાન સોપારા ને ભૃગુકચ્છને બદલે અવંતિ થયું હતું.

જેમ જામદગ્નેય રામના સમયમાં આખી આર્ય જાતિમાં સાંસ્કારિક અસ્મિતા પ્રગટી હતી, અને તેને પરિણામે નર્મદાના ઉત્તર પ્રદેશમાં બધે આર્ય સંસ્કાર પ્રસર્યા હતા, તેમ વિક્રમસંવત પૂર્વે ત્રીજા સૈકામાં પણ થયું. તક્ષશિલાનો એક બ્રાહ્મણ, અને પાટલીપુત્રના રાજવંશનો એક નબીરો, એ બેએ મળી આ નવા યુગનું સૂત્રધારપદ લીધું; અને અસ્મિતા ને ઐક્ય આખા હીંદમાં પ્રસર્યાં. ચક્રવર્તીપદનાં, સામ્રાજ્યનાં, હીંદની રાજકીય એકતાનાં સ્વપ્નાં સિદ્ધ થયાં; અને ચંદ્રગુપ્ત મૌર્યે

અને ભગવાન ચાણાક્યે આર્ય સંસ્કારના વર્તુલને હીંદની સીમાથી પણ મોટું બનાવ્યું. ગુજરાત આ વર્તુલનો માત્ર વિભાગ બનીને રહ્યું; પણ યૌધેયોનું જોર ગયું હોય એમ દેખાતું નથી.

પણ વિક્રમસંવત પૂર્વે બીજી સદીમાં આ દેશને કમનસીબે મૌર્ય રાજ્યનો અસ્ત થતાં કાબુલ ને સિંધ આગળ બેક્ટ્રીઓ–ગ્રીકોનું રાજ્ય સ્થપાયું; અને ગ્રીક સત્તા ને સંસ્કારનો સંચાર થવા લાગ્યો. એ સંચાર ઘણો અસરકારક થયો લાગે છે. અને નહપાન (વિ. સં. ૧૭૪) ને ઝમોતિકના પુત્ર ચષ્ટન જેવા ક્ષત્રપોએ ગુજરાત, કાઠીઆવાડ ને માલવા ઉપર એકે ચક્રે રાજ્ય કરવા માંડયું લાગે છે.

પરસંસ્કાર ગુજરાતમાં જામ્યા લાગે છે, પણ વેદિના તાપની પ્રખરતા પણ જબરી જણાય છે; અને પરસંસ્કાર ઓગળી રહ્યા લાગે છે. પરદેશી સૈત્રપ (satrap) ઝમોતિકના પુત્ર ચષ્ટનનો પુત્ર જયદામ આર્ય નામથી ઓળખાય છે; ને તેનો પુત્ર મહાક્ષત્રપ રુદ્રદામન (વિ. સં. ૧૯૯–૨૧૪) જેણે માલવા, ગુજરાત, કચ્છ, સિંધ ને મારવાડ પર સામ્રાજ્ય સ્થાપ્યું (૭) ને યૌધેયોનો વિનાશ કર્યો તે આર્ય સંસ્કૃતિનો પ્રતિનિધિ બની નવ–આર્યાવર્તનું સાફલ્ય સાધી રહ્યો. આ અર્જુન કાર્તવીર્યના સામ્રાજ્યને સજીવન કરનાર રાજા જાતિએ આર્ય નહીં હતો છતાં, આ ભઠ્ઠીની આંચે ચુસ્ત આર્ય થઇ ગયો લાગે છે (૮). આ વીરે સ્થાપેલી મહત્તા આ પ્રદેશમાં લગભગ વિ. સં. ૪૫૪ સુધી રહી (૯).

પછી સંસ્કારનું સંરક્ષણ ગુપ્ત સામ્રાજ્ય (વિ. સં. ૪૧૬ થી ૫૮૬) ને લીધે કેટલું થયું એ કહી શકાતું નથી. ગુપ્ત સત્તાનો ઉદ્ભવ એ આર્યસંસ્કારના વિજયનો એક મહાતરંગ હતો. એણે બ્રાહ્મણધર્મને દેશ પર સ્થાપ્યો; સંસ્કૃતને રાષ્ટ્રભાષા બનાવી; બુદ્ધધર્મને અદષ્ટ કરવા માંડ્યો; આર્યભાવનાઓ સજીવન કરી; ને દેશમાં રાજકીય ને રાષ્ટ્રીય એકતા પ્રસારી. ગુજરાત ગુપ્ત સામ્રાજ્યનો એક વિભાગ હતું (૧૦).

અને આ પ્રદેશમાં તે અરસાથી સંસ્કૃત ભાષાનું પ્રાબલ્ય વધી ગયું, એ જોતાં એ સામ્રાજ્યને પ્રતાપે આર્યધર્મ અને સંસ્કાર બંનેને અહીંઆં સબલ થવાની તક મળી હોય એમ લાગે છે. તે વખતે સંસ્કારનું કેંદ્રસ્થાન વડનગર હોય તો નવાઇ જેવું નથી. પણ તેમ માનવાને ઐતિહાસિક સાધન મારા જાણવામાં નથી.

પણ ફરીથી આ ભઠ્ઠીના અગ્નિ પર પરસંસ્કારની રાખ વળી. શકલોક તો આવ્યાજ હતા; ને વળી ઇરાનથી મગજાતિ આવી (૧૧); હૂણ, ગુર્જર ને મૈત્રકો આવ્યા (૧૨); ત્રૈકુટકો આવ્યા (૧૩); પણ આ છતાં આ રાખ નીચે સંસ્કારનો અગ્નિ જીવતો હતો. ઉજ્જૈન ને વડનગર—બીજાં શહેરોનાં નામ કૈં જાણવામાં નથી—તેમાં ફરીથી જ્વલંત થવા ઇચ્છતા અંગારને બૌદ્ધ ભિક્ષુઓ, જૈન સાધુઓ ને નાગર બ્રાહ્મણો સાચવી રહેલા દેખાય છે. આ સમયના વડનગરા બ્રાહ્મણોનાં શક્તિ ને આર્યત્વ ગુજરાતનાં આભૂષણ થયાં લાગે છે.

આ વર્ગોએ કરેલા સંરક્ષણને પ્રતાપે વિક્રમની છઠ્ઠી, સાતમી ને આઠમી સદીમાં સંસ્કાર ને સત્તા વલ્લભીપુરમાં શોભી રહ્યાં. પાશુપત મતાવલંબી બ્રાહ્મણો સંસ્કારના પ્રતિનિધિ હતા (૧૪); અને બૌદ્ધ ભિક્ષુઓનું જોર પણ જબરું દેખાય છે. વલ્લભીપુરના ભટ્ટાર્કો જો પરદેશી ગુર્જરો હોય તો પણ તેઓએ આર્યત્વ સંપૂર્ણ રીતે સ્વીકાર્યું હોય એમ લાગે છે.

પણ વલ્લભીપુર પડ્યું અને પરદેશી સંસ્કારની ઝુંસરી ગુજરાતને કમેં ચોંટી. આ ભઠ્ઠીના દુર્જય પ્રતાપે ફરીથી ફીમીઓ કરવા માંડ્યો. સાતમી સદીમાં જ્યારે હ્યુએન્તસંગ આવ્યો ત્યારે વલ્લભીપુર મટી કેંદ્રસ્થાન ભીન્નમાલ થયું (૧૫), અને પરદેશી ગુર્જરો આર્ય સંસ્કારના સંરક્ષકો ને વિસ્તારકો થયા. આ ગુર્જરોએ (વિ. સં. ૬૩૬ થી ૮૬૪) ભરુચમાં સત્તા જમાવી હતી, પણ તેમની સત્તાનું ખરું ક્ષેત્ર રજપુતાના

હતું (૧૬); અને તેનો ખરો સમય સાતમી સદીથી તે અલબરુની આવ્યો (વિ. સં. ૧૦૮૬) ત્યાં સુધી રહ્યો.

ભીન્નમાલનો પરદેશી રાજા ક્ષત્રિય કહેવડાવતો હતો (૧૭). માઘ જેવા સંસ્કૃત કવિશિરોમણિ ને બ્રહ્મગુપ્ત જેવા ખગોળવેત્તા ત્યાં શોભતા (૧૮), સૂર્યપૂજાનું ત્યાં જબરું જોર હતું (૧૯), અને ત્યાંથી વિદ્વત્તા ને સંસ્કાર બંને ચારે તરફ પ્રસરતાં.

વિક્રમ સંવતની બીજી સદી પછી એક ઐતિહાસિક હકીકત ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી. વિશિષ્ટ સંસ્કૃતિને પરિણામે હાલનું ગુજરાત (અથવા કાર્તવીર્ય અને રુદ્રદામનના સમયના અનૂપ ને આનર્ત) નવું વ્યક્તિત્વ પામતું દેખાય છે. ઉજ્જયન કે સિંધના સત્તાધીશો તેના પર રાજ્ય કરતા; પણ સાંસ્કારિક અસ્મિતા પામ્યાથી તેનો મોટો ભાગ લાટના નામથી ઓળખાવા લાગ્યો હતો.

વિક્રમ સંવતની બીજી સદીમાં ટોલેમી એને લારીકા (લાટીકા?) નામે ઓળખે છે (૨૦); પણ રુદ્રદામનના સમયમાં (વિ. સં. ૧૯૯-૨૧૪) તે નામ શિષ્ટોએ સ્વીકાર્યું જણાતું નથી (૨૧), મત્સ્યપુરાણમાં ને માર્કંડેય પુરાણમાં પણ (૨૨); પણ વિ. સં. ૬૮૦ માં પૂર્વમાં ગાલવાથી તે ઉત્તરમાં ગુર્જરત્રાથી લાટ જુદું દેખાવા લાગ્યું (૨૩), અને મૂલરાજ સોલંકીએ ગુર્જરસત્તા પાટણમાં સ્થાપી ત્યાં સુધી તેજ નામે આ પ્રદેશ ઓળખાયો લાગે છે.

૪

અત્યાર સુધી પરદેશી સત્તા, ધર્મ ને સંસ્કૃતિને ગાળવા આર્યાવર્તે અનેક સબલ સાધન પેદા કર્યાં હતાં. આમાંનું પ્રથમ સાધન તે બ્રાહ્મણ. હાલના જમાનામાં સ્વાર્થી લેખાતા એ વર્ગની ઐતિહાસિક મહત્તા મપાય એમ નથી. બ્રાહ્મણે યુગો થયાં અસ્મિતા જાળવી રાખી છે. એણે ધરસંસાર રેની સમાજની પ્રગતિ સાથે સંબંધ જોડ્યો છે. એણે

પોતાની જાતને ભૂદેવ માની દૈવી નિશ્ચલતાનો દાવો કર્યો છે. જરૂર પડ્યે એણે પ્રગતિ કરી છે; જરૂર પડ્યે એણે સ્વસંસ્કારને ટેકવ્યા છે. એની કાર્યદક્ષતામાં ચાણાક્યનું પ્રતિબિંબ છે; એના ક્રોધમાં ઔર્વનું ઝનુન જણાયું છે; છતાં એના સાહિત્યપ્રેમમાં વેદવ્યાસનો ઉત્સાહ દેખાય છે. એનામાં સંસારની વ્યવસ્થા રચવાનો શોખ યાજ્ઞવલ્ક્યનો છે; એનામાં સંસ્કારપ્રેમ વસિષ્ઠનો છે.

આ અતિશયોક્તિ નથી. યુગો આવ્યા ને ગયા, સામ્રાજ્યો થયાં ને ન થયાં—પણ એણે ભીખ માગી વિદ્યા મેળવી, પૈસા ને ચપટી ચોખા લઇ વિદ્યા, ધર્મ ને સંસ્કાર પ્રસાર્યાં. તેની પ્રેરણાનું મંદિર તક્ષશિલા, કાશી કે ઉજ્જયિનીમાં હતું—એનું કર્તવ્યક્ષેત્ર આખા આર્યાવર્તમાં હતું. પરદેશી પ્રજા ગમે તેવી પ્રતાપી હોય પણ એની સાથે સંસર્ગમાં આવતાં સ્વત્વ ખોઇ બેસતી. તે મંત્રી કે યોદ્ધો, ગુરુ કે ભિક્ષુક, કવિ કે ઇતિહાસકાર—કોઇનું પણ સ્થાન લઇ શકતો ને બે પેઢીમાં ગમે તેને આર્યત્વના પાઠ શીખવી શકતો. શક ને હૂણ, ગ્રીક કે ગુર્જર પચાસ વર્ષમાં એને પ્રતાપે આર્ય બની જઇ, આર્ય સમાજમાં સ્થાન પામતા.

સંસ્કૃતિ કેવે પ્રકારે તેણે સાચવી તે જોઇએ. પહેલું તો એ જ્યાં ગયો ત્યાં સંસ્કારનું કેંદ્રસ્થાન રચ્યું. આજે જ્યાં અંગ્રેજ જાય છે ત્યાં નાનકડું લંડન બનાવે છે; તેમજ બ્રાહ્મણ પણ જ્યાં ગયો ત્યાં કાશી પ્રગટ્યું. ઉજ્જયન, વડનગર, શ્રીમાલ, સિદ્ધપુર બધે એણે સંસ્કારનાં થાણાં સ્થાપ્યાં. રાજસત્તાનાં થાણાં ભલે ઉઠી જાય—પણ આ થાણાંને કોઇ સ્પર્શી શકે એમ ન હતું.

બીજું, જ્યાં એ ગયો ત્યાં સંસ્કૃત ભાષા ને સાહિત્યની ભક્તિ લઇ ગયો. દેવ ભલે બદલાય, સંપ્રદાય ભલે છોડાય પણ સંસ્કૃત વિના શુદ્ધિ નહીં, ધર્મ નહીં, વિદ્યા નહીં ને સંસ્કાર નહીં. આ માન્યતા

મનાવવાનો જાદુ તેણે કર્યો. આર્યાવર્તમાં આજે સંસ્કૃતનું અપ્રતિમ ને અસ્પર્શ્ય સ્થાન છે. એ માત્ર લેટીન જેવી ગતયુગની ભાષા નથી. સંસ્કૃત એટલે ઇતિહાસ, જીવન, ધર્મ ને ભાવના; સંસ્કૃત એટલે આર્યત્વના આત્માને ઓળખવાનું સાધન; સંસ્કૃત એટલે આ ભવની પ્રેરણા ને પરભવનો મોક્ષમાર્ગ; ને સંસ્કૃત એટલે આર્યાવર્તના ઐક્ય ને અસ્મિતાનો પાયો. આ પ્રતાપ બ્રાહ્મણનો. પ્રાકૃત ભાષા સેવનારા બૌદ્ધ ભિક્ષુઓ ને જૈન સાધુઓને પણ વિદ્યા ને ધર્મનો દાવો કાયમ રાખવા સંસ્કૃતની સત્તા સ્વીકારવી પડી; અને આજે હીંદની ભાષાઓ સબળ ને સમૃદ્ધ કરવા પાશ્ચાત્ય ભાષાના અભ્યાસીઓને પણ તેની પ્રેરણા ને મદદ વિના છુટકો નથી.

બ્રાહ્મણે પ્રગટાવેલું ત્રીજું બલ પૌરાણિક કથાઓ છે. થોડેક અંશે ઐતિહાસિક, થોડેક અંશે ભાવનાત્મક, ઘણે અંશે રસિક એવા આ પાંચમા વેદના સાહિત્યે ઇતિહાસ, જીવન, ધર્મ ને સંસ્કાર ચારેને સજીવ રાખ્યાં, એટલુંજ નહીં પણ પરસંસ્કાર ને પરાજય બંનેને વીસરવાનું મુખ્ય સાધન પુરું પાડ્યું. આ સાહિત્યની મદદથી ઐતિહાસિક સાતત્ય પણ સચવાયું. ગમે તેવો પરદેશી રાજા સૂર્ય કે ચંદ્રવંશમાં સ્થાન પામ્યો; ગમે તેવા બ્રાહ્મણને પ્રાચીન ઋષિનું ગોત્ર પ્રાપ્ત થયું; અને ગમે તેવા વિપ્લવો થયા છતાં સમાજ ને સંસ્કૃતિ બંનેની એકતાનતા સચવાઇ. આ સાહિત્યે રચેલી પારદર્શકતાથી વેદકાલનું ને ભારતકાલનુંજ અંગ ચાલુ જીવન હોય એવો ભાસ પેદા થયો.

આ ઉપરાંત બ્રાહ્મણે બીજી બે ભાવના ઉપજાવી. એક તો બ્રાહ્મણવર્ણની સર્વોપરિતાની. પોતાની શ્રેષ્ઠતા એજ એની સત્તાનું મૂલ હતું. આ શ્રેષ્ઠતાનો દાવો માત્ર આડંબર ન હતો, પણ શક્તિ અને સેવા એ બે ઉપર રચાએલી શ્રદ્ધા હતી.

બ્રાહ્મણે ઉપજાવેલી બીજી ભાવના તે સતીત્વની. સંસ્કૃતિકારની

અચુક નજરથી તેણે જોયું કે સંસ્કાર શુદ્ધ રાખવાનો પ્રથમ વિષય ગૃહ અને ગૃહિણી હતાં. બધી નીતિનો સાર એજ ભાવના છે એમ તેણે ધીમેધીમે શીખવવા માંડ્યું; અને તેથી પરિણામે જાતિ અને સંસ્કારની શુદ્ધિ સાચવવા એક મહાપ્રતાપી બલ પ્રગટ્યું.

આર્યાવર્તમાં અને ખાસ કરીને ગુજરાતમાં બ્રાહ્મણે એક બીજું સાંસ્કારિક બલ પણ પ્રગટાવ્યું. આ બલ તે શૈવ મત. વેદકાલનો શુદ્ધ અને સરલ ધર્મ અજ્ઞાન કે અનાર્ય જાતિને માટે યોગ્ય નહતો; અને બૌદ્ધ મત જેવો જોઇએ તેવો શક્તિપ્રધાન નીવડ્યો નહીં; આને પરિણામે બીજા સૈકાથી પાશુપતમતનો પ્રચાર શરુ થયો. ઇ. સ. ૨જાથી ૫મા સૈકામાં ભૃગુકચ્છ પ્રદેશમાં અવતરેલા લકુલીશ કે નકુલીશ નામના ધર્માચાર્યે પાશુપતમતને સ્પષ્ટ સ્વરુપ આપેલું લાગે છે; અને એ માહેશ્વરમતે પરદેશી અને પરસંસ્કારી ગ્રીક, હૂણ અને શક વિજેતાઓને જીત્યા દેખાય છે. ગુપ્ત સમ્રાટો વૈષ્ણવ હતા; પણ ગુજરાતના ક્ષાત્રપોના સમયમાં અને વલ્લભીની જાહોજલાલી વખતે પાશુપતમતનું પ્રાબલ્ય ઘણું જામ્યું લાગે છે. નર્મદાતીર અને સોમનાથ એ આ સંપ્રદાયનાં મુખ્ય સ્થાનકો હતાં; અને તેથી પૌરાણિક સાહિત્ય અને પાશુપતમતના સંયુક્ત બલથી બ્રાહ્મણે આર્ય સંસ્કારની ભઠ્ઠી સતેજ રાખી હોય એમ સ્પષ્ટ દેખાય છે.

આર્ય સંસ્કૃતિનું ગુજરાતમાં બીજું મોટું સાધન તે જૈન સાધુ. કેટલાક ચક્રવર્તી રાજાઓએ જૈન મત સ્વીકાર્યો એમ ઇતિહાસ કહે છે; છતાં જૈન ધર્મનો રાજસત્તા જોડે ઘણો થોડો સંબંધ દેખાય છે. ઘણા અસલના વખતથી ગુજરાત એ જૈન મતની પુણ્યભૂમિ મનાતી આવી હતી, એટલે એ મતનું પ્રાબલ્ય અહીંઆં ઘણું હતું, અને છે. જે સાંસ્કારિક બલે એ મતનું સ્વરુપ લીધું તેનું મુખ્ય અંગ સાધુઓ હતા.

સંન્યસ્ત ને સંસાર વચ્ચે—ભિક્ષુ ને સંઘ વચ્ચે—બ્રાહ્મણનું સ્થાન

હતું. જૈન મતે આ સ્થાન રાખ્યુંજ નહીં. સંન્યાસી સાધુ તેજ તે મતાવલંબીનો ધર્મગુરુ હતો; અને ગુજરાતની સંસ્કૃતિ વિશિષ્ટ કરવામાં તેણે મોટો ફાળો આપ્યો. તે વૈરાગ્યની ભાવના સતેજ રાખતો; તે વિદ્યાનો સંઘરો કરતો; તે સામાન્યવર્ગનો હોવાથી તેની સહાનુભૂતિ સામાન્યવર્ગો તરફ હતી. સંન્યાસી જીવનને લીધે પોતાનું સ્થાન અસ્પર્શ્ય બનવાથી સંઘમાં સમાનતાની ભાવના તે પ્રસારતો. અહિંસામંત્ર તેના સંપ્રદાયનો મૌલિક સિદ્ધાંત હતો અને તેનાથી પ્રેરાઈ તે સમાજનાં દુઃખો ફેડવાનો પ્રયત્ન કરતો. રાજસત્તાની મદદ ન હોવાથી લોકોનાં હૃદય જીતવાનો પ્રયત્ન તે સદા કરતો; અને તે પ્રયત્ન કરતાં પ્રબંધો જેવું લોકસાહિત્ય તે રચતો. તે સંસાર જોડે અસંબદ્ધ હતો એટલે પરિસ્થિતિ સાથે સમાધાન તે બરોબર કરી શક્યો નહીં, અને પ્રજામાં તડ પાડવાના તેના પ્રયત્ન ચાલુ રહ્યા. તેને સંસ્કૃતનું પ્રાધાન્ય સ્વીકારવું પડ્યું, પૌરાણિક કથાઓને સુધારાવધારા સાથે સ્વીકારવી પડી અને સમાજમાં ને સંસ્કૃતિમાં તડ પાડવાના તેના પ્રયત્નો નિષ્ફલ થવાથી બીજાં બધાં સાંસ્કારિક બલોનો થોડા વધતા પ્રમાણમાં પણ સ્વીકાર કરવો પડ્યો.

આ બધાં અને બીજાં કેટલાંક કારણોથી ગુજરાતમાં વિદ્યા કે સાહિત્યની અભિવૃદ્ધિ થઈ નહીં. વર્ણશાસન સ્થપાયું નહીં, રાજસત્તા અનિયંત્રિત થઈ નહીં, બ્રાહ્મણેતર વર્ગો સંસ્કારમાં પાછળ પડ્યા નહીં, સમાજમાંથી યાદવો ને યૌધેયોએ સ્થાપેલાં સમાનતા ને સ્વાતંત્ર્ય અદૃષ્ટ થયાં નહીં; છતાં સાંસ્કારિક અસ્મિતા કાયમ રહી, અને પરસંસ્કાર ગાળવાની આંચ તેવી ને તેવીજ ધીકતી રહી.

૫

વિ. સં. ૧૦૧૭ માં ગુર્જર મૂલરાજ સોલંકી (૧૦૧૭–૧૦૫૩) પાટણની ગાદીએ આવ્યા. મધ્યકાલીન ગુજરાતની મહત્તાના એ વિશ્વ-

કર્મીએ પાટણની સત્તા દુર્જય કરી એટલુંજ નહીં, પણ સોમનાથને ગુજરાતના ઇષ્ટદેવ સ્થાપ્યા, સિદ્ધપુરને ધર્મક્ષેત્ર બનાવ્યું, દેશદેશના બ્રાહ્મણો ગુજરાતમાં વસાવ્યા, ભાંગેલા ભીન્નમાલની વિદ્યા ને સંસ્કારને ઝીલ્યાં, અને નવ–આર્યાવર્તના સાંસ્કારિક વન્હિઓને પ્રજ્વાલ્યા. તેના પ્રપૌત્ર સિદ્ધરાજના સમય સુધી આ જ્વાલા વધતી ગઇ. તે મહાપ્રતાપી સમ્રાટ્ ગુજરાતની સીમાને કાર્તવીર્યના સામ્રાજ્યની સીમા સુધી લઇ ગયો. ઉજ્જયિન ને અજમેર ગુજરાતનાં અંગ થયાં અને બુંદેલખંડ ને કોલાપુરમાં પાટણના નરેશની વિજયઘોષણા સંભળાઇ.

જેમજેમ ગુજરાતની સત્તા પ્રસરી તેમતેમ તેનાં વ્યાપાર ને સાહસ ચારે તરફ પ્રસર્યાં, અને તેની સમૃદ્ધિ ને ગૌરવ પણ વધ્યાં. રાષ્ટ્રીય અસ્મિતા જીવન પ્રેરી રહી દેખાય છે, અને સાહિત્ય ને સંસ્કાર બંને દ્વારા એ પ્રબલ બનેલી અસ્મિતા વ્યક્ત થઇ રહી હોય એમ લાગે છે. નવ–આર્યાવર્તના સનાતન જીવનમાં પણ આ સમય અસાધારણ જણાયા વિના રહેતો નથી.

તે સમયનાં વીસરાએલાં, ખોવાએલાં, છુટાછવાયાં પડેલાં ઐતિહાસિક સાધનોમાંથી પણ બે વ્યક્તિ એવી નીરાળી પડે છે કે તેના આછા રેખાચિત્રમાં પણ તે સમયની સંસ્કૃતિ જોઇ શકાય એમ છે.

આમાંની એક વ્યક્તિ તે ભાવ બૃહસ્પતિ. તે કાન્યકુબ્જનો બ્રાહ્મણ હતો; સર્વશાસ્ત્રવિશારદ હતો; અને પાશુપત મતનો આચાર્ય હતો. સોમનાથ પાટણમાં આવેલા પાશુપત મતના મઠનો તે પતિ હતો; સિદ્ધરાજનો ને કુમારપાલનો પરમ મિત્ર હતો; ને માલવાના રાજાનો ગુરુ હતો. એનાં વિગતવાર પરાક્રમોનો હજુ પત્તો મળ્યો નથી; પણ એના પ્રતાપે સિદ્ધરાજના મરણ સુધી શૈવ મતનું પ્રાબલ્ય કાયમ રહ્યું હોય એમ લાગે છે.

પણ એનાથી પણ વધારે નીરાળી બીજી વ્યક્તિ તો ધંધુકાના મોઢ વાણીઆ ચાચીગની–હેમચંદ્રાચાર્યની. મુત્સદ્દીપણામાં તે ગુર્જર મંત્રીઓથી

ઉતરતો હતો; રાજસત્તાના સ્થાપકોની દૃષ્ટિ એને હતી નહીં; પણ પોતાની સંપ્રદાય પ્રસારવાની દક્ષતામાં કે સાંસ્કારિક અસ્મિતા પ્રગટાવવાની કલામાં, વિદ્યાની સેવામાં કે બુદ્ધિની તીક્ષ્ણતામાં, અહિંસાના પ્રચારમાં, તપની સિદ્ધિમાં કે શબ્દબ્રહ્મની અડગ ભક્તિમાં આ 'કલિકાલસર્વજ્ઞે' વિશિષ્ટ આર્યત્વના શ્રેષ્ઠ આદર્શો પોતાનામાં મૂર્તિમાન કર્યો. એની શાસ્ત્રજ્ઞતા, એનો વૈરાગ્ય, ને એની વાક્પટુતાની પ્રશંસા કરતાં એના સમકાલીનોને સત્યયુગ પુનર્જીવન પામ્યો દેખાયો; અને પ્રતિસ્પર્ધી બ્રાહ્મણોને સંસ્કારનો ઈજારો હાથમાંથી સરી જતો લાગ્યો. એણે પાટણની સત્તા હાથ કરી, અહિંસાના શોખમાં રાજબલ નષ્ટ કર્યું; પણ ગુજરાતને સંસ્કાર, તપ ને જ્ઞાનની સ્વભૂમિ કરી, અને ઉજ્જયન, કાશી ને કાશ્મીરનો ગર્વ તોડયો.

એની પ્રેરણાથી કુમારપાલે વીરતા ત્યાગી અહિંસાત્મક નિર્બલતા સ્વીકારી, ગુજરાતે શસ્ત્ર છોડવા માંડ્યાં ને સિદ્ધરાજનું સામ્રાજ્ય તૂટી ગયું. હોલવાતી વીરજ્વાલે વસ્તુપાલ તેજપાલને પ્રેર્યા; પણ વિધિના લેખ કંઈ જુદાજ હતા એટલે 'અલ્લાહો અકબર'ની રણહાક સંભળાવા લાગી.

આ યુગમાં ગુજરાતનું વ્યક્તિત્વ સ્પષ્ટ રીતે આલેખાય એવું દેખાય છે. માલવાના પરમાર સાથે આદરેલા અનંત વિગ્રહથી માલવા ને ગુજરાત હંમેશને માટે જુદાં પડ્યાં; સપાદલક્ષ ને રજપુતાના તો જુદાં હતાંજ અને થોડા વખત પાટણના નરેશોએ જૈનમતની સત્તા સ્વીકારી; અને મતના વિજય માટે કે પોતાની મહત્તા સાચવવા તે મતના મંત્રીઓએ આસપાસના હીંદુરાજ્યથી અતડાપણું સેવ્યું. આ અતડાપણાથી ગુજરાતના વિશિષ્ટ સંસ્કારો વધારે નીરાળા ને સ્પષ્ટ થયા. જીવન પહેલેથી જરા આસપાસના જીવનથી ભિન્ન હતું તે હવે વધારે થયું. અને કાર્તવીર્યના અનૂપ, આનર્ત ને સૌરાષ્ટ્ર, પરશુરામનું શૂર્પારક, અને પરાંતઃએ પ્રદેશો જે લાટ તરીકે અસ્પષ્ટ વ્યક્તિત્વ પામ્યા હતા તે સિદ્ધરાજ

જયસિંહના 'ગુજરાત' તરીકે અનંતકાલ માટે સ્પષ્ટ સાંસ્કારિક વ્યક્તિત્વ પામ્યા. આ સમયથી ગુજરાતની પ્રજા ને સંસ્કૃતિ, ભાષા ને આત્મા એક ને અવિભાજ્ય થઇ રહ્યાં.

૬

પણ અરબસ્તાનના પયગંબરનો સંદેશ લઈ પરદેશીઓ હીંદ પર તુટી પડ્યા. હીંદનું ધન લુંટાયું; તેની સ્વતંત્રતા નષ્ટ થવા લાગી; તેના ધર્મ ને સંસ્કાર પર આફ્ત આવી. આ પરસંસ્કારનું બળ દુર્ધર્ષ હતું. દર વર્ષે વિદેશીઓ ધન ને રાજ્યના લોભે આવતા; લોકોને વટલાવતા અને દરરોજ નાનાં મોટાં રાજ્યોની ઉથલપાથલ કરતા; અને એ રીતે દરરોજ નવી સંસ્કૃતિની ધુંસરી જોરજુલમથી આ દેશ પર બેસાડવાના પ્રયત્ન થતા.

આ સંસ્કૃતિના અગ્નિથી તુર્કસ્થાન ને ઈરાનના જુના સંસ્કારો બળીને ભસ્મ થઇ ગયા હતા. આર્ય સંસ્કૃતિના જીવનમાં કટોકટીનો પ્રસંગ આવ્યો. આર્યવીરોના આત્મભોગ, વીરાંગનાઓની નિશ્ચલતા અને સંસ્કારરક્ષકોની નિશ્ચયાત્મકતાની સાખ ગામેગામની કહાણી દેવા લાગી.

ગુજરાતે દૂર રહેવા પ્રયત્ન કર્યો, પણ તે સફ્લ થયો નહીં. વિ. સં. ૧૩૫૩ માં અણહીલવાડ પડ્યું; આશરે વિ. સં. ૧૩૬૨ માં ગુજરાત સર થયું; વિ. સં. ૧૪૫૯ માં ગુજરાતની ગાદીએ સ્વતંત્ર મુસલમાન રાજા બેઠો.

આખા દેશમાં જેમ આર્યત્વની આગ હોલવવાનો પ્રયાસ થયો તેમ ગુજરાતમાં પણ થયો; અને આખું આર્યાવર્ત સંસ્કારના સંરક્ષણ માટે તત્પર થયું.

આ સંરક્ષણ માટે પહેલાં સમાજને સ્થિર સ્વરૂપ અપાયું. જીવનને નિશ્ચલ ઘટનામાં જડી દેવામાં આવ્યું. ન્યાતોની સીમાઓ સખત

થઈ ગઈ. શીરસ્તાઓને શાશ્વત નિયમોનાં સ્વરુપ અપાયાં. સંરક્ષકવૃત્તિ એજ જીવનનો મંત્ર થઇ રહ્યો. સ્વાતંત્ર્ય એટલે પાપ એમ ધર્મનો સિદ્ધાંત નક્કી થયો. અને આ નવી ભાવનાઓને ધર્મશાસ્ત્રોમાં સ્થાન આપવાની શરુઆત થઈ.

આ સાથે સાંસ્કારિક અસહકાર શરુ થયો. મુસલમાની સંસ્કારનું ક્ષેત્ર નાનામાં નાનું કરવામાં આવ્યું, ને તેની સાથે સંબંધ ઓછામાં ઓછો રાખવામાં આવ્યો. વ્યાપારી સત્તા મહાજને હાથમાં લીધી; ગામની સત્તા પંચાયતે હાથમાં લીધી; ને સામાજિક ને નૈતિક સત્તા ન્યાતોએ હાથમાં લીધી. માણસ દીવાન થઇ નવાબ જોડે મસલત કરે, પણ ઘેર આવી નહાય તોજ સ્ત્રી ભાણું પીરસે. બહાર ભલે તે પર-દેશીની મહેરબાની ભોગવે, પણ એના જીવનના અધિષ્ઠાતા તો ન્યાતીલાઓ ને તેના પર સત્તા ચલાવતા બ્રાહ્મણોજ રહ્યા. પરસંસ્કૃતિ રાજ્યસિંહાસને હતી, પણ સંસારમાં તેને સ્થાન ન હતું. કેળવણી હતી તેમજ બ્રાહ્મણોના હાથમાં રહી; અને જીવંત પરસંસ્કારને જીવનક્રમ-માંથી જાણે બાતલ કર્યો હોય તેવું માનસિક વાતાવરણ તેમણે રાખ્યા કર્યું. ભાષા ને સાહિત્યમાં—સંસ્કારના ગઢમાં—તો પરસંસ્કારનો સંચાર થાય એમ હતોજ નહીં અને ભાષા ને સાહિત્યની અધિષ્ઠાત્રી સંસ્કૃત હતી તેમજ રહી.

આ ઉપરાંત પરસંસ્કારનું પ્રાબલ્ય તોડવા તેની પ્રેરણાભૂમિ જોડે સંબંધ જેમ બને તેમ ઓછો કરવામાં આવ્યો. વિ. સં. ૧૪૫૯ માં મહમદશાહે ગુજરાતને સ્વતંત્ર કર્યું, અને દીલ્હી સાથેનો સંબંધ છોડ્યો ત્યારથી મુસલમાનો ગુજરાતના વિજેતાઓ મટી વતનીઓ થયા. હીંદુઓ પર જુલમ ઓછો થયો, ધાર્મિક અસહિષ્ણુતા નામનીજ રહી. અને વટલેલા હીંદુઓ ધર્મે મુસલમાન છતાં ઘણે ભાગે સંસ્કારે હીંદુજ રહ્યા. વહોરા, મોલેસલેમ ગરાશીઆ, ખોજા, કચ્છી મેમણો અને

તેમના સહવાસી હીંદુઓ વચ્ચે માત્ર નામનોજ ફેર દેખાય છે, એજ ગુજરાતની સંસ્કૃતિની ખુબી છે એમ કહ્યા વિના ચાલતું નથી. વિજેતા પર પણ સંસ્કૃતિ વિજય મેળવવા લાગી. અમદાવાદ વસાવવામાં અહમદશાહમાં (વિ. સં. ૧૪૬૮–૧૪૯૯) મુસલમાન કરતાં રજપુત રાજાઓનો જુસ્સો વધારે હતો; અને આજે ગુજરાતના શાહ બીજા મુઝફ્ફરનું (વિ. સં. ૧૫૬૯–૧૫૮૨) ચારિત્ર્ય ગુજરાતી સંસ્કૃતિના ઇતિહાસમાં શણગારરૂપે દેખાય છે.

આ ઉપરાંત વિજય માટે તલસી રહેલા આર્ય સંસ્કૃતિના આત્માએ એક નવી પ્રવૃત્તિ આદરી. જીવનનો પ્રવાહ નિશ્ચેતન ન થાય, હૃદયનો ઉત્સાહ ન દબાય, અને સંસ્કાર સજીવન રાખે એવું એક મહા પ્રચંડ બલ તેણે પ્રગટાવ્યું. આ બલે ધર્મસંપ્રદાય સ્થાપ્યા. તેણે એક વ્યક્તિની આસપાસ સંસ્કૃતિ રચવી શરુ કરી. તેણે એક ભાવના પ્રગટાવી. તે ભાવનાએ આખરે એક પુસ્તકનું સ્વરુપ લીધું. તે પુસ્તક તે શ્રીમદ્‌ભાગવત.

શ્રીકૃષ્ણે ધીમેધીમે હીંદુકથાઓમાં મધ્યસ્થ સ્થાન લેવા માંડ્યું હતું. ઐતિહાસિક દૃષ્ટિએ તે કૃષ્ણ–વાસુદેવ યાદવોના નાયક હતા. વિષ્ણુભક્ત ગુપ્તોના સમયથી તેમના પર દૈવી લક્ષણો આરોપાવા લાગ્યાં હતાં. વિષ્ણુનો આઠમો અવતાર કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ હતા, તેને બદલે કૃષ્ણ–વાસુદેવ મનાવા માંડ્યા હતા. મહાભારતના મુત્સદ્દી વીર મત્સ્યપુરાણમાં (આશરે ૫મી સદીમાં) દૈવી થઈ ગયા, ને એક બે શતક રહીને રચાએલા વિષ્ણુપુરાણમાં અવતારોમાં શ્રેષ્ઠ થયા, ભાગવતે તેમને દેવાધિદેવ, યોગીંદ્ર ને માનવશ્રેષ્ઠનું ત્રેવડું પદ આપ્યું. સંસ્કારનો એક પ્રચંડ તરંગ તેમને નામે આર્યાવર્તમાં પ્રસરી રહ્યો. જુના સંપ્રદાયોમાં નવો જીવ આવ્યો; નવા સંપ્રદાયો જન્મ પામ્યા; નવું સાહિત્ય પ્રગટ્યું; ને મૃતપ્રાયઃ સાહિત્યો ઉઠીને બેઠાં થયાં.

સંસ્કૃત રાજભાષાના સિંહાસન પરથી પદભ્રષ્ટ બની હતી. પરિ-

ણામે તેણે ધાર્મિક વ્યાસપીઠ પર પોતાનો કાબુ મજબુત કર્યો, એટલુંજ નહીં પણ પોતાની પ્રેરણા વડે પ્રાંતિક ભાષાઓને નવું જીવન આપ્યું. આ પરાક્રમ શ્રીકૃષ્ણના નામથી, અને ભાગવતની પ્રેરણાથી થયું.

ગુજરાતમાં ભાલણે (વિ. સ. ૧૪૯૫-૧૫૯૫) એ પ્રેરણાથી નવો સાહિત્યયુગ શરુ કર્યો. મીરાં ને નરસિંહનાં કાવ્યો પણ આ નવા બલની પ્રેરણાથી રચાયાં, ને સ્વીકારાયાં. કવિ ને કથાકારોની પરંપરા મારફતે આર્યભાષા ને સંસ્કારનો આત્મા ગુજરાતી સાહિત્ય અને તે દ્વારા સંસ્કારમાં ઉતર્યો. પ્રેમાનંદે નાનકડી રંગભૂમિ પર ભગવાન્ વેદવ્યાસનો પાઠ ભજવવાનો કંઈક પ્રયત્ન કર્યો; અને દયારામ સુધી-મુસલમાની યુગ પુરો થયો ત્યાં સુધી-એ નવા બલની પ્રેરણા કાયમ રહી.

આ બલની ભવ્યતાનું ભાન આણવા એક કોઇ પ્રેમાનંદ જેવી આદર્શ વ્યક્તિની મનોદશા પારખવાનો પ્રયત્ન કરીએ. ભૂતકાલની આર્ય સંસ્કૃતિ-પરાક્રમી કારકીર્દી, અપૂર્વ સાહિત્ય ને વિશુદ્ધ ભાવનાથી જાજ્વલ્યમાન એવી પવિત્ર ને શ્રેષ્ઠ સંસ્કૃતિનો તે વારસ હતો,-પ્રતિનિધિ હતો. યુગો થયાં તેની સનાતન મહત્તા સદાચારી પિતા ને સતી માતાઓએ જાળવી હતી. તેને મન ભૂત મહત્તા ગયા જમાનાની ન હતી, પણ સદાસર્વદા વિજયી રહેતી મહત્તા હતી. તે પરસંસ્કારને ખાળવા તત્પર હતો. તેના કાન ભૂતકાલની પ્રેરણાનું સંગીત સાંભળી રહ્યા હતા. તેની આંખ ભાવિવિજય પર ઠરેલી હતી. તેણે અંતરનાં બાર ખોલી પોતાના આત્માનું સંસ્કારી સંગીત રેલાવ્યું. તેણે પાઠશાલાઓ પ્રેરી; ગામેગામ કીર્તન કર્યું; ગલીગલીએ કથા કરી; અને ઘેરઘેર લોકગીત ગવડાવ્યાં. એણે ધર્મ સાચવ્યો, ઐતિહાસિક સાતત્ય સાચવ્યાં, ભાષા ને સાહિત્ય સાચવ્યાં, પ્રેરણા ને આદર્શ સાચવ્યાં અને સંસ્કૃતિનો અમર આત્મા એને પ્રતાપે ગુલામગીરીની બેડી તોડી દેશમાં વિજયી થઇ વિચરી રહ્યો.

આ સમયમાં વૈષ્ણવ સંપ્રદાય પણ આ બલનું અંગ થઇ રહ્યો. ૧૨ મા શતકમાં ગીતગોવિંદ રચાયું. ૧૩ મા શતકમાં બોપદેવે ભાગવત અને હરિલીલાષોડશકલા રચ્યાં. સં. ૧૪૬૯ માં ગુજરાતના નૃસિંહારણ્ય મુનિએ વિષ્ણુભક્તિચંદ્રોદય નામનો વૈષ્ણવ ગ્રંથ લખ્યો. સં. ૧૫૩૫ માં વલ્લભાચાર્ય જન્મ્યા. ચૈતન્ય સં. ૧૫૪૧ માં જન્મ્યા. પંદરમા સૈકામાં વૈષ્ણવ નરસિંહ થયો. ભાલણ અને ભીમ પર પણ એ સપ્રદાયની અસર દેખાય છે; અને તે દયારામ (સં. ૧૮૨૩ થી ૧૯૦૮) સુધી ચાલી આવી એ પણ નિર્વિવાદ છે. આ સંપ્રદાયના છેલ્લા પ્રતિનિધિ સહજાનંદ સ્વામી થયા (સં. ૧૮૩૭ થી ૧૮૯૬) ત્યાં સુધી આ સંપ્રદાય સાંસ્કારિક બલ તરીકે રહ્યો.

આ સંપ્રદાયે કેટલાક ઘણાજ અગત્યના ફેરફાર કર્યા. એણે જૈન ને શૈવ મત વચ્ચે જે વિરોધ થોડા વખત થયાં દાખલ થયો હતો તેનો નાશ કર્યા. એણે શૈવમતનો આડંબર ને પાશુપતમતને નામે ચાલતો પાખંડ બંનેને દૂર કર્યા; અને બીજી બાજુએ જૈનોની શુષ્કતા, અને અલગપણું બંનેને વીસરાવ્યાં. કૃષ્ણભક્તિના રસથી શૈવમતમાં સરલતા આવી, ને જૈનમતમાં રસ આવ્યો. આ સપ્રદાયે એક સમાજના દૂર ને દૂર રહેવા મથતા બે ટુકડાને સાંધ્યા અને સંસ્કૃતિની એકતાનતાએ વિજય મેળવ્યો.

આ નવા સંપ્રદાયો વીસરાએલા યૌધેયોના સમાનતાપ્રેમના નવા અવતાર હતા. તેનું કાર્યક્ષેત્ર સામાન્ય વર્ગ હતો અને તેની પ્રેરણાથી લોકો પોતાનો ઉદ્ધાર સાધી રહ્યા. વર્ણો વચ્ચે સાંસ્કારિક અસમાનતા ઝાઝી હતી તો નહીંજ; અને જે કૈં હતી તે આ બલે વીસરાવી દીધી. ગુજરાતીઓમાં શૈવ, જૈન કે ઇતર સંપ્રદાયના અનુયાયીઓમાં જે સમસંસ્કારિતા આજે જણાય છે તેનું કારણ આ સંપ્રદાય છે.

બીજા પ્રાંતોમાં જે અજ્ઞાન વર્ગોની અધમ અને અસ્પર્શ્ય સ્થિતિ

જોવામાં આવે છે તે આપણે ત્યાં જોવામાં આવતી નથી, તેનું કારણ પણ આપણી સંસ્કૃતિ છે. આ સંસ્કૃતિએ પૌરાણિક, જૈન ને વૈષ્ણવ મતને અધમોદ્ધારક બનાવ્યા.

આ યુગમાં પણ જીવદયાના સિદ્ધાંતને માત્ર પુસ્તકોમાં નહીં, પણ જીવનમાં ઉતારવાને જૈન સાધુસંઘ સતત પ્રેરણા કરી રહ્યો લાગે છે. સહિષ્ણુતા, સમભાવ, દુઃખ ને નિર્બલતા તરફ સહૃદયતા એ ગુજરાતી સંસ્કૃતિનાં અગત્યનાં લક્ષણ કેળવવાને મુસલમાની જુલમ હતો છતાં, તેણે અનેક પ્રયોગો કર્યાં; અને તેને પરિણામે જીવદયા વીશે લાગણી અને દુઃખ દૂર કરવાની તત્પરતા એ જેટલાં ગુજરાતમાં જડે છે એટલાં ક્યાંય પણ જડતાં નથી.

મુસલમાન સત્તાએ તેની રાજ્કીય સત્તા લઈ લીધી; વૈષ્ણવ સંપ્રદાયે તેની સામાજિક સત્તા લઇ લીધી; છતાં આર્યસંસ્કૃતિમાંની પરમ ભાવનાઓ તપ ને વૈરાગ્ય તેણે એકાંતમાં સેવ્યા કર્યાં. એનું મગજ સંકુચિત હતું; એની અસહિષ્ણુતા વધારે પડતી હતી—છતાં પણ પોતાનો દૈવી પદનો દાવો સિદ્ધ કરવા તેને વૈરાગ્યપ્રધાન વાતાવરણ રાખી રહેવુંજ પડ્યું.

અને આ પ્રમાણે આ યુગ ચાલ્યો. મરાઠા આવ્યા પણ વડોદરામાં થાણું થાપ્યા સીવાય કાયમની કૈં અસર કરી શક્યા નહીં. પણ આ યુગના સાંસ્કારિકતાના પ્રતિનિધિઓ શોધતાં ત્રણ વ્યક્તિઓ નીરાળી નજરે પડે છે.

એક તો પાલણપુરના ઓસવાલ–જૈન સૂરીશ્વર હીરવિજયસૂરિજી. સં. ૧૫૮૩ માં તેમનો જન્મ હોઇ ગુજરાતના કટોકટીના ઐતિહાસિક પ્રસંગો વખતે તેમણે જીવન વહ્યું. અમદાવાદના મુસલમાન રાજાઓ માંહોમાંહ લઢી મર્યા અને સં. ૧૬૨૮માં ગુજરાતે સ્વાતંત્ર્ય ખોયું અને અકબરના

સામ્રાજ્યનો વિભાગ થઈ રહ્યું. સંસ્કૃતિ ફરીથી મુશ્કેલીમાં આવી પડી. હીર-વિજયસૂરિ એ જૈન મતે જે પૂજ્ય મૂર્તિઓ પ્રગટાવી છે, તેમાંની વિશુદ્ધ ને અપ્રતિમ મૂર્તિ લાગે છે. તપની ભાવનામાં, શ્રદ્ધાની નિશ્ચલતામાં, નિઃસ્વાર્થ જીવદયામાં કે પરમાર્થપરાયણતામાં–આ સાધુનું સ્થાન કોઇથી પણ ઉતરતું નથી. ચારે તરફ તેમના સાત્વિક પ્રતાપની અસર થઇ; ગામેગામમાં તેમના નામનો જાદુ પ્રસર્યો.

જ્ઞાનવિલાસી શહેનશાહ અકબરના કાને એમનું નામ ગયું; ને તેણે આ અહિંસાના ઉપાસકને નિમંત્રણ આપ્યું. જંબુસર પાસે ગાંધારથી નીકળી સૂરિ ચાલીને દીલ્લી ગયા. ગુજરાતની સંસ્કૃતિનો પ્રતિનિધિ મુગલ સત્તાના પ્રતિનિધિને મળ્યો. અકબરે તેમને–એના સ્વભાવ પ્રમાણે થોડોક વખત–પોતાના ગુરુ સ્થાપ્યા. સૂરિએ અકબરને કેટલેક અંશે આર્યત્વના પાઠ પઢાવ્યા; ને ગુર્જર સંસ્કૃતિને નિર્ભય કરવાનું વચન લીધું.

બીજી વ્યક્તિ તે ભટ પ્રેમાનંદની (સં. ૧૬૯૨–૧૭૯૦). જે વર્ગનો એ સર્વોત્તમ પ્રતિનિધિ હતો તે વીશે તો હું આગળ કહી ગયો, પણ તે પોતે માત્ર કૃષ્ણના નામથી, કે ભાગવતની પ્રેરણાથી પ્રેરાયો ન હતો. તેની પ્રેરણા સંસ્કૃત સાહિત્ય હતું, તેનું લક્ષ્ય ગુજરાતી સાહિત્યના વિકાસ પર હતું. દરેક પુરાણ, દરેક કથાનો તેણે ઉપયોગ કર્યો. તેણે બ્રાહ્મણપદનું સાફલ્ય કર્યું. તેણે ગુજરાતને વિશિષ્ટ સાહિત્ય આપ્યું; ને તે સાહિત્યદ્વારા તેની સંસ્કૃતિને સતેજ કરી. તેની જીભે સંસ્કૃત વાગી-શ્વરીએ ગુજરાતી અવતાર લીધો.

અને ત્રીજી વ્યક્તિ તે સ્વામી સહજાનંદની (સં. ૧૮૩૬–૧૮૮૬). વર્ણ ને ધર્મનો વિરોધ એણે અટકાવ્યો; અસમાનતા દૂર કરી; જ્ઞાન ને નીતિનો પ્રચાર કર્યો; અનાચાર ને દુઃખ અટકાવ્યાં. એને પ્રતાપે ગુજરાતમાં અધમવર્ગ માત્ર નામનોજ રહ્યો. બ્રાહ્મણ, વિદ્વાન, અડગ વૈષ્ણવ ને આદર્શ સંન્યાસી–આ સુધારકે પોતાનાં જીવન અને

કારકીર્દીથી ગુજરાતી સંસ્કૃતિનાં આકર્ષક લક્ષણો સબલ કર્યાં. ગતયુગની ભવ્યતાનો પ્રતિનિધિ, એ નવા યુગના ઉંબરા પર ઉભો રહ્યો.

—અને આ પ્રમાણે આ લગભગ ચારસો વર્ષનો યુગ પુરો થયો.

૭

નવો યુગ શરુ થયો. પરદેશી સત્તા ને પરદેશી સંસ્કાર બંનેનો સંચાર ફરીથી થયો. વિ, સં. ૧૮૧૩ (ઇ. ૧૭૫૭) માં પ્લાસીનું યુદ્ધ થયું; વિ. સં. ૧૮૭૪ (ઇ. ૧૮૧૮) માં ખડકી આગળ પેશવાઇ સત્તા પડી; વિ. સં. ૧૯૧૩ (ઇ. ૧૮૫૭) માં હીંદી સ્વાતંત્ર્ય માટે થયેલો છેલ્લો બળવો શમ્યો. અંગ્રેજી રાજ્ય આવ્યું અને પાશ્ચાત્ય સંસ્કૃતિ દાખલ કરવાનો પ્રયોગ શરુ થયો.

મુસલમાની સંસ્કારમાં ખલીફ ઓમારની હીંમત ને પ્રામાણિકતા હતાં; પાશ્ચાત્ય સંસ્કારમાં કલાઇવનું કાપટ્ય ને વોરન હેસ્ટીંગ્સની નિર્દયતા હતાં. મુસલમાની સંસ્કૃતિ કાફર કહી જીવ લેતી; પાશ્ચાત્ય સંસ્કૃતિ દેવદૂત બની આત્મા હરતી. એક સામે થવું સહેલ હતું; બીજાની સામે થવાનું અશક્ય થઇ પડ્યું.

આ પરસંસ્કારે આદરેલો કાર્યક્રમ આપણા જીવન, ધર્મ, ને સંસ્કાર ત્રણેના પાયા ઉખેડી નાંખવાનો હતો. સંસ્કૃતિને તેના સ્થાન પરથી ઉઠાડી મુકવી; સ્વભાષાને બને તો ઉચ્છેદી નાંખવી; બ્રાહ્મણોની સત્તાને તોડી નાંખવી; સામાજિક ભાવનાઓને વીસરાવી દેવી; ભૂતકાલનું જ્ઞાન અને તેને માટેનો ગર્વ એ બંનેને ભુલાવી દેવાં; સાંસ્કારિક ને રાષ્ટ્રીય અસ્મિતા કદી હતી નહીં, અને છે નહીં એવો ચોક્કસ ખ્યાલ આપવો; અને સ્વતંત્રતા પોષવાને બાને સ્વચ્છંદ પ્રસારવો—એ આ કાર્યક્રમનાં જાણ્યેઅજાણ્યે સ્વીકારાએલાં અંગ હતાં.

તે ઉપરાંત બીજાં પણ કેટલાંક અંગ આવ્યાં. આપણો ખરો ઇતિહાસ પ્લાસીના યુદ્ધથી શરુ થયો; આપણા સુખનો સૂર્ય અંગ્રેજી રાજ્યથીજ ઉગ્યો; આપણી ભાવનાઓની શરુઆત અંગ્રેજી સાહિત્યના

અભ્યાસથીજ થઇ; અને આપણો ઉદ્ધાર વિદેશી સંસ્કારથીજ થશે–એવી અનેક માન્યતાઓ પેદા કરવા મહેનત થઇ રહી.

આ બધો કીમીઓ કરવાનું મુખ્ય સાધન પાદરીશાઇ કેલવણી હતું. વિ. સં. ૧૮૫૫ માં સીરામપોરમાં પાદરીએ પહેલી શાળા ખોલી; વિ. સં. ૧૮૯૧ માં મેકાલેએ અંગ્રેજી કેળવણીને પ્રાધાન્ય આપ્યું; વિ. સં. ૧૯૧૩ માં કલકત્તા, મદ્રાસ ને મુંબાઇની શારદાપીઠો સ્થપાઇ.

આ કેલવણી પાછળ આપણે ગાંડા બની ગયા. આપણે જંગલી હતા, એટલે એ કેળવણીથી સુધરવાની જરુર હતી. આપણે ત્યાં સ્વાતંત્ર્ય નહોતું એટલે એ કેળવણી આપણને સ્વતંત્ર બનાવવાની હતી. આપણે ત્યાં વિદ્યા નહોતી, એટલે એ કેળવણીએ આપણને જ્ઞાની કરવાની હતી. આ કેળવણીએ આપણને સુધાર્યા, આપણને માણસ બનાવ્યા, આપણને મોક્ષમાર્ગે ચઢાવ્યા. આપણે જંગલી હતા; આપણામાં જ્ઞાન નહોતું ને ચારિત્ર્ય નહોતું; આપણામાં ભાવના નહોતી ને સ્વાતંત્ર્ય નહોતું; ને મેકાલે જેવા જગદુદ્ધારકે આ કેળવણીનાં દ્વાર ખોલી સુવર્ણયુગ શરુ કર્યો.

આ બધું બન્યું નહીં—પણ બન્યું એમ આપણે માન્યું. પાશ્ચાત્ય સંસ્કૃતિનું ઉત્તમ શસ્ત્ર તે આ માન્યતા સ્વીકારાવવાની શક્તિ હતી. જે દેશે મુસલમાન સંસ્કૃતિના ત્રાસને તિરસ્કાર્યો તે આ જાદુમાં ફસાઇ ગયો. પૂર્વજોની કીર્તિ કલંકિત કરી, આત્મસંસ્કારને તિરસ્કારી આપણે પાશ્ચાત્ય સંસ્કૃતિના તેજમાં આંધળા બની ગયા.

અને તેણે સરવાળે શું કર્યું?

આવી માન્યતાએ આપણી પ્રજાનું શારીરિક બલ ખોવડાવ્યું. ભૂતકાલના ગૌરવ માટે આપણને પ્રેમ હતો તે વિસરાવી પરસંસ્કારની ભીખ માંગતા કર્યા. એણે જ્ઞાન ને શુદ્ધિ પર રચાએલી વર્ણવ્યવસ્થા તોડી પૈસાદાર ને ગરીબના વર્ણો રચ્યા. એણે બ્રાહ્મણની વિડંબના કરાવી

સાહેબપૂજા શીખવી. એણે મર્યાદાની ભાવના તોડી સ્વચ્છંદ શીખવ્યો. મિતાહારી જીવન ત્યજાવી ક્ષુદ્ર વાસનાઓ પાછલ ઘેલા કર્યા. એણે સંસ્કૃતને વીસરાવી અંગ્રેજીની ભક્તિ દાખલ કરી. આપણું સાહિત્ય છોડાવી પરસાહિત્યની ગુલામગીરી કરાવી. આપણો ઇતિહાસ ભુલાવી પારકી મહત્તાના જાપ જપાવ્યા. આપણી રીતિ ને પહેરવેશ, આપણા આચાર ને વિચાર, આપણી ભાવના ને ગૌરવ—બધાં કલંકરૂપ હોય એમ લાગતાં શીખવ્યું. ભૂતકાલ વીસરાવી એણે આપણું ભાવિ વેચાતું લઇ લીધું.

પરસંસ્કારનું વિષ આપણી રગોમાં પ્રસરવા માંડ્યું. ઘર ભંગાયાં, કુટુંબો તુટયાં, ન્યાતો તુટી, ભાવનાની ભ્રષ્ટતા દાખલ થઇ, સંયમ ગયો, ને ગૌરવ ગયું. આપણને ખાત્રી થઇ કે આપણે નાલાયકમાં નાલાયક છીએ; ને આ પરસંસ્કારનાં ઝાંઝવાં જોઇ તરસ છીપાવવાની આશા રાખી, નિરાધારીમાં અને અધમતામાં, આપણે પરાશ્રયી ઉદ્ધારનાં નિર્જીવ સ્વપ્નાં જોઇ રહ્યા.

આર્ય સંસ્કારના ઇતિહાસમાં આ પ્રકરણો કલંકરૂપ છે. જ્યારે આખા દેશમાં આ પ્રમાણે પરસંસ્કાર વિજય કરી રહ્યો ત્યારે પણ ગુજરાતમાં એનું જોર ઝાઝું ચાલ્યું નહીં. અંગાર બુઝાયા નહીં. આપણે ત્યાં સંસ્કારી ભદ્રલોક ને અસંસ્કારી અધમલોક વચ્ચે ફેર નહોતો. આપણે ત્યાં બ્રાહ્મણવર્ણની સત્તા એવી ન હતી કે બ્રાહ્મણ ને બ્રાહ્મણેતર વર્ગ વચ્ચે તકરાર ઉભી થઈ શકે. મુસલમાન અને હીંદુઓ વચ્ચે એક સંસ્કારનું એવું બંધન હતું કે તે પણ તોડ્યું તુટે એમ નહોતું. આપણા સમાજમાં કેટલેક અંશે સ્વતંત્રતા હતી; ધર્મધુરાની અસહિષ્ણુતા પણ કેટલેક અંશે સંસ્કૃતિમાંજ હતી. પરિણામે જ્યારે પાદરીશાઈ કેળવણીથી આખા દેશમાં પરસંસ્કારનો વિજય થયો ત્યારે આ સંસ્કારની અગ્નિના અંગાર પર માત્ર રાખજ વળી. નવ-આર્યાવર્તમાં આંચ તો ધીકતીજ રહી.

આ અંગારમાંથી પહેલો તણખો ઉડ્યો. મોરબીના બ્રાહ્મણસ્વરૂપે એ તણખો બીજે પ્રાંતે ગયો.

શાસ્ત્રીય જ્ઞાનનો ભંડાર તેના હાથમાં હતો; વાચા તેની જીભે વસી હતી; વૈદિક ઋષિ સમો તેનો આત્મા પ્રબલ હતો; અને તેની નજર સંસ્કૃતિકારની હતી. આ નરવીર—સનાતન નવ–આર્યાવર્તના આ યુગનો પહેલો પ્રતિનિધિ બન્યો.

તેણે ચારે તરફ પ્રસરી રહેલા ભયનું માપ કાઢ્યું. તેને ઐતિહાસિક સાતત્ય અને સાંસ્કારિક અસ્મિતા વિના સંસ્કૃતિ બચાવવી અશક્ય લાગી. તેના બ્રાહ્મણપૂર્વજોની સંસ્કારસંરક્ષક વૃત્તિઓ તેનામાં વ્યક્ત થઈ. તેણે સાંસ્કારિક અસ્મિતા ફરી પ્રગટાવી; એને પ્રતાપે યુગોના અંતર છતાં વેદનો ટંકાર ફરી સંભળાયો; ને પરસંસ્કારે પ્રસારેલી જાળને એણે પહેલી છેદી.

પણ દયાનંદનું (વિ. સં. ૧૮૮૧–૧૯૩૯) કર્તવ્યક્ષેત્ર ગુજરાતની બહાર હતું. હિંદુઓના આ દેશમાં માત્ર ધર્મથીજ સંસ્કાર જળવાય એવું કંઈ ન હતું. તાપીતટે એક સાહિત્યકરૂપે સ્વસંસ્કારનો આત્મા પ્રગટ્યો. "નર્મદ વીર હતો; અને તે સમાજ સુધારવા મથ્યો. તે તત્ત્વદ્રષ્ટા હતો, અને તેને સ્વસંસ્કારમાં રહેલું રહસ્ય સમજાયું. એટલું નહીં પણ પર-સંસ્કારને વીસારી નાંખી, સ્વસંસ્કારને પુનર્જીવન આપનાર મહા-ગુજરાતીઓની જે અનંત માલા અનાદિકાલથી ચાલી આવે છે તેનો એ મણકો થઈ રહ્યો."(૧)

એને મેં હાલના સાહિત્ય મન્વંતરનો મનુ કહ્યો છે. જેમ ભાલણે ભાગવત યુગના આરંભમાં સાહિત્યને સંસ્કારને સાચવવાનું ને વ્યક્ત કરવાનું સાધન બનાવ્યું હતું, તેમ નર્મદે (વિ. સં. ૧૮૮૯–૧૯૪૨) આ યુગમાં નવા પ્રકારના સાહિત્યને તેવાજ ઉપયોગમાં લીધું. તેણે

ગુજરાતને વીસરાએલી અસ્મિતાની ફરી યાદ દીધી. તેણે સાહિત્યની સેવાને સંસ્કારસંરક્ષણમાં અગ્રસ્થાન આપ્યું. તેણે પાછળથી સ્વધર્મનું રહસ્ય પણ જોયું. તેણે પ્રગટાવેલું બલ નવલરામે ને ઇચ્છારામે સશક્ત રાખ્યું; અને વર્ષો થયાં 'ગુજરાતી'રૂપે તે આજે પણ અસર કરી રહ્યું છે. 'ગુજરાતી' સાંસ્કારિક બલ છે, માત્ર છાપું નથી—એમ કહ્યા વિના ચાલતું નથી.

પરસંસ્કાર ગાળી નાંખી, સ્વસંસ્કારને સતેજ રાખવા બીજે ઠેકાણે એક જવાલા પેદા થઇ. તે જ્વાલાને નડીઆદ સંપ્રદાયના નામથી ઓળખી શકાય. ભૂતકાલમાં સંસ્કાર સંરક્ષણમાં નાગરોએ મોટો ભાગ લીધો હતો તે આપણે જોયું. વલ્લભીના સમયથી તેઓ આર્યસંસ્કૃતિઓના રક્ષકો હતા; મધ્યકાલમાં તેઓ પાશુપતમતના સ્તંભ હતા; અને મુસલમાનયુગમાં રાજ્યસત્તાના પરસંસ્કારનું વિષ નિર્બલ કરવામાં તેમણે ઘણી સેવા બજાવી હતી. તેમનામાં વિદ્વત્તા ને સંસ્કાર ચાલ્યાં આવતાં હતાં. પરસંસ્કાર જોડે તેમણે અસહકાર અસરકારક રીતે કર્યો હતો. આ કારણથી તેમનામાં સાંસ્કારિક અસ્મિતાની જ્યોત બળતી હતી.

નડીઆદ પાટનગર નહોતું એટલે રાજકીય ખટપટે તેનું વાતાવરણ ક્ષુદ્ર કે સ્વાર્થી કર્યું નહોતું; અને ત્યાંના નાગરોએ સંસ્કૃતને તેના આદ્યસ્થાન પર સ્થાપવાને, ગુજરાતીને સજીવ ભાષા તરીકે પોતાનો દાવો ચાલુ રાખવાને અને આ રીતે સ્વસંસ્કારનો વિજય સાધવાને ભગીરથ પ્રયત્ન કર્યો. મનસુખરામની અવગણના કરવી સહેલ છે; તેમની આડંબરી ભાષાની મશ્કરી કરવી તેથી પણ સહેલ છે; પણ મનસુખરામે (સં. ૧૮૯૬–૧૯૬૩) અંગ્રેજી યુગની શરુઆતમાં પરસંસ્કારની અસર ચારે તરફ ફરતી હતી તે વખતે સંસ્કૃતની અડગ ભક્તિ કરી ને સ્વસંસ્કારમાં નિશ્ચલ શ્રદ્ધા રાખી નવો સંપ્રદાય સ્થાપવાની હીંમત રાખી એજ તેમની મહત્તા દેખાડે છે. યુગોના યુગો થયાં જે સાંસ્કારિક શક્તિ આપણને સજીવ

રાખ્યા હતા અને આર્ય સંસ્કૃતિને વિજયી કરી હતી, તેની ખંડિત થતી ધારને ફરીથી તેણે પાણી પાયું. ગોવર્ધનરામ (સં. ૧૯૧૧-૧૯૬૩) પણ આજ સંપ્રદાયના; અને તેના સારામાં સારા અંશો સરસ્વતીચંદ્રમાં વ્યક્ત થયા દેખાય છે. એ પુસ્તકે એક દશકા સુધી તો સાંસ્કારિક બલનું સ્વરુપ લીધું હતું. મણિલાલ નભુભાઈએ (સં. ૧૯૧૪-૧૯૫૪) પોતે એ સંપ્રદાયના છતાં તેના આદર્શોથી ભિન્નતા દાખવી; પણ પ્રાચીન ગૌરવ ને જ્ઞાનનું ગુજરાતને ભાન કરાવનાર તરીકે એ સંપ્રદાયમાં એમનું સ્થાન ઘણું મોટું છે. સાહિત્યપરિષદની સંસ્થા આ સંપ્રદાયે પ્રગટાવેલી શક્તિનું મોટામાં મોટું પ્રદર્શન હતું; અને 'ગુર્જરસભા'ની સદ્‌ગત સંસ્થા તે આ શક્તિનું છેલ્લું પ્રદર્શન હતું. આ ઉચ્ચાશયી સંપ્રદાય સાંસ્કારિક બલ તરીકે હવે રહ્યો નથી; પણ એની ભાવનાનો વારસો ચારે તરફ વહેંચાયો છે ને એક બલમાંથી અનેક બલો પ્રગટ્યાં છે.

ગુજરાતી સંસ્કૃતિનું એક સુંદર લક્ષણ લોકનું સ્વમાન હતું. આ લક્ષણને લીધે પ્રતાપી ગુજરાતમાં વર્ગશાસન કે આપખુદી સત્તા ટકી શકતી નહીં. ક્યાં તો એ વારસો હૈહયોનો હોય, યાદવોનો હોય કે યૌધેયોનો હોય પણ મંડલેશ્વરો, બ્રાહ્મણો કે જૈનો પોતાના વર્ગની સત્તા વધુ વખત બેસાડી શકયા નહીં, અને મુસલમાનો પોતાના સ્વધર્મીઓનું શાસન કાયમ કરી શકયા નહીં. આજ કારણને લીધે કોઈ વર્ગ જ્ઞાન કે સંસ્કારનો ઇજારો રાખી શકતું નથી, અને સમસંસ્કારિતા બધા વર્ણમાં દેખાય છે. અને આજ લક્ષણને લીધે અંગ્રેજી રાજ્યસત્તાએ રચેલું અંતર ગુજરાતી પ્રજા સમજી શકી નહીં; અને બેસાડવા માંગેલો ધાક બેસાડી શકી નહીં.

પ્રથમ દાદાભાઈ નવરોજી અને નવરોજી ફરદુનજીએ આ લક્ષણ જાળવી રાખ્યું; અને સં. ૧૯૨૬ (ઈ. ૧૮૭૦)થી એ લક્ષણના પ્રતિનિધિ ફીરોજશાહ મહેતા થવા લાગ્યા. સં. ૧૯૪૧ (ઈ. ૧૮૮૫)માં

એમણે પ્રેસીડેન્સી એસોસીએશન સ્થાપી ત્યારથી તે સં. ૧૯૬૯ (ઇ. ૧૯૧૩)માં એમણે 'ક્રોનીકલ' સ્થાપ્યું ત્યાં સુધી તેમનું પ્રતિનિધિત્વ ચાલુ રહ્યું. એમની રાજકીય કારકીર્દી વીશે અત્યારે બોલવું અસ્થાને છે. પણ એ જીવ્યા ત્યાં સુધી સાંસ્કારિક બલની મૂર્તિ રહ્યા. એમણે ગુજરાતી લોકનું સ્વમાન જાળવ્યું; પરદેશી રાજ્યકર્તાઓનો શ્રેષ્ઠતાનો દાવો સ્વીકાર્યો નહીં; અને સમાનતાનું વાતાવરણ જાળવ્યું. આજે હીંદમાં બીજે ઠેકાણે ગોરાકાળા વચ્ચે ગમે તેવી અસમાનતા હોય, અને આપણે અહીંઆં એ અસમાનતા જાળવવા પ્રયત્ન પણ થયા હોય; પણ એ અસમાનતા ગુજરાતમાં કોઇએ સ્વીકારી નથી, અને પરદેશી પર દૈવી ગુણોનો આરોપ કર્યો નથી.

ફીરોઝશાહ ગુજરી ગયા, અને પ્રેસીડૅંસી એસોસીએશનનું પ્રતિનિધિત્વ હોમરુલ લીગની મુંબાઇની શાખાના હાથમાં ગયું. એ ગુજરાતી સંસ્થાએ ગુજરાતના સંસ્કાર ખીલવવામાં મોટો ફાળો આપ્યો: અને રાજકીય ઉત્સવની પાછળ રાષ્ટ્રીય ને સાંસ્કારિક અસ્મિતા પ્રગટી. રા. મહમદઅલી ઝીણાનું નિર્ભય નેતૃત્વ ને રા. શંકરલાલ બૅંકરની સર્વવ્યાપી વ્યવસ્થાશક્તિ—એ આ બલના પ્રશંસનીય સ્વરુપનો કૈં ખ્યાલ આપી શકે છે.

આ યુગમાં સાહસ પણ ખીલી રહ્યું. સુરત ને ખંભાતનું સાહસ અને અમદાવાદનાં ધન ને ઝીણવટ જે ગતયુગનાં શોભારૂપ હતાં તેમણે મુંબાઇમાં વાસ કર્યો, અને કુશપુત્રોનું સાહસ નવે સ્વરુપે દેખાયું. રાજરક્ષિત પરદેશી વ્યાપાર પણ ગુજરાતને સાહસના ક્ષેત્રમાંથી ખસેડી ન શક્યો.

આ યુગમાં સ્વસંસ્કાર ખોયા વિના આપણા સમાજે મુસલમાન કાળમાં કેળવેલી સંરક્ષકવૃત્તિ ત્યાગી. બીજા પ્રાંતોમાં વિપ્લવો થયા, પણ ફેરફાર ન થયા; આપણે ત્યાં ઝપાટાભેર છતાં નિયમસર પ્રગતિ સધાતી ગઇ. ધર્માંધતા તો હતીજ નહીં. ન્યાતોની સત્તા નામનીજ રહેવા

લાગી. કુટુંબજાળો વગર ઘર્ષણે ઉકેલાવા લાગી. સંસ્કૃતિના વિજયકાલે જરુરી એવું વ્યક્તિસ્વાતંત્ર્ય સાધી શકાય એવી પરિસ્થિતિ પેદા કરી.

આખા હીંદની માફક ગુજરાતે સ્વસંસ્કાર બચાવવા માટે મુસલમાની યુગમાં સ્ત્રીઓ પર અંકુશ મુકયો હતો, અને છતાં બીજા પ્રાંતોમાં પ્રચલિત પડદાનો રીવાજ તેણે સ્વીકાર્યો નહોતો. આ યુગમાં સંસ્કાર ખીલવવા ગુજરાતે સ્ત્રીઓને જીવનમાં સમાન ને સ્વતંત્ર સ્થાન આપવાની શરુઆત કરી; અને જે સંસારસુધારો કંઇક અંશે આણવા માટે બીજા પ્રાંતોમાં ધાર્મિક સંપ્રદાયની જરુર પડી તે અહીંઆં સ્ત્રીઓને મળેલા ઉંચા સ્થાનથી એની મેળે થયો. અને ગુજરાતમાં સામાજિક પ્રગતિ ઝપાટાબંધ સધાતી જાય છે તેનું મુખ્ય કારણ આજ છે.

આ પ્રમાણે નવ–આર્યાવર્તનો લોકસંગ્રહ પ્રગતિમાન જીવન માટે, સ્વસંસ્કારના વિજયપ્રયાણ માટે તૈયારી કરી રહ્યો.

૮

અને સં. ૧૯૭૦ માં એક ચિરસ્મરણીય બનાવ બન્યો. દક્ષિણ આફ્રીકાથી ઉઘાડે પગે, દેશી ઢબનાં લુગડાં પહેરી એક મુસાફર મુંબાઇ બંદરે ઉતર્યો. નવઆર્યાવર્તે પરસંસ્કારની રાખ ખંખેરી નાંખી હતી. ભઠ્ઠીમાં અગ્નિ તપતો હતો. બધાં સાંસ્કારિક બલોની આંચ ધગતી હતી. એ આંચ ભેગી થઇ ગઇ–જ્વાલા થઈ. આ નવો ઉતારુ તે જ્વાલાની મૂર્તિ બની રહ્યો. ગુજરાત ગાંધીજીનું થયું.

ગાંધીજી એક માણસ નથી, પણ અનેક સંસ્થાઓનો સમૂહ છે; ભાવનાઓનો સમુચ્ચય છે; સાંસ્કારિક બલનું કેંદ્રસ્થાન છે; સસ્કૃતિકાર છે. એ વર્તમાનકાલના નથી; એમનામાં ભૂતકાલની મહત્તા, ને ભાવિની ભવ્યતા છે. એમને પગલે નવ–આર્યાવર્તે સ્વસંસ્કારનું સંરક્ષણ છોડી દીધું–પણ સંસ્કારના પાઠ સૃષ્ટિને પઢાવવા માંડ્યા.

એમણે સાહિત્યની બધી પ્રવૃત્તિ હાથમાં લીધી. સાહિત્ય પરિષદે એમની પ્રેરણા ઝીલવામાં શુદ્ધ સાહિત્યની ભક્તિ વીસારે મુકી. 'ગુજરાતી' ને 'સરસ્વતીચંદ્ર', ભાગવત ને પ્રેમાનંદ, કથા ને કીર્તન—એ બધાંનું સ્થાન 'નવજીવને' લીધું; અને એમની પ્રેરણાના બલથી આજે 'યુગધર્મ' ને 'પુરાતત્ત્વ' અને બીજાં અનેક નાનાં મોટાં પત્રો સાહિત્યને સમૃદ્ધ કરી રહ્યાં છે.

એમણે રાજકીય પ્રવૃત્તિ હાથમાં લીધી. અને માત્ર ગુજરાતમાંજ નહીં પણ આખા હીંદમાં એમની પ્રેરણા અને એમના શાસનથી સ્વાતંત્ર્યપ્રેમ, રાષ્ટ્રીય અસ્મિતા, ને વીરતા પ્રસર્યા. આ રાજકીય ચળવળે લોકોનું દૃષ્ટિબિંદુ ફેરવી નાંખ્યું; પરસત્તાએ પોતાની મહત્તાની માન્યતા જે ચારે તરફ પ્રસારી હતી તે નષ્ટ થઇ ગઇ.

એમણે સંસ્કૃતિનો પોતાનો જીવનમંત્ર ઉચ્ચારવાનો, પોતાનો વિકાસક્રમ નક્કી કરવાનો અને ચારે તરફ પોતાનો વિજયધ્વજ ફરકાવવાનો હક્ક સિદ્ધ કર્યો. માતૃભાષામાં બોલવામાંજ મહત્તા છે, હાથે વણેલાં લુગડાંમાંજ શોભા છે, પોતાપણું રાખી રહેવામાંજ ગૌરવ છે અને પોતાની સંસ્થાઓ પોતાના સંસ્કારની મદદથીજ સુધરી શકે છે—એ વીસરાએલા સિદ્ધાંતોને એમણે જીવનમાં સ્થાન આપ્યું.

એમણે ગુજરાતી સંસ્કૃતિનાં લક્ષણો આખા હીંદમાં ફેલાવ્યાં. અંગ્રેજો આવ્યા પછી મુસલમાન ને હીંદુ વચ્ચે આખા હીંદમાં પહેલી વખત એકતાનતા એમણે પ્રગટાવી. હીરવિજયસૂરિએ જે અસર એક વ્યક્તિ પર કરી હતી, તે તેની સંસ્કૃતિના પ્રતિનિધિએ સમગ્ર મુસલમાનો પર કરી.

એણે બ્રાહ્મણોને—જન્મે નહીં પણ સેવા ને ત્યાગ સિદ્ધ કરી રહેલા સંસ્કારસેવી અર્વાચીન બ્રાહ્મણોને કેળવણીનો ઇજારો પાછો આપ્યો. ગીરજાશંકર બધેકા ને છોટાલાલ પુરાણી જેવાના નાના ને

છુટાછવાયા કેળવણીના પ્રયોગોને ઝોક મળ્યો; ને એવી બીજી પ્રવૃત્તિઓ અમદાવાદ શારદાપીઠમાં એકાગ્ર થઈ. પરસંસ્કારનું મહા પ્રબલ શસ્ત્ર અંગ્રેજી કેળવણીનો પાદરીશાહી આત્મા જે નિર્બલ થઇ રહ્યો હતો તેણે દેહ છોડ્યો.

એમનામાં સહજાનંદનો અધમ ને અજ્ઞાનને ઉદ્ધારવાનો અને સમસંસ્કારિતા પ્રસારવાનો ઉત્સાહ હતો, અને તેમની પ્રેરણાથી ગુજરાતમાં અંત્યજોને ઉદ્ધારવાને માટે પગલાં લેવાઇ રહ્યાં છે.

એમણે એ ઉપરાંત સાંસ્કારિક અસહકાર–પરસંસ્કારને ગાળવા માટે જે સબલ શસ્ત્રનો બ્રાહ્મણોએ ગતયુગોમાં ઉપયોગ કર્યો હતો તેનો નવે સ્વરુપે ને નવી ધારથી ઉપયોગ કરવા માંડ્યો, અને એનો એમણે એવો સચોટ ઉપયોગ કર્યો કે ફરીથી પરસંસ્કારનો સંચાર થવો સંભવિત નથી.

પણ આ ઉપરાંત આર્યસંસ્કૃતિનાં કેટલાંક પરમ લક્ષણો એમણે મૂર્તિમાન કર્યાં. જે સંસ્કારો નિર્બલ ગણાતા હતા તેમનું અત્યંત પ્રબલ દર્શન એમણે કરાવ્યું. તપ ને અહિંસા, સત્ય, સંયમ, ને સ્વાસ્થ્ય માત્ર ભાવનાઓ થઇ રહ્યાં હતાં તે જીવનમાં ઉતર્યાં. માત્ર ગુજરાતી સંસ્કૃતિ નહીં–પણ મૌલિક આર્યસંસ્કૃતિ 'સાબરમતીના સાધુ'ને રુપે, વિજયી થઇ આખા દેશમાં વિચરી રહી; અને તેના પડઘા હીંદીના હ્રદયેહ્રદયમાં પડ્યા–ને વસ્યા; અને નવ–આર્યાવર્તના વન્હિ જે જ્વલંત થઇ રહ્યા હતા તેની ધગશ ચારે દિશામાં પ્રસરી. નવ–આર્યાવર્ત હવે સ્વસંસ્કાર શુદ્ધ રાખવાની ભઠ્ઠી નહોતું–પણ અપૂર્વ સંસ્કારો પ્રસારવાનો યજ્ઞકુંડ બની રહ્યું.

૯

ગાંધીજી જેલમાં ગયા; અને એક હાથે કરેલાં સંસ્કારનાં બીજો ફુલી ફાલી, ચારે તરફ વેરાયાં. તે નવે સ્વરુપે, નવી મોહકતા સાથે આજે ગુજરાતને શોભાવી રહ્યાં છે.

આર્યત્વનું અમોલું અંગ કાવ્યમયતા, રસિકતા ને પ્રેમપૂજા યાદવ-કાલથી ગુજરાતી સંસ્કારનું અગત્યનું અંગ હતું. મીરાંએ ને નરસિંહે તેને પોષ્યું હતું, અને જીવનમાં તેનું સ્થાન સાચવ્યું હતું. પણ મીરાંનો નિર્મલ આદર્શ પાછળથી આવેલા વૈષ્ણવ સંપ્રદાયે જરા બગાડ્યો હતો; રસાત્મક ગુજરાતી જીવનમાં ક્ષુદ્રતાનો કંઈક સંચાર કર્યો હતો. અશુદ્ધ રૂપે દયારામ ને નર્મદે તેને ગાયો હતો.

આ અગત્યનું સાંસ્કારિક બલ શુદ્ધ કરવાનો પ્રથમ પ્રયાસ નરસિંહરાવે સંવત ૧૯૪૨ માં 'કુસુમમાલા'માં કર્યો; કાંતે 'ચક્રવાકમિથુન'માં તે પ્રયાસ ઝીલ્યો; કલાપીએ તેને જીવનગંત કર્યો ને કેકારવદ્વારા કરાવ્યો; નાનાલાલે 'વસંતોત્સવ'માં એ બલને જરા ધાર ચઢાવી. પણ જૈનસાધુની અસર ગાંધીજી પર કંઈક હતી. તેમના સૃષ્ટિક્રમમાં આ બલને માટે ઝાઝું સ્થાન નહોતું; અને તેથી આ સાંસ્કારિક બલને ધાર જોઈએ તેવી ચઢી નહીં. એ અને બીજાં સાંસ્કારિક બલ જે ગાંધીજી હાથમાં ન લઈ શક્યા, અથવા જે તેમની છાયામાં વિકસી શક્યાં નહીં તે પણ હવે પોતાનું કામ કરી રહ્યાં છે.

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઉંડી વ્યાવહારિકતા ને ઉંચી અભિલાષા છે. તેમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દી-પણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. તેમાં રસિકતા છે, ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી, છતાં શ્રદ્ધાળુ દૃઢ્યની શક્તિ છે; તેમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ

ઉભા રહેવાનું ડહાપણ છે; નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

એનાં કૌટુંબિક જીવનમાં સ્વચ્છંદ નથી, અને સંકોચ પણ જતો રહેવા માંડ્યો છે. એની ન્યાતોનાં બંધનો એવાં ઢીલાં નથી કે ભૂતકાલનું ભાન કે સામાજિક વ્યવસ્થા તુટે અને એવાં સખત નથી કે વ્યક્તિ સ્વાતંત્ર્યનો વિનાશ કરે. એના ધર્મસંપ્રદાયો એવા જડ નથી કે માનસિક વાતાવરણ રોગિષ્ટ કરે ને એવા રાજસિક નથી કે વ્યવહારુ જીવનની આડે આવે.

એનું સાહસ એવું અવિચારી નથી કે નિર્બલતા નિમંત્રે; અને એવું પરાશ્રયી નથી કે પરદેશી સત્તા કે રસાકસી એને ડારી શકે. ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે-ઘેરઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે. અનેક છોટાલાલ પુરાણીઓ, ગીરજાશંકરો અને ગજાનન પાઠકો નવસંસ્કૃતિનાં બલ ઝીલી તેને ઉછરતા ગુજરાતીઓમાં પ્રેરી રહ્યા છે. નાની બ્હેન ગર્ઝર ને સુલોચના દેસાઈ સમી અનેક સન્નારીઓ ગુજરાતી બાલકીઓનો વિકાસ સાધી રહી છે. અનેક અંબાલાલ પુરાણીઓ શારીરિક વિકાસના ક્ષેત્રોમાં ઉગતી માનવતાને આકર્ષી રહ્યા છે. અને, કેટલાએ ઇંદુલાલ, મોહનલાલ પંડ્યાઓ, ચંદુલાલો, દયાળજી ને કુંવરજી નાના મોટા પ્રમાણમાં સ્વતંત્રતાના, શક્તિના, ને ત્યાગના સંદેશા પહોંચાડી રહ્યા છે; અને અનેક અમૃતલાલ ઠક્કરો આખી પ્રજામાં સમસંસ્કારિતા લાવી રહ્યા છે.

અનેક નાના મોટા પુરુષોત્તમદાસ ઠાકોરદાસો ને અંબાલાલ સારાભાઇઓ ઘણી મુશ્કેલી છતાં ગુજરાતનો ડંકો વ્યાપારમાં ચાલુ રાખી રહ્યા છે. રા. આનંદશંકર, રા. ખુશાલ શાહ, રા. એરચ તારાપોર, રા. નગીનદાસ મહેતા, રા. કુંવરજી નાયક, રા. કાંતિલાલ પંડ્યા ઉંચી કેળવણીનાં વિકટ ક્ષેત્રો શોભાવે છે; ગુજરાતી મુખ્ય ન્યાયમૂર્તિ અને

ગુજરાતી એડવોકેટ જનરલ અંગ્રેજી ધારાશાસ્ત્રનું ક્ષેત્ર દીપાવે છે; સર ચીમનલાલ–ફીરોજશાહ સંપ્રદાયના અવશેષ–મધ્યસ્થ રાજકીય પક્ષ, મુંબાઈ શારદાપીઠ અને ધારાશાસ્ત્રીના સંઘનું નેતૃત્વ હાથમાં રાખી રહ્યા છે; અને ગાંધીજી જેલમાં ગયે રાજકીય પ્રવૃત્તિની છુટી પડેલી દોરીઓને હાથમાં રાખવા મથતા, અને આપણા દેશના અસહકારપક્ષનું ભવિષ્ય સાચવવા તત્પર બનેલા વલ્લભભાઈ ગુજરાતનું અગ્રસ્થાન સાચવી રહ્યા છે.

અને આ બધા કરતાંએ વધારે ગર્વદાયી પ્રવૃત્તિ સાહિત્યની. 'ક્રોનીકલ', 'પારસી', 'સાંજ', ને 'હીંદુસ્થાન'; 'નવજીવન' ને 'ગુજરાતી'; 'યુગધર્મ,' 'વસંત', 'સમાલોચક', 'સાહિત્ય', 'પુરાતત્ત્વ', 'નવચેતન' અને–એક અક્ષમ્ય ગણાય તો પણ માફ કરાય એવી ધૃષ્ટતા કરું તો– 'ગુજરાત' ચારે દિશામાં પ્રસરતાં સાંસ્કારિક બલોને ઘુંટી, તેનું નવનીત કાઢી, ચારે તરફ લહાણ કરે છે; અને નવ સાહિત્યનો આત્મા ચારે દિશામાં પ્રેરણા પાઠવે છે. ભક્ત નરસિંહની નાનકડી પ્રતિમા લલિતજી; 'ગુણવંતી ગુજરાત'ના વિદેશવિજયની જયઘોષણા સરખા ખબરદાર; ગુજરાતના 'આત્માનાં ઝરણાં જગતભરમાં વહવા'ની આશાથી પ્રેરાયલા, નવસાહિત્યના પ્રતિનિધિ ને પ્રેરક, જુના છતાં નવીનતા સાચવી રહેનાર કવિ નાનાલાલ આ 'પ્રેમીઓના પ્રેમવતન'ની ઊર્મિઓને વ્યક્ત કરી રહ્યા છે.

અને ગુજરાતની સાંસ્કારિક અસ્મિતા–આ બધી પ્રવૃત્તિ, સમગ્ર જીવન પર અધિષ્ઠાત્રીરૂપે બીરાજે છે. જાણ્યેઅજાણ્યે બધા એક ને અવિભક્ત ગુજરાતના અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો: મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા; શબ્દબ્રહ્મની સર્વાંગસેવા; અને પ્રેમ–નિર્મલ–ને નિરંકુશ–આ પુરાણા નવ–આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે.

# પરિશિષ્ટ

લેખમાંના આધારો નીચે પ્રમાણે છેઃ–

## ખંડ બીજો

(૧) Das. Rigvedic India p. 190 note.

(૨) મત્સ્યપુરાણ ૧૧–૪૦; ૧૨–૨૨. હરિવંશ ૧–૧૦–૧. વિષ્ણુ-પુરાણ ૪–૧.

(૩) Das. Rigvedic India p. 184 et seq.; Historians' History Vol. II p. 260; Vol. I. p. 536.

(૪) મત્સ્ય. ૧૨–૨૧. હરિવંશ.

(૫) ઐતરેય બ્રાહ્મણ ૮–૨૧–૪. શતપથ ૪–૫–૧. જૈમિનીય બ્રાહ્મણ ૩–૧૨૦–૧૨૨. મહાભારત વનપર્વ ૧૨૨–૧૨૫. અનુશાસન ૮૫–૯૦. હરિવંશ ૧૦–૨૯. વિષ્ણુપુરાણ ૪–૧–૨૧. મત્સ્ય પુરાણ ૪૩–૨૯.

(૬) XLII Sacred Books of the East. Introduction ઋગ્વેદ ૧–૬૦–૧, ૩–૫–૧૦, મત્સ્યપુરાણ ૪૩–૨૯.

(૭ ને ૮) બધા આધાર મેં એક લેખમાં એકઠા કર્યા છે. Mahishmati of Kartavirya LI. Indian Antiquary. p. 217.

(૯) મહાભારત. વન. ૮૮.

## ખંડ ત્રીજો

(૧–૨) બ્વેરૂજાતક Mukerji's History of Indian Shipping p. 74, Book I, Part I, Chap. III.

(૩) Mukerji: Shipping p. 82, and 91; Kennedy on the Early Commerce between India and Babylon 1898 J. R. A. S.

(૪) પાણિની. ૫–૩–૧૭.

(૫) Bombay Gazeteer History of Gujerat (B. G. H.) p. 37.
(૬) Vincent Smith Ch. V.
(૭) [પહેલું] Rhys David's Buddhistic Suttas.
(૭) [બુલમાં છપાએલું બીજી વાર] B. G. H. p. 36.
(૮) ગીરનારના સુદર્શન તલાવનો રૂદ્રદામનનો લેખ.
(૯) B. G. H. p. 53.
(૧૦) ગીરનારના સુદર્શન તલાવનો સ્કંદગુપ્તનો લેખ.
(૧૧-૧૨) Bhandarkar: Foreign Elements in Hindu population I. A. Vol. XL. Jany. 1911. Bhandarkar: Gurjars J. B. R. A. S. XXI p. 413.
(૧૩) B. G. H. p. 57.
(૧૪) B. G. H. p. 83.
(૧૫) B. G. H. p. 465.
(૧૬) B. G. H. p. 465; XXI J. B. R. A. S. XXI p. 413.
(૧૭) B. G. H. p. 467 Hiuen Thsang's Travels.
(૧૮) આનંદશંકર ધ્રુવ: 'ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય:' અહવાલની B. G. H. p. 473.
(૧૯) B. G. H. App. III.
(૨૦) ટોલેમી; B. G. H. p. 539.
(૨૧) રૂદ્રદામનનો ગીરનારનો લેખ.
(૨૨) માર્કંડેય પુરાણ ૫૭-૫૨; મત્સ્યપુરાણ ૧૧૪, ૪૬-૫૧.
(૨૩) પુલકેશી બીજાનો લેખ ઇ. સ. ૬૩૪ (?)VIII I. A. 237.

## ખંડ સાતમો

(૧) 'હીંદુસ્થાન'ના ૧૯૭૮ ના દીવાળી અંકમાંનો મારો લેખ.

---

# કાર્તવીર્યની રાજધાની માહિષ્મતી*

હૈહય રાજા અર્જુન–કાર્તવીર્યની જુની રાજધાનીના સ્થળ વીશે વિદ્વાનોએ જુદા જુદા મત બાંધ્યા છે, પણ હજુ સુધી એ પ્રશ્નનું છેવટનું નિરાકરણ થયું નથી. કાર્તવીર્યની માહિષ્મતી હાલના ભરુચ (ભૃગુકચ્છ) ની જગ્યાએ આવેલી હતી એવા શિરિષચંદ્ર વિદ્યાર્ણવ[1] ના મતના સમર્થનમાં થોડું વિવેચન ઉપયોગી થશે.

માહિષ્મતીનાં લક્ષણ નક્કી કરવાં એ અઘરું નથી. એ પહેલાં કર્કોટકના પુત્ર નાગનું પાટનગર હતું. કાર્તવીર્યે તે જીતીને માહિષ્મતી વસાવ્યું.[2] તે નગર નર્મદાતીરે હતું. સમુદ્રની પડોશમાં આવેલું હતું. ભરતી વખતે સમુદ્રનાં મોજાં છેક તે શહેર સુધી ફરી વળતાં અને તે દરીઆઈ મથક હતું; એટલું તો બધા આધારમાં મળી આવે છે.[3] મત્સ્યપુરાણ આ પ્રમાણે તેનું વર્ણન આપે છેઃ–

---

* 'ઇંડીઅન ઍંટીક્વેરી' (પુ. ૫૧) માં પ્રગટ થએલા અંગ્રેજી લેખ પરથી અનુવાદકઃ રા. બાઈશંકર ડાહ્યાભાઈ દ્વિવેદી.

૧ અલાહાબાદની પાણિની ઓફીસે પ્રકટ કરેલા મત્સ્યપુરાણના અંગ્રેજી ભાષાંતરમાં.

૨ મત્સ્યપુરાણ, ૪૩, ૨૯–૩૨; વાયુપુ.–૩૨, ૨૬; હરિવંશ, (૧) ૩૩, ૨૮.

૩ એજ, ૪૩, ૩૧; એજ, ૩૨, ૨૮; એજ, ૩૨, ૨૮.

† योऽसौ बाहुसहस्रेण ज्याघातकठिनत्वचा ॥
भाति रश्मिसहस्रेण शारदेनेव भास्करः ॥ २८ ॥
एष नागं मनुष्येषु माहिष्मत्यां महाद्युतिः ॥
कर्कोटकसुतं जित्वा पुर्यां तत्र न्यवेशयत् ॥ २९ ॥
एष वेगं समुद्रस्य प्रावृट्कालं भजेत वै ॥
क्रीडन्नेव सुखोद्भिन्नः प्रतिस्रोतो महीपतिः ॥ ३० ॥
ललता क्रीडता तेन प्रतिस्रग्दाममालिनी ॥
ऊर्मिभ्रुकुटिसंत्रासाच्चकिताभ्येति नर्मदा ॥ ३१ ॥
एको बाहुसहस्रेण वगाहे स महार्णवः ॥
करोत्युद्धतवेगां तु नर्मदां प्रावृडुद्धताम् ॥ ३२ ॥

---

† જે આ કાર્તવીર્ય રાજા પ્રત્યંચાના આઘાતથી કઠિન ચામડીવાળા હજાર હાથથી, હજાર કિરણવાળા શરદૃઋતુના સૂર્યની સમાન શોભે છે. ૨૮. વળી મહાન કાન્તિવાળા એ રાજાએ કર્કોટકના નાગના પુત્રને જીતીને પોતાની માહિષ્મતી નગરીમાં મનુષ્યોને વીશે રાખેલો છે. ૨૯. એ મહાતેજસ્વી રાજા વર્ષાકાલમાં સુખથી જાણે ક્રીડા કરતો હોય તેમ સમુદ્રના વેગને અવળા પ્રવાહે સેવે છે. ૩૦. વિલાસથી તે રાજા જ્યારે તેમાં ક્રીડા કરે છે ત્યારે પ્રત્યેક તરંગરૂપી હારથી શોભતી એવી નર્મદા ભ્રુકુટિથી જાણે ત્રાસને જણાવતી હોય તેમ ચકિત થઇને તેની પાસે આવે છે. ૩૧. તે રાજા એકલોજ હજાર હાથથી મોટા સમુદ્રને ખળભળાવે છે અને તેનાથી સામાન્ય વેગથી વહેતી નર્મદાને વર્ષાઋતુ સરખા મહાન પ્રવાહવાળી બનાવે છે. ૩૨. તેના હજાર હાથથી જ્યારે મહાસમુદ્ર ખળભળી ઉઠે છે ત્યારે પાતાલમાં રહેલા મહાઅસુરો પણ અત્યંત સ્તબ્ધ થઈ જાય છે. ૩૩. જ્યારે એ રાજા પોતાના હજાર હાથથી સમુદ્રને ખળભળાવી નાંખી તેને, મોટા તરંગોમાં લીન થયેલા મત્સ્ય અને મોટા મગરો જેમાં ચૂર્ણ થઇ ગયેલા છે એવો, વાયુના વેગથી ઘણું ફીણ જેનાં ઉત્પન્ન થયાં છે એવો, અને કુંડાળાંના આકર્ષણથી દુઃસહ એવો બનાવી દે છે ત્યારે મંદર પર્વતના ક્ષોભથી ચકિત થયેલા અને અમૃત ઉત્પન્ન થવાની શંકાવાળા મહાન સર્પો સાયંકાલને વીશે વાયુના અભાવથી નિશ્ચલ થયેલા કદલીખંડોજ જેમ તેમ નિશ્ચલ મસ્તકવાળા થઈ જાય છે. ૩૪-૩૬.

तस्य बाहुसहस्रेण क्षोभ्यमाणे महादधौ ॥
भवन्त्यतीव निश्चेष्टाः पातालस्था महासुराः ॥ ३३ ॥
चूर्णीकृतमहावीचिलीनमीनमहातिमिम् ॥
मारुताविद्धफेनौघमावर्ताक्षिप्तदुःसहम् ॥ ३४ ॥
करोत्यालोडयन्नेव दोःसहस्रेण सागरम् ॥
मन्दरक्षोभचकिता ह्यमृतोत्पादशंकिताः ॥ ३५ ॥
तदा निश्चलमूर्धानो भवन्ति च महोरगाः ॥
सायान्हे कदलीखण्डा निर्वातस्तिमिता इव ॥ ३६ ॥

આ નગરીનું સ્થાન નક્કી કરનારાઓ તેની આ વિશેષતા લક્ષમાં રાખતાં કોઇ કારણથી ચુકી ગયા છે, પણ પુરાણોમાં આ વાત એટલી સ્પષ્ટ થએલી છે કે એ વીશે કશો સંદેહ રહેતો નથી. અત્યાર સુધી માહિષ્મતી તરીકે ઓળખાવવામાં આવેલા રેવાતટના એકે શહેર સુધી સમુદ્રનાં પાણી પહોંચી શકે એ સંભવતું નથી. અને જે એકજ સ્થલે તે પહોંચી શકે તે શહેર હાલના ભરુચની નજીકમાં હોવું જોઇએ. હીયુંએન્સેનના કહેવા પ્રમાણે, તેના સમયમાં ભરુચ સમુદ્રની બહુજ પાસે હતું.[૪]

કાર્તવીર્યના રાજ્યનું એ મુખ્ય સ્થલ હોવાથી તેના તાબાના મુલકમાં તે મહત્ત્વની પદવી ધરાવતું હશે. કાર્તવીર્ય અનૂપસ્વામી કહેવાતો.[૫] અનૂપનો યૌગિક અર્થ સમુદ્રની નજીકનો પ્રદેશ કે ભીનાશવાળી જગ્યા એવો થાય છે; અને ખાસ કરીને સમુદ્રની નજીકના પ્રદેશ માટે તે શબ્દ વપરાતો.[૬]

મહાભારતના સમયમાં અનૂપ શબ્દ પશ્ચિમ કીનારા પર આવેલા

૪ કનીંગહામની 'એન્શ્યંટ જ્યોગ્રાફી.'
૫ મહાભારત, વનપર્વ ૧૧૭, ૧૯.
૬ એજ, ઉદ્યોગપર્વ ૧૯, ૯; વાયુપુ. ૨૬, ૮૬; હરિવંશ (૨) ૩૭, ૨૯.

કોઈ સામાન્ય રાજ્ય માટે વપરાતો.[૭] સૌરાષ્ટ્ર, અનૂપ અને આનર્ત પડોશના પ્રદેશો હોય એમ જણાય છે અને અનૂપ સૌરાષ્ટ્રની દક્ષિણે આવેલ હતો.[૮] આ ઉપરથી જણાશે કે અનૂપ નામનો અને નર્મદાતટે જેની રાજધાની હતી તેવો પ્રદેશ મહી અને તાપી વચ્ચેના ગુજરાતનો એક ભાગ હોવો જોઈએ. કાર્તવીર્યના રાજ્યની મર્યાદા તેના વંશજોના નામ ઉપરથી પણ નક્કી કરી શકાય એમ છે કારણ કે કયાં તો એ વંશજોનાં નામ તેના મહારાજ્યના પ્રાંતો ઉપરથી પાડેલાં છે કે કયાં તો હૈહય અને તાલજંગ વંશ જેનો એ નેતા હતો તે જે જાતિઓના બનેલા હતા તેનાં નામ પરથી પડેલાં છે. આ નામો સુરસેન, સુર તાલજંગ, અવન્તિ, વિતિહોત્ર, શાર્યાત, ભોજ, તુંડીકેર, અને આનર્ત છે.[૯] સુરસેન એટલે મથુરા; જે જાતિએ કાઠિયાવાડના દ્વીપકલ્પને સૌરાષ્ટ્ર નામ આપ્યું, તે જાતિ સુર હોય એમ જણાય છે. અવન્તિ એટલે માળવા. કુશસ્થલી–દ્વારકા એ રાજધાનીવાળું જુનું ગુજરાત એ આનર્ત. વિતિહોત્ર કે વિતિહવ્ય વિંધ્યાની પશ્ચિમે આવેલો પ્રદેશ.[૧૦] કુંદીકેર કે તુંડીકેર વિંધ્યાની નજીક એક જાતિનું નામ છે.[૧૧] ભોજોએ અરવલ્લીની પૂર્વે પોતાનું સંસ્થાન વસાવ્યું હોય એમ જણાય છે. તેઓનું રાજ્ય મહાભારતના સમયમાં શાલ્વ નામથી ઓળખાતું.[૧૨] કાર્તવીર્યના એ રાજ્યની સીમામાં વાયવ્યે યમુના, પૂર્વે વેત્રવતી કે બેટવા, દક્ષિણે નર્મદા અને પશ્ચિમે સમુદ્ર અને રજપુતાનાનાં અરણ્ય હતાં. આ મહારાજ્યના વિસ્તાર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અનૂપ એટલે કે ગુજરાત અને

૭ સભાપર્વ ૪, ૨૪–૩૫; હહોગ, ૪, ૧૩–૨૪.

૮ હરિ (૨) ૩૭, ૨૯–૪૦.

૯ મત્સ્યપુ. ૪૩, ૪૬–૪૯. હરિ (૧) ૩૪–૪૯.

૧૦ મત્સ્યપુ. ૧૧૪, ૫૨–૫૫.

૧૧ પાર્જીટરનું માર્કંડેય પુરાણ, ૩૪૪.

૧૨ મહાભા. વન. ૧૪, ૨૦, ૧૬, ૨૫૩; હરિ (૧) ૩૮.

કાઠીઆવાડ તેનો સૌથી મહત્ત્વનો ભાગ હશે, અને મંડલા.[૧૩] કે મહેશ્વર[૧૪] કે માંધાતા[૧૫] માંથી કોઇ પણ ગામ આ પ્રદેશમાં મધ્યવર્તી સ્થાને નથી. એટલા માટે આ મહારાજ્યની રાજધાની સમુદ્રની નજીક કોઇ જગ્યાએ હોવી જોઇએ એમ ધારવું વધારે સ્વાભાવિક છે.

મહાભારતના સમયમાં કાર્તવીર્યનો દેશ અને એની રાજધાની માહિષ્મતી કથાશેષ થઇ ગયાં હોય એમ જણાય છે. તે વખતમાં વિદર્ભનાં રાજ્ય બાદ કરતાં દક્ષિણે આર્યાવર્તની સીમા નર્મદા હતી. અને કેટલા રાજ્યોનો એ બનેલો હતો એ સ્પષ્ટ લખાયલું છે. અનૂપ રાજ્યના છુટાછવાયા નિર્દેશ મળી આવે છે. તે વિના અનૂપનું રાજ્ય પણ નાશ પામ્યું હતું.[૧૬] કાર્તવીર્યના કોઇ વંશજે તેની પછી માહિષ્મતીમાં રાજ્ય કર્યું હોય એમ જણાતું નથી. માહિષ્મતીના રાજા તરીકે બીજા કોઇનું નામ બોલાયું હોય તો તે નીલનું છે. એના વીશે વધારે આગળ કહેવાશે. કાર્તવીર્યનો એક વંશજ જયધ્વજ તો અવન્તિનો રાજા હતો.[૧૭]

રઘુવંશમાં કાલિદાસ માહિષ્મતીના શાસક[૧૮] તરીકે કાર્તવીર્યના વંશજ પ્રતીપનું નામ આપે છે પણ એ વંશમાં એ નામનો કોઇ રાજા થયો હોય એવું એક મહાકાવ્ય કે પુરાણમાંથી નીકળતું નથી. કવિએ કાર્તવીર્યનાં પરાક્રમોના વર્ણનથી કાવ્યના રસને વેગ આપવા

---

૧૩ (૧૮૩૭) જર્નલ ઓફ્ ધી એશીઆટીક સોસાયટી ઓફ્ બેંગાલ, ૬૨૨; કર્નીંગહામની એન્શ્યંટ જ્યોગ્રાફી. ૪૮૮.

૧૪ (૯) એશીઆટીક રીસર્ચીઝ, ૧૦૫; ઇમ્પી. ગેઝે. સબ-નોમ,-મહેશ્વર.

૧૫ (૧૯૧૦) જર્નલ ઓફ્ ધી રોયલ એશીઆટીક સોસાયટી ૪૨૫; પાર્જીટરનું માર્ક. પુ. ૩૩૩ (નોટ)

૧૬ મહાભા. સભા. ૪, ૨૪-૩૫; ઉદ્યોગ ૪, ૧૩-૨૪.

૧૭ મત્સ્યપુ. ૪૩, ૪૬, વાયુપુ ૩૨-૫૦.

૧૮ સર્ગ ૬, ૪૩.

માટે કલ્પિત રાજાને એ વંશનું નામ આપ્યું હોય એમ જણાય છે. બીજે પક્ષે, એ તો સ્પષ્ટ છે કે કાલિદાસના સમયમાં નર્મદાને ઉત્તર કીનારે કાર્તવીર્યનાં સંસ્મરણોવાળું માહિષ્મતી નામનું એક નગર નહોતું. કારણ કે એવું એક નગર હોત તો અમરકંટકથી વિદિશા અને ઉજ્જન જતાં મેઘદૂત હજાર હાથવાળા હૈહયે જે નગરમાં રાજ્ય કર્યું હતું તેમાં વિરમ્યા વિના રહ્યો હોત નહીં અને કવિને તેનાં યશોગાન ગાવાની તક આપી હોત.

મહાભારત અને પુરાણોની માહિષ્મતી નગરીમાં મહિષ, મહિષક, મહિષીક કે મહિષ્મક નામની જાતિ વસતી હતી.[૧૯] આ નગરીની પાસે મહિષક નામની નદી પણ હતી.[૨૦]

મહાકાવ્યો અને પુરાણો ઉપરથી આ નગરની જગ્યા સહેલાઇથી નક્કી કરી શકાય. એ દક્ષિણ પથનો પ્રદેશ હતો એમ તો બધા કબુલ કરે છે. સહદેવ નર્મદા ઓળંગીને તરતજ નહીં પણ અવન્તી, ભોજકટ, કોશલ અને પ્રાક્કોશલ—કદાચ હીયુંએન્સેને[૨૧] કહેલું મહાકોશલ—વેણ્યાતીરના (વેઇનગંગા) રાજાઓ, પુલિંદો— ટોલેમીએ વર્ણવેલા પુમ્મદાઇઓ અને કિષ્કિંધા જીતીને[૨૨] પછી ત્યાં પહોંચે છે. અશ્વમેધ પર્વમાં મહીષકને આંધ્ર અને કોલગિરિની વચ્ચે આવેલું લખે છે.[૨૩] ભીષ્મપર્વ તેને કર્ણાટકની સાથે દક્ષિણ પ્રદેશમાં મુકે છે.[૨૪] રામાયણના કિષ્કિંધા

---

૧૯ બૃહત્ સંહિતા, ૯–૧૦, ૧૭–૨૬; મહાભા. ભીષ્મ, ૯, ૩૬૬; વિષ્ણુપુ. ૪, ૨૪.

૨૦ રામાયણ કિષ્કિંધા, ૪૧, ૧૬.

૨૧ કનીંગહામની 'એન્શ્યંટ જ્યોગ્રાફી'

૨૨ મહાભા. સભા, ૩૪.

૨૩ અધ્યાય ૮૩, ૧૧.

૨૪ અધ્યાય ૯.

કાંઠમાં તેની એક તરફ વિદર્ભ અને ઋષ્ટીક[૨૫] તથા બીજી તરફ કલિંગ અને દંડકારણ્ય આવેલું લખ્યું છે.[૨૬]

મત્સ્યપુરાણમાં લખ્યું છે કે તેની એક બાજુએ પાંડ્ય, કેરલ અને ચોલ અને બીજી બાજુએ કલિંગ, વિદર્ભ, દંડક અને નર્મદાકાંઠાના બીજા દેશો આવેલા છે.[૨૭] વિંધ્યાચળ આગળ પશ્ચિમની સરહદના મુલકમાં તે આવેલું છે એમ જણાવેલું નથી અને છતાં[૨૮] માર્કંડેય પુરાણ પ્રમાણે તે મહારાષ્ટ્ર અને કલિંગ વચ્ચે આવેલું હોવું જોઇએ.[૨૯]

આ યાદીને સાવધાનીપૂર્વક વાંચતાં આટલા મુદ્દા તારવી કઢાયઃ—

૧ કિષ્કિંધક વિંધ્યની નજીકમાં હતું, પણ કિષ્કિંધકની દક્ષિણે આવેલ મહિષક નજીક નહોતું.

૨ મહિષક નર્મદાની દક્ષિણે છતાં દક્ષિણ કાંઠા ઉપર તો નહોતું.

૩ તે વિદર્ભની દક્ષિણે જરા દૂર અને કલિંગ, આંધ્ર, કોલગિરિ અને દંડકની વચ્ચે હતું. આ પ્રદેશો અત્યારે અચુક ઓળખાઈ ચુક્યા છે.

૪ તે વખતે માહિષ્મતી નામે નગર નર્મદાના ઉત્તરકાંઠે કે અનૂપ દેશ નામે ઓળખાયલા પ્રદેશના કોઈ ભાગમાં સમુદ્ર કીનારે નહોતું.

આથી સિદ્ધ થાય છે કે નીલરાજાની માહિષ્મતી કાર્તવીર્યની માહિષ્મતી નહોતી.

મહાભારતના સભાપર્વમાં નીલની માહિષ્મતીનું વર્ણન મહાન હૈહય રાજાની નગરીની સાથે જરાય સામ્ય ધરાવતું નથી.

નીલ રાજા નહોતો હૈહય કે નહોતો યાદવ. આર્ય રાજાઓના

૨૫ ભાંડારકરના બૉંબે ગેઝેટીઅર (૫, ૨, ૧૪૩) પ્રમાણે, મહારાષ્ટ્ર.

૨૬ રામાયણ–કિષ્કિંધા, ૪૧, ૧૦.

૨૭ મત્સ્યપુ. ૧૧૪, ૪૬–૫૧.

૨૮ એજ, ૧૧૪, ૫૨–૫૫.

૨૯ માર્કંડેય પુ. ૫૭, ૪૬.

કોઈ સુપ્રસિદ્ધ વંશમાંથી તે ઉતરી આવેલો હોય એમ જણાતું નથી. તેની પ્રજા પણ કોઈ પ્રસિદ્ધ આર્યસમૂહની નથી પણ નીલાયુધા કે લીલાયુધા છે.[૩૦]

કર્મકાંડના ત્યાગથી પતિત બનેલા એ લોકોનાં[૩૧] નીતિબંધન આર્ય સંસ્કૃતિ જેવાં સખ્ત નહોતાં.[૩૨] તેથી નીલની માહિષ્મતી અનાર્યોની નગરી હતી અને ધર્મકાર્યો અને યજ્ઞયાગો વડે પ્રસિદ્ધ થયેલા રાજાની નગરી તે હોઈ શકે નહીં.

વિંધ્ય અને ઋક્ષ પર્વતો મળે છે ત્યાં માંધાતાના પુત્ર મુચકુંદે સ્થાપેલું એક ત્રીજું માહિષ્મતી નામે નગર હતું.[૩૩] એનું તો અત્યારે નીશાન પણ નથી રહ્યું.

મહાભારત અને બુદ્ધના સમય પછી વિંધ્યની દક્ષિણે માહિષ્મતી કે મહેષ્મતી નામનું નગર હતું. આમ નામના સરખાપણાથી કાર્તવીર્યની, નીલની અને મહાવંશમાં જણાવેલી માહિષ્મતીની ચોક્કસ જગ્યા નક્કી કરવામાં ઘણી મુશ્કેલી પડી છે. નીલની અને મહાવંશમાંની માહિષ્મતી મંડલાની કે ચોલી મહેશ્વરની કે મહિષકની જગ્યાએ હતી એ મહત્ત્વનો પ્રશ્ન નથી. કાર્તવીર્યની રાજધાની ક્યાં હતી એ સવાલ જરૂરનો છે.

કાર્તવીર્યનો પ્રતાપ પરવાર્યા પછીના બનાવોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં માહિષ્મતી અને અનૂપદેશના વિનાશનાં કારણ જડશે. જામદગ્નેય રામે હૈહય રાજાની સત્તાનો નાશ કર્યો હોય એમ જણાય છે અને એની સરદારી નીચે ભૃગુઓએ જીતેલા પ્રદેશના સૌથી મહત્ત્વના

---

૩૦ મહાભા. ઉદ્યોગ. ૨૯, ૨૪; ભીષ્મ. ૫૬, ૧૩.
૩૧ એજ, અનુશાસન. ૩૩, ૨૨.
૩૨ એજ, સભા. ૩૪.
૩૩ હરિ (૨) ૩૮, ૧૯.

ભાગનો કબજો લીધો. પરશુરામે વસાવેલો શુર્પારક દેશ નર્મદાની ઉત્તરથી સોપારા સુધીનો પ્રદેશ હતો.[૩૪]

ભરુચ પાસેથી તે મુખ સુધી નર્મદાનો તટ ભૃગુઓને અને જામદગ્નેયોને પવિત્ર હતો.[૩૫] મહાભારતના સમયમાં નર્મદા કીનારાના કોઇ ભાગને ભૃગુકચ્છ નામ આપ્યું જાણ્યામાં નથી. પણ શુર્પારકની મર્યાદા જોતાં જણાય છે કે પાછળથી ભૃગુકચ્છ નામ પામેલા દેશનો શુર્પારકમાં સમાવેશ થયો હતો અને અનૂપ દેશનો ભાગ શુર્પારકમાં આવેલો હતો. અને પાંડવના સમયમાં પશ્ચિમ કીનારે અનૂપનું નાનું રાજ્ય માત્ર હયાત હતું.

આ બધી ખરી વાત પરથી મારું તો ચોક્કસ માનવું છે કે પરશુરામે કાર્તવીર્યનગરીને જમીનદોસ્ત કરીને જ ગુસ્સો શમાવ્યો નહોતો પણ તેને શુર્પારકમાં મેળવી દઈ તેની હયાતીજ હરી લીધી હતી અને તે ભરુચ પાસેજ કોઇ જગ્યાએ આવેલી હતી.



૩૪ મહાભા. સભા. ૩૦; વન. ૮૮, ૧૧૮. શાંતિ, ૪૯; અનુશાસન ૨૫, ૫૦; હરિ (૨) ૩૯, ૨૮, આર્કીઓલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇંડીઆ, નં. ૧૦, પા. ૩૧.

૩૫ મત્સ્યપુ. ૯૩, ૩૩–૩૪.

# આર્યજીવનની ઉષા*

—

( કેટલાક વિદ્વાનોની શોધને આધારે )

૧

પૃથ્વીની ચારે તરફ આર્યજાતિ પ્રસરી તે પહેલાં તે એક પ્રદેશમાં રહેતી હતી. ત્યાં તે નીરાંતે વસી રહી, વ્યક્તિત્વ પામી, લાક્ષણિક સંસ્કારો ખીલવવા શક્તિમાન થઈ અને તેણે પૃથ્વીની ભાવી પ્રગતિનો પાયો નાંખ્યો. આ પ્રદેશ–આ અસલ આર્યનિવાસને ઝંદ–એવેસ્તા ઓર્મઝદીઆના વગેરે–આર્યવર્ષ–ને નામે ઓળખે છે. આ પ્રદેશ ક્યાં હતો એ સવાલ શાસ્ત્ર વિદ્વાનોની કલ્પનાશક્તિને દાયકાઓથી કસી રહ્યો છે.

આ સમય દસ હજારથી વધારે વર્ષપર થઈ ગયો. હિમકાલના સપાટા ત્યાં હજુ આવ્યા ન હતા. ત્યાં નહોતો સમુદ્ર; ત્યાં નહોતો ઠંડી કે ગરમીનો અસહ્ય જુલમ; ત્યાં નહોતો દુનીઆની બીજી પ્રજાને મળવા જવાનો માર્ગ; માત્ર આત્મસંતોષી અને ઉચ્ચાભિલાષી લોકની ઉત્ક્રાંતિ સંભવે એવું ત્યાં સ્વાસ્થ્ય હતું.

આ પ્રદેશ ઓક્સસને કીનારે નહોતો, કારણ કે ત્યાં તે વખતે દરીઓ હતો. સપ્તસિંધુ કે ઉત્તર યુરોપમાં નહોતો, કારણ કે હિમકાલ

* કાંતમાળામાંથી ઉદ્ધૃત.

પછીજ એ બંને જગ્યાએ આર્યો મળી આવે છે–તે પહેલાં નહીં. પણ આર્યો તે પહેલાં એવા એક પ્રદેશમાં હતા કે જ્યાંથી નીકળી થોડા ઉત્તર યુરોપ અને થોડા મધ્યએશીઆમાં જઈ શકે; કે જ્યાંથી નીકળી પંજાબમાં આવતાં બીજા જનસમૂહો વચ્ચે આડા ન આવે. હિમકાલ પહેલાંના ઉત્તરધ્રુવની આસપાસ આવેલા ખંડમાં આ પ્રદેશ હતો એ માન્યતા મને ખરી લાગે છે.

ત્યાં વર્ષમાં એક વખત પશ્ચિમમાંથી સૂર્ય ઉગી છ મહીના સુધી અસ્ત થયા વિના પોતાના અખંડ તેજે ભૂમિને તપાવતો. બે મહીના 'ઉત્તર અરુણ'ની 'સુંદર, તેજસ્વી ને દિવ્યરંગી' ઉષાનો અનેરો ઉજાસ મોહક વાતાવરણ પ્રસારતો અને બાકીના ચાર મહીના અંધકારમય વ્યોમને માથે સપ્તર્ષિનું તેજસ્વી મંડલ નિશ્ચલ તારાની પ્રદક્ષિણા કરતું. બારે માસ ત્યાં વસંતની બહાર રહેતી; અને પરિસ્થિતિની મહેરથી માનવ-વિકાસને બુદ્ધિપ્રધાન થવાનો પંથ સહેલો થઈ પડ્યો.

આ અદ્‌ભુત પ્રદેશ પૃથ્વીના બીજા પ્રદેશોથી નીરાળો હતો; અને ચારે તરફથી એવી રીતે ઘેરાએલો હતો કે બીજા પ્રદેશોમાં વસતા માણસો જોડે જરા પણ સંસર્ગ સંભવેજ નહીં. સૈબીરીઆમાં આવેલા પર્વતો ને ગોબીનું રણ મોંગોલ જાતિશી તે પ્રદેશને અસંબદ્ધ રાખતાં. જ્યાં આ પર્વતો પુરા થતા ત્યાંથી તે હાલ ડેન્માર્ક છે ત્યાંસુધી એક અનંત કચ્છનો વિસ્તાર હતો; તેની દક્ષિણે બાલકશ સરોવરથી કાળા સમુદ્ર સુધી એક દુસ્તર સમુદ્ર આવી રહ્યો હતો; અને ઉત્તર આફ્રીકા અને અરબસ્તાનની સેમીટીક વસ્તીથી શરુ થતા અને દક્ષિણ હીંદથી આસ્ટ્રેલીઆ સુધી પહોંચતા દ્રવિડ મહાખંડની વસ્તી જોડે કોઈ પણ પ્રકારનો સંબંધ અશકય હતો.

આ ભૌગોલિક ને આર્થિક સ્વાસ્થ્યથી ત્યાં વસતા જનસમૂહને વ્યક્તિત્વ ઘણીજ સહેલાઇથી પ્રાપ્ત થયું લાગે છે. અને વ્યક્તિત્વની છાપ

એવી ઉંડી અને પાકા રંગની પડી કે યુગોની પરંપરા વહી ગઈ છતાં, બીજા જનસમૂહો જોડે અનેક સૈકાનાં મિશ્રણ છતાં આર્યોનું વ્યક્તિત્વ નીરાળું ને સર્વોપરિ જ્યાં જોઈએ ત્યાં દેખાય છે. આ પ્રદેશ ફલદ્રૂપ તેમજ વિશાલ હતો; અને જંગલ, પર્વતો ને ખીણોથી ભરપુર હતો. ત્યાં પાસે સમુદ્ર હોય એમ લાગતું નથી.

૨

આ સુંદર ને સુરક્ષિત પ્રદેશમાં વસતાં સ્ત્રીપુરુષો ઉંચાં ને સશક્ત હતાં. સુગ્રથિત, શ્વેત ને સુકેશી હતાં. તેમનાં અણીઆળાં નાકમાં છટા હતી; તેમની આંખોમાં કાળી ને ભુરી ભભક ઓપતી; મરદોમાં શક્તિ ને તેજસ્વિતા હતી; સ્ત્રીઓમાં સૌંદર્ય ને છટા હતાં. આ આર્યોના ગ્રીક વંશજોએ હજારો વર્ષો પછી પથ્થરમાંથી સરજાવેલી મનુષ્યની શરીર-રેખામાં આ અપૂર્વતા હજુ નજરે ચઢે છે.

તેઓ ગુફામાં, ઝાડનાં પાનની ઝુંપડીમાં ને બારણાંવાળા લાકડાંના નાનાં ઘરોમાં રહેતા. ઘણાખરા ખુલ્લામાંજ રહેતા. ગાયો, ઘેટાં ને કુતરાંનાં ટોળાં તેઓ પાળતા અને જંગલી ઘોડાં ગધેડાંને કામમાં લેતાં શીખ્યા હતા. જ્યાં જ્યાં એમનાં ઢોરોને ચારો મળતો ત્યાં ત્યાં કુટુંબ-કબીલા સાથે તે વિહરતા.

એક ભૃગુ નામના આર્યે અગ્નિ ઉપજાવ્યો ને તેના સંરક્ષણ અર્થે રહેલા પુરુષો અથર્વણ નામથી ઓળખાયા.

આ આર્યોનું જીવન સાદું ને સરલ હતું. તે ઢોરનું માંસ અને વધુ ભાગે ફલ, જવ અને દૂધ ખાવામાં લેતા. મીઠાથી તે તદ્દન અજાણ હતા. તે ઘણે ભાગે નગ્ન ફરતા, પણ સમૃદ્ધિવાન ઉનનાં કપડાં કે જાન-વરનાં ચામડાં પહેરતા.

અગ્નિને પ્રતાપે એ સોનું, ચાંદી, તાંબુ, ને કાંસાનો ઉપયોગ કરતાં; અને યુદ્ધમાં ફરસી, ધનુષ્ય ને બાણ, ભાલા ને ઢાલ વાપરતા.

હોડીઓમાં બેસી તે નદી ઓળંગતા; અને ઝાડના થડમાંથી સળંગ કોરી કાઢેલી ધરી ને પૈડાં પર કોઇ એક પ્રકારની બેસણી બાંધી ગાડું બનાવતા.

આટલી બધી સામગ્રી છતાં, અને બુદ્ધિનો અસાધારણ વિકાસ છતાં, તેમણે પરિસ્થિતિ સુધારવાને ઝાઝા પ્રયત્નો કર્યા લાગતા નથી. આ સમયે ઉત્તર આફ્રીકામાં વસતો હેમેટીક અને દ્રવિડ જનસમૂહ બુદ્ધિના ક્ષેત્રમાં લગભગ અંધકારની દશામાંથી તરત જ નીકળ્યો હતો. તે પુરું બોલી શકતા નહીં. સમાજ કે દેવ જેવી ચીજ સમજી શકતા નહીં. જાતિના સમૂહમાં એકઠા ભળી સંસ્કાર ઉપજાવી શકતા નહીં. છતાં તેઓએ ગામો સ્થાપવા માંડ્યાં હશે, ઈંટ પકવી કે પથ્થર ફોડી ઘર બાંધવા માંડ્યાં હશે એમ તેમની થોડાં હજાર વર્ષ પછીની જાહોજલાલી પરથી લાગે છે. અને તે વખતે બુદ્ધિશાલી આર્યોએ ઈંટ પાડવાની કે ઘર બાંધવાની શરુઆત કરી નહોતી, ગામ જેવી સંસ્થા ઉભી કરી નહોતી. બહારની પરિસ્થિતિ તરફ આ બેપરવાઈનું મૂલ કારણ આર્યાવર્તનાં સુખમય હવાપાણી લાગે છે. પણ આ બેપરવાઇએ આર્યોમાં એક જાતના શાશ્વત સંસ્કારનું સ્વરૂપ પકડ્યું. તેને પરિણામે ભાવિ જીવન પર શી અસર થઇ એ પછીના સમય પરથી વર્તાશે.

૩

પણ આ સમયના આર્યો પરિસ્થિતિ સુધારવામાં જેટલા બેપરવા હતા તેટલાજ માનસિક વિકાસ સાધવાને તત્પર હતા. ભાષાની ખીલવણી એ એમના અદ્દ્ભુત માનસિક વિકાસનું પહેલું પરિણામ હતું.

બોલવું એ આજે એટલું તો સરલ લાગે છે કે ચીસોથીજ પોતાના ભાવ દર્શાવતાં માનવ પ્રાણીને શબ્દોમાં મનોદશા વ્યક્ત કરતાં કેટલી મહેનત પડી હશે, કેટલા યુગો નિષ્ફળ પ્રયત્નોમાં ગાળવા પડ્યા હશે તેનો ખ્યાલ આણવો એ મુશ્કેલીનું કામ છે.

ભાવ અને વિષય દર્શાવવાની ચીસ; તે ને તે ભાવ અને વિષય માટે એકજ પ્રકારની ચીસ; આવી ચીસોનો એકજ ભાવ કે વિષય જોડેનો સંબંધ; શબ્દનું ઉચ્ચારણ ને સ્પષ્ટીકરણ; શબ્દરચના મારફત બુદ્ધિનો આવિર્ભાવ; અને શબ્દરચનાનું બંધારણ અને વ્યાકરણના નિયમોની શરુઆત—આ દરેક ભૂમિકા વચ્ચેના અંતરનું માપ યુગોની ગણત્રીથીજ કાઢી શકાય એમ છે.

છતાં જ્યારે સેમીટીક અને દ્રવિડ જનસમૂહ માત્ર ચીસોથી મનોદશા દેખાડવાની પ્રાથમિક સ્થિતિમાં હતો ત્યારે આર્યાવર્તમાં આર્યોએ વરુણ અને ઉષાની પ્રશંસા કરતાં પ્રતાપી ભાષા અને સાહિત્યનો પાયો નાખ્યો. તેમણે એ જે પાયો નાખ્યો તે એવો સંગીન હતો કે હજારો વર્ષો પછી પણ, જ્યાં જ્યાં આર્ય ગયો ત્યાં ત્યાં—જુદી દુનીઆમાં, અલ્પસંસ્કારી જનસમૂહોના સંસર્ગમાં, સદીઓની પરાધીનતામાં પણ તે આ ભાષાની રચના અને સમૃદ્ધિ જાળવી શક્યો. જ્યાં પણ આર્ય ગયો ત્યાં આ વાક્પટુતાને સાથે લઇ ગયો, પોતે તે ખીલવતો ગયો ને બીજાને રસ લગાડતો ગયો. એણે જાનવર ને જંગલી, જંગલી ને સુધરેલા, સુધરેલા ને શિષ્ટ વચ્ચેનો ભેદ વાક્પટુતા પરજ રચ્યો. એને પ્રતાપે શબ્દબ્રહ્મની પૂજા એ સર્વશ્રેષ્ઠ ધર્મ થઇ રહ્યો; એ પૂજાથીજ સમાજ, રાજ્યતંત્ર, જ્ઞાન આજે શક્ય થયાં છે. દરેક દેશમાં, દરેક યુગમાં આર્યોની વાક્પટુતાના પરિપાકરૂપ—વિશ્વામિત્રો, પાણિનિઓ, કાલિદાસો, હોમરો, સોફોક્લીસો, શેક્સપીઅરો અને ગીટીઓએ દુનીઆમાં એ 'શબ્દબ્રહ્મ'ની સિદ્ધિ કરી આર્યાવર્તનું અપૂર્વ વાતાવરણ અમર કર્યું.

૪

આર્યોએ આ સમયમાં સામાજિક સિદ્ધાંતો પણ ખીલવ્યા હોય એમ લાગે છે. એમાંનો મુખ્ય તો એ હતો કે બાહ્યાભ્યંતર તમામ

વ્યવહારમાં લોહીસંબંધે સાથે વળગી રહેલાં બાળક–સ્ત્રીપુરુષના દરેક ટોળામાં નાયક અને કેંદ્ર અને એકલો કર્તાહર્તા તે ટોળાનો વડીલ પુરુષ, તે કુલનો કુલપિતા.

સંસારની ઘટના પિતૃમૂલ છે એ આર્યસંસ્કૃતિએ ઘણીજ સ્વાભાવિક માન્યતા બનાવી દીધી છે. પણ સેમીટીક ને દ્રવિડ જનસમૂહોનો સંસાર માતૃમૂલ હતો. આજે એવા સંસાર આફ્રીકાની અને હીંદમાં મદ્રાસ ઇલાકાની કેટલીક જાતોમાં હજી જોવામાં આવે છે. જનેતાનો સંબંધ તેજ સગપણનો આધાર ગણાય છે. માતા કુટુંબની કર્તા હોય છે; અને મામો પાસેમાં પાસેનો પુરુષ સંબંધી મનાય છે. જાનવરની દૃષ્ટિએ તો આજ ધોરણ સ્વાભાવિક છે; અને પાશવ સ્થિતિમાંથી નીકળવાનો પ્રયાસ કરતા જનસમૂહને પિતૃમૂલ રચનાનો કૃત્રિમ ખ્યાલ અશક્ય લાગેજ.

પણ આર્યાવર્તમાં હિમકાલની પૂર્વે આ ખ્યાલ આખા આર્યસમૂહના મનમાં મજબુત ચોંટ્યો હતો. તેઓએ પિતા, માતા, પુત્ર અને દુહિતાનાં સગપણ સ્વીકાર્યાં હતાં; અને સમાજજાલનું કેંદ્રસ્થાન પિતા-નેજ આપવામાં આવ્યું હતું.

તે વખતે આ માન્યતાથી અનેક વિચારો, ભાવનાઓ, સંસ્કારો અને સંસ્થાઓ ઉદ્ભવી હતી, અને ત્યાર પછી જ્યાં જ્યાં આર્યો ગયા ત્યાં ત્યાં એને આધારેજ સમાજની રચના તેમણે રચી.

પિતાને કેંદ્રસ્થાન આપવાથી એક પિતાના સંતાનોમાં ઐક્યનું ભાન પ્રગટ્યું, અને જાતિજીવન ( tribal life ) ની શરુઆત થઇ. જાતિ–એટલે એક પિતાના મનાતા પુત્રોના સમૂહમાં વ્યક્તિત્વ અને અસ્મિતા આવ્યાં; અને આવા દરેક પુત્રને જાતિની સમૃદ્ધિ ભોગવવાના અધિકારનાં સ્પષ્ટ બીજ નખાયાં. પિતાનું સત્ત્વ અમર રાખવાના હેતુથી માતાને પિતા સાથે સાંધી રાખવાની જરૂર જણાઇ, અને લગ્નની સંસ્થા

પેદા થઇ. લગ્નની સંસ્થા તે સંસ્કારમય સંસારનો પાયો લેખાવા લાગ્યો અને દાંપત્યવ્રત ઉપજાવી શકાય એવી સામગ્રીઓ ભેગી મળી.

આ માન્યતાના પરિણામે આર્યવર્યના આર્યોમાં પિતૃપૂજા પણ દાખલ થઇ હોય એમ લાગે છે. અને પૂર્વજોની પૂજા ભૂતપૂર્વ પૂર્વજોથી માંડી ભાવી અનુજો સુધી કુલતંતુ એક અને ત્રુટિરહિત છે એવોજ ખ્યાલ આપે છે. આજે પણ આપણી ઉત્તરક્રિયાના-મૃત્યુ પછી તુરત-અને વર્ષે વર્ષે કર્યાંજ કરવાનાં પિંડદાન આદિમાં આ કુલતંતુના સાતત્ય અને અનશ્વરતાની ભાવના સ્પષ્ટ છે. પુર્વજોની પૂજાજ સામાજિક ને સાંસ્કારિક અસ્મિતા પ્રગટાવનારું પહેલું ઐતિહાસિક બલ છે. અસ્મિતાના વિકાસથીજ જાતિ, રાષ્ટ્ર, દેશ અને ધર્મનું બંધારણ બંધાય છે.

આર્યવર્યના બધા રહેવાશીઓમાં એક જાતિ તરીકેની સાંસ્કારિક અસ્મિતાનાં કંઇક બીજ રોપાયાં હોવાં જોઇએ. તેઓએ પોતાની જાતને આર્ય માનવાની અને પોતાના શક્તિસંસ્કાર આદિમાં ગર્વ ધારવાની શરુઆત કરી હોય એમ સ્પષ્ટ લાગે છે.

૫

બાલક અને જંગલી માણસના અવિકસિત મગજમાં વહેમનું સ્થાન મોટું હોય છે અને આ વહેમનું રક્ષણ શ્રદ્ધાથી કરવામાં સાધનો પણ સાથે સાથે પાકે છે.

આર્યોનું આવું એક સાધન અથર્વણો હતા. જે અગ્નિ તેમની અસ્તિનો આધાર હતો તે તેમના પૂર્વજે પૃથ્વી પર આણ્યો હતો એવી માન્યતા ચાલતી હતી. તેઓ અગ્નિના સંરક્ષક હતા અને તેને ચેતાવવાનું રહસ્ય જાણતા. તેમની પછીની કારકીર્દી પરથી લાગે છે કે પહેલેથી મંત્ર, જંત્ર ને વૈદું એ ત્રણેનો વપરાશ તેમણે આરંભ્યો હશે. તેમનું સ્થાન આર્યવર્યમાં ઘણું મોટું હોવું જોઇએ. અગ્નિપૂજાની શરુઆત થઇ હતી કે કેમ એ ચોક્કસ થઇ શકતું નથી.

આર્યવર્ષના આર્યોની કલ્પનાશક્તિ વિશાલ વ્યોમને જોઇ ઉત્તેજીત થતી અને તેનો પ્રતાપ, તેની તેજસ્વિતા, તેમાં રહેલી મોહિનીથી તેમનાં અર્ધવિકસિત અંતરમાં ભક્તિભાવનાં આછાં કિરણો સ્ફુરવા માંડતાં. આકાશ સર્વવ્યાપી હોવાથી "વરુણ" અને ચળકતું હોવાથી "દ્યૌ" ને નામે ઓળખાતું.

અને આ પ્રમાણે આર્યવર્ષમાં આર્યોના પૂર્વજોએ સાદા અને સંસ્કારમય જીવનની શરુઆત કરતાં અનેક સદીઓ વીતાવી.



પેદા થઇ. લગ્નની સંસ્થા તે સંસ્કારમય સંસારનો પાયો લેખાવા લાગ્યો અને દાંપત્યવ્રત ઉપજાવી શકાય એવી સામગ્રીઓ ભેગી મળી.

આ માન્યતાના પરિણામે આર્યવર્ષના આર્યોમાં પિતૃપૂજા પણ દાખલ થઇ હોય એમ લાગે છે. અને પૂર્વજોની પૂજા ભૂતપૂર્વ પૂર્વજોથી માંડી ભાવી અનુજો સુધી કુલતંતુ એક અને ત્રુટિરહિત છે એવોજ ખ્યાલ આપે છે. આજે પણ આપણી ઉત્તરક્રિયાના–મૃત્યુ પછી તુરત–અને વર્ષે વર્ષે કર્યાંજ કરવાનાં પિંડદાન આદિમાં આ કુલતંતુના સાતત્ય અને અનશ્વરતાની ભાવના સ્પષ્ટ છે. પૂર્વજોની પૂજાજ સામાજિક ને સાંસ્કારિક અસ્મિતા પ્રગટાવનારું પહેલું ઐતિહાસિક બલ છે. અસ્મિતાના વિકાસથીજ જાતિ, રાષ્ટ્ર, દેશ અને ધર્મનું બંધારણ બંધાય છે.

આર્યવર્ષના બધા રહેવાશીઓમાં એક જાતિ તરીકેની સાંસ્કારિક અસ્મિતાનાં કંઇક બીજ રોપાયાં હોવાં જોઇએ. તેઓએ પોતાની જાતને આર્ય માનવાની અને પોતાના શક્તિસંસ્કાર આદિમાં ગર્વ ધારવાની શરુઆત કરી હોય એમ સ્પષ્ટ લાગે છે.

૫

બાલક અને જંગલી માણસના અવિકસિત મગજમાં વહેમનું સ્થાન મોટું હોય છે અને આ વહેમનું રક્ષણ શ્રદ્ધાથી કરવામાં સાધનો પણ સાથે સાથે પાકે છે.

આર્યોનું આવું એક સાધન અથર્વણો હતા. જે અગ્નિ તેમની અસ્તિનો આધાર હતો તે તેમના પૂર્વજે પૃથ્વી પર આણ્યો હતો એવી માન્યતા ચાલતી હતી. તેઓ અગ્નિના સંરક્ષક હતા અને તેને ચેતાવવાનું રહસ્ય જાણતા. તેમની પછીની કારકીર્દી પરથી લાગે છે કે પહેલેથી મંત્ર, જંત્ર ને વૈદું એ ત્રણેનો વપરાશ તેમણે આરંભ્યો હશે. તેમનું સ્થાન આર્યવર્ષમાં ઘણું મોટું હોવું જોઇએ. અગ્નિપૂજાની શરુઆત થઇ હતી કે કેમ એ ચોક્કસ થઇ શકતું નથી.

પણ તેમના સહચારનો કંઈક અધિકાર પામવાને ભાગ્યશાળી બનેલો હું—એમના એ કામ અને ઉત્સાહને કેમ વીસરી શકું? પાછું વાળી જોતાં જણાય છે કે એ બધા માત્ર સહયોગી નથી રહ્યા, મિત્રો નથી રહ્યા, પણ કેટલેક વિકટ પ્રસંગે સ્વજન બની રહ્યા હતા. એ બધી સુજનતા હું કેમ વીસરું?

આ વર્ષે કેટલાક નવા સભ્યો સંસદમાં ચુંટાયા છે. તે બધાને આવકાર આપવાનું કાર્ય કરતાં પણ મને આનંદ થાય છે.

આવતા વર્ષ માટે આપણું કાર્યક્ષેત્ર નક્કી થઇ ગયું છે. સંયોગો સાનુકૂલ હશે તો "ગુજરાત" ચલાવવા ઉપરાંત "ગુજરાતી સાહિત્ય"ના દસમાંથી બને તેટલા ભાગ પ્રગટ કરવા તરફ ચાલુ મહેનત કરવી પડશે. "ગુજરાતી સાહિત્ય" ની સંપૂર્ણ નોંધ તૈયાર કરવાનું કામ ઘણું કઠણ છે; અને પ્રયાસ પહેલો છે એટલે પરિણામ પણ ઘણી રીતે સંતોષકારક નહીં નીવડે. પણ એ બીજા વધારે સંતોષકારક ને સંપૂર્ણ પુસ્તક માટે અધુરું પણ ઉપયોગી વસ્તુ પુરું પાડ્યા વિના રહેશે નહીં. એવા કોઈ સંપૂર્ણ પુસ્તકની આવશ્યકતા અવર્ણનીય છે. જ્યારે એવા કોઇ પુસ્તક વડે પ્રાચીન સાહિત્ય, જે પાટણ સ્થપાયું ત્યારથી કે તે પહેલાંથી શરુ થઈ આજે અનેક સદીઓ સુધી એકધારું વહી રહ્યું છે તેનું સર્વદેશીય સંશોધન અને દિગ્દર્શન થશે ત્યારેજ ગુજરાતી સંસ્કારના આત્માનું રહસ્ય આપણે પારખી શકીશું અને આપણી સંસ્કૃતિના ભાવી વિકાસનું સ્વરુપ અને લક્ષ્ય જોઈ શકીશું. એવા પુસ્તક માટે હજી કેટલો વખત વાટ જોવી પડશે?

આવું પુસ્તક ઉપયોગી ઇતિહાસ પુરો પાડે એ તો એક વાત; પણ એની ખરી કીંમત તો એ છે કે તે વર્તમાન અને ભાવિ સાહિત્યના પ્રવાહોનું મૂલ બની રહેવાનું. ભૂતકાલમાંજ અપૂર્વ સાહિત્ય જડે છે એમ નથી; ભૂતકાલના આદર્શો સાચવ્યેજ સાહિત્ય અપૂર્વ થાય છે એમ પણ

# પ્રણાલિકાવાદ*



સંસદના સભ્યો, સહચારીઓ અને સદ્‌ગૃહસ્થો !

આપણી સંસદના બીજા વાર્ષિક મેળાવડામાં પ્રમુખપદેથી બોલતાં મને ઘણો આનંદ થાય છે. આજે સંસદને કામ શરુ કર્યે લગભગ અઢી વર્ષ થયાં છે. એનો ઉત્સાહ આરંભમાં હતો તેવો ને તેવોજ સતેજ છે; એનો આદર્શ બનતી મહેનતે મૂર્તિમાન કરવાનો પ્રયત્ન ચાલ્યાજ કરે છે; એનું કાર્યક્ષેત્ર ધીમે ધીમે વધતું જાય છે. એણે આદરેલા પ્રયાસો ધીમે ધીમે ફળતા જાય છે. આ બધાના કારણરૂપ તમે-સંસદના-સભ્યો છો. તેથી તમને આમ મળીને અભિનંદન આપતાં કોને આનંદ ન થાય? જે સભ્યો ને સભ્યેતરોએ તનતોડ મહેનતથી પ્રેસ અને પત્ર ટકાવી રાખ્યાં છે, પૈસાથી આપણી પ્રવૃત્તિને પોષી છે અને સતત સાહિત્યપ્રવૃત્તિથી સંસદના ઉદ્દેશો પાર પાડવા પ્રયત્ન કર્યો છે એ બધાનો ઉપકાર માનવાનું પણ કેમ વીસરી શકું? નિરંતર ચાલી રહેલા કામના, નિરંતર ઉછળી રહેલા ઉત્સાહના એ ભાગીદારોની કીંમત કરવાનું અશક્ય કામ આરંભવા હું માગતો નથી;

---

* સાહિત્યસંસદના દ્વિતીય વાર્ષિક ઉત્સવ તથા કૃષ્ણજયંતી નિમિત્તે પ્રમુખપદેથી અપાયલું ભાષણ.

પણ તેમના સહચારનો કૈંક અધિકાર પામવાને ભાગ્યશાળી બનેલો હું–એમના એ કામ અને ઉત્સાહને કેમ વીસરી શકું? પાછું વાળી જોતાં જણાય છે કે એ બધા માત્ર સહયોગી નથી રહ્યા, મિત્રો નથી રહ્યા, પણ કેટલેક વિકટ પ્રસંગે સ્વજન બની રહ્યા હતા. એ બધી સુજનતા હું કેમ વીસરું?

આ વર્ષે કેટલાક નવા સભ્યો સંસદમાં ચુંટાયા છે. તે બધાને આવકાર આપવાનું કાર્ય કરતાં પણ મને આનંદ થાય છે.

આવતા વર્ષ માટે આપણું કાર્યક્ષેત્ર નક્કી થઇ ગયું છે. સંયોગો સાનુકૂલ હશે તો "ગુજરાત" ચલાવવા ઉપરાંત "ગુજરાતી સાહિત્ય"ના દસમાંથી બને તેટલા ભાગ પ્રગટ કરવા તરફ ચાલુ મહેનત કરવી પડશે. "ગુજરાતી સાહિત્ય" ની સંપૂર્ણ નોંધ તૈયાર કરવાનું કામ ઘણું કઠણ છે; અને પ્રયાસ પહેલો છે એટલે પરિણામ પણ ઘણી રીતે સંતોષકારક નહીં નીવડે. પણ એ બીજા વધારે સંતોષકારક ને સંપૂર્ણ પુસ્તક માટે અધુરું પણ ઉપયોગી વસ્તુ પુરું પાડ્યા વિના રહેશે નહીં. એવા કોઈ સંપૂર્ણ પુસ્તકની આવશ્યકતા અવર્ણનીય છે. જ્યારે એવા કોઇ પુસ્તક વડે પ્રાચીન સાહિત્ય, જે પાટણ સ્થપાયું ત્યારથી કે તે પહેલાંથી શરુ થઈ આજે અનેક સદીઓ સુધી એકધારું વહી રહ્યું છે તેનું સર્વદેશીય સંશોધન અને દિગ્દર્શન થશે ત્યારેજ ગુજરાતી સંસ્કારના આત્માનું રહસ્ય આપણે પારખી શકીશું અને આપણી સંસ્કૃતિના ભાવી વિકાસનું સ્વરૂપ અને લક્ષ્ય જોઈ શકીશું. એવા પુસ્તક માટે હજી કેટલો વખત વાટ જોવી પડશે?

આવું પુસ્તક ઉપયોગી ઇતિહાસ પુરો પાડે એ તો એક વાત; પણ એની ખરી કીંમત તો એ છે કે તે વર્તમાન અને ભાવિ સાહિત્યના પ્રવાહોનું મૂલ બની રહેવાનું. ભૂતકાલમાંજ અપૂર્વ સાહિત્ય જડે છે એમ નથી; ભૂતકાલના આદર્શો સાચવ્યેજ સાહિત્ય અપૂર્વ થાય છે એમ પણ

નથી; પણ ભૂતસાહિત્યની સામગ્રીના નવા ઉપયોગથીજ નવું સાહિત્ય સમૃદ્ધ અને સરસ બને છે. નવસંસ્કાર જીર્ણ સંસ્કારના જોર પર અને ચાલ્યા આવતા સંસ્કારના સાતત્ય પર રચાય તોજ સમૃદ્ધ અને સબલ થાય છે; અને તેનો શબ્દદેહ—સાહિત્ય—પણ પુરોગામી સાહિત્ય પર રચાય તોજ સમૃદ્ધ, સચોટ અને સરસ થાય છે. આટલુંજ નહીં પણ જેમ પિતૃભક્તિ વિના જીવનમાં ગૌરવ ને પ્રભાવ નથી, પ્રાચીનતા તરફ પૂજ્યભાવ વિના સંસ્કૃતિમાં શક્તિ હોતી નથી, તેમ જુના સાહિત્ય તરફ પ્રેમ ન હોય તો નવા સાહિત્યમાં પ્રભાવ શક્ય નથી. આ કારણોથી જુના સાહિત્યને પૂજ્યભાવથી સંઘરી તેનો અભ્યાસ લોકપ્રિય કર્યા વિના નવા સાહિત્યનો પાયો ચણાવાનો નથી.

પણ દરેક વસ્તુ મર્યાદામાંજ શોભે છે. આ પૂજ્યભાવને પણ મર્યાદા હોય છે. પણ આપણા દેશમાં પ્રાચીન સાહિત્ય તરફનો પૂજ્યભાવ ઘણી વખત પોતાની મર્યાદામાં રહેતો નથી અને જુના સાહિત્યના આદર્શ અને પદ્ધતિના ચોકઠામાં નવું સાહિત્ય બેસાડવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આ ક્રિયા આપણે ત્યાં એકલા સાહિત્યમાંજ જોવામાં નથી આવતી, પણ જીવનનાં બધાં ક્ષેત્રોમાં જોવામાં આવે છે.

પૂર્વજો તરફ પૂજ્યભાવ એ સંસ્કારનું એક અગત્યનું અંગ છે. પણ એ પૂજ્યભાવને અનુભવનાર ઘણી વખત જુની પ્રણાલિકાનો ભક્ત થઇ જાય છે. એનું મગજ અસલી જીવન, આદર્શ અને પદ્ધતિમાં મગ્ન રહે છે; અને તેથી તેની અસહિષ્ણુતાનો પાર રહેતો નથી. તે વર્તમાનને પ્રાચીન કાટલે જોખે છે, પ્રાચીન માટીએ ઘડવા માગે છે; પ્રાચીનોને અપરિચિત એવી દરેક રીતિને તે ત્યાજ્ય ગણે છે; અને ચલ સૃષ્ટિને નિશ્ચલ પ્રણાલિકામાં રોધવા ઇચ્છે છે. પ્રગતિને તે તિરસ્કારે છે; વિકાસની તેને પરવા નથી; પ્રવર્તમાન સંયોગોના બલનો તેને વિચાર નથી; અને વર્તમાનનો પ્રાણ ભલે જાય પણ તેને જીર્ણ પ્રણા-

લિકાના પિંજરમાં પુરી દેવામાંજ તે ડહાપણુ સમજે છે. વીફરેલી વિ તની માફક આમ વીફરેલો પૂજ્યભાવ વિનાશ કરે છે.

આ આદરણીય પૂજ્યભાવ અને ભયંકર પ્રણાલિકાવાદ વચ્ચે ઘણોજ ફેર રહ્યો હોય છે. પ્રાચીનો માટે પૂજ્યભાવ એટલે તેમની શક્તિ અને આદર્શ માટે–તેમના સંયોગો જોતાં–માન; પ્રાચીન પ્રણાલિકાની ભક્તિ એટલે પ્રાચીનોની શક્તિ અને આદર્શ પર અપૂર્વતાનું આરોપણ. પૂજ્યભાવ એટલે કદર; પ્રણાલિકાવાદ એટલે અંધશ્રદ્ધા. પૂજ્યભાવ એટલે અસ્મિતા અને સ્વમાન વિકસાવવાનું એક બલ; પ્રણાલિકાવાદ એટલે આપણી અલ્પતા કે અધમતા પુરવાર કરવાનું એક સાધન. જે પૂજ્યભાવ રાખે તે પ્રાચીનો પર પ્રેમ રાખે, તેમનો સમય અને સંયોગો સમજવા મથે; એ જે જીવન તેમણે ઘડ્યું, અને જે તેને પોતાને ઘડી રહ્યું છે તેનું રહસ્ય કળવાનો પ્રયત્ન આદરે. પણ જ્યારે તે પ્રણાલિકાવાદી બને છે ત્યારે તે માત્ર પ્રાચીનો પાછળ ઘેલો બની તેમના અને પોતાના સંયોગોનો વિચાર કરવો વીસરી જાય છે; પુરાણી પ્રણાલિકાને તે સ્વતઃસિદ્ધ ધોરણ માને છે; અને તેનાથી વિરુદ્ધ દરેક વસ્તુનો તે દ્વેષ કરે છે. વર્તમાન જીવનને ભૂતકાલના સંયોગો નથી અને પરિણામે તે સંયોગોથી મળતી પ્રેરણા નથી; ભૂત જીવન પર રચાયલી પ્રણાલિકાઓ નવું જીવન ઘડવામાં થોડોકજ ભાગ લે છે; નવું ઘડવામાં ખરો ભાગ તો વર્તમાનના સંયોગો ને પ્રેરક બલો ભજવે છે–આ બધાં સત્યો તે તદ્દન વીસરી જાય છે. તે વીસરી જાય છે કે દરેક જીવંત વ્યક્તિને–મનુષ્યને, રાષ્ટ્રને, સમાજને, સંસ્કૃતિને કે સાહિત્યને ટકવા માટે પોતાના સંયોગોનેજ સાનુકૂલ થવું પડે છે; અને આ સાનુકૂલતા આણવામાં પ્રણાલિકાભક્તિ ઘણી વાર તો આડેજ આવે છે.

પ્રાચીનો તરફના પૂજ્યભાવથી માણુસ અસલી સાહિત્યનો અભ્યાસ કરવા પ્રેરાય છે. તેમાં દેખાતો જુસ્સો, નીતિ ને આદર્શ સમજવા તે

પ્રયત્ન કરે છે. તેમાં વર્ણવેલા સંયોગોમાં વીરોએ દર્શાવેલી માનવતા જોઇ તેની પોતાની માનવતા વિકાસ પામે છે; અને તે માનવતા પોતાના પૂર્વજોની છે એ માન્યતાથી તે ગર્વ ધારે છે. પોતાના નવા સંયોગો સાથે સાનુકૂલતા સાધતાં કે મુશ્કેલી આવી નડે તો તે સંયોગોના પુરોગામી પ્રાચીન સંયોગોનું રહસ્ય શોધી તે મુશ્કેલી દૂર કરવા તે યત્ન કરે છે.

પણ પ્રણાલિકાવાદીને આટલેથી સંતોષ થતો નથી. તેના તો સિદ્ધાંત છે કે પ્રાચીનોના સાહિત્ય કે કહેતીમાં ફેરફાર થાય નહીં; તેમનાં વચનો લોપાય નહીં; તેમના વીરોની અપૂર્વતા વીશે શંકા થાય નહીં; તેમની નીતિમાં કલંક જોવાય નહીં, ને જોવાય તો કહેવાય નહીં; તેમના આદર્શો આદરણીય છે કે નહીં તે પ્રશ્ન પુછાય નહીં. અસલી કાવ્યને સરસતાની પરાકાષ્ઠા લેખવી, અસલી વીર ને વીરાંગનાને દેવદેવીઓ ગણવાં, અસલી જીવનને આદર્શ માનવું અને અસલી જીવનની લોખંડી પ્રણાલિકા પરથીજ આપણાં જીવનનાં બીબાં ઉતારવાં—આ સિદ્ધાંતો તેને પ્રાણથી પણ અધિક પ્રિય છે. દુનીઆની સર્વદેશીય પ્રગતિ જોતાં અને પુરાતત્ત્વની શોધ પરથી પ્રાચીનોની કીંમત કરતાં આથી વધારે હાસ્યજનક દાવો ભાગ્યેજ રજુ થઇ શકે. અને છતાં એ દાવો દરેક પલે ને દરેક ડગલે થાય છે અને કોઇ ને કોઇ સ્વરૂપે આપણી પાસે તે કબુલાવવાનો પ્રયત્ન થયાજ કરે છે.

આ પ્રણાલિકા કે પ્રાચીનો પાળતા નથી આવ્યા; અને તેઓ તે માનતા હતા એ કારણથી તે પૂજ્ય નથી મનાતી. પ્રાચીનો તો પોતાના સંયોગો પ્રમાણે જીવી ગયા; તે કે ભાવી પ્રજાની આરસી સામે રાખી તેમાં સારાં દેખાવા જીવ્યા નહોતા. પ્રણાલિકા એટલે તો પ્રાચીનોના જીવનનાં સ્મરણો પર અર્વાચીનોએ રચેલું ધોરણ. આવાં ધોરણો સંસ્કારનું સાતત્ય સાચવવા ઉપજાવવામાં આવે છે અને ઉગતી પ્રજાની કેળવણી માટે તથા તેમના સંસ્કારો સ્વજાતીય રહે એ માટે એ ધોરણો ઘણાંજ

ઉપયોગી છે. સંસ્કારની અસ્મિતા જાળવવા પણ કોઈ વખત એ ઉપયોગી થઇ પડે છે. પણ બાલ્યાવસ્થામાં સંસ્કારો આ ધોરણે એક વખત ઘડાય કે પછી એ ધોરણનો મનુષ્યને ઝાઝો ખપ રહેતો નથી. પછી તો ઘડાએલા સંસ્કારોમાંથી નવા સંયોગો સાથે યુદ્ધમાં ઉતરવાનું નવું બલ નીતરે છે.

આ જીવનમાં પ્રાચીન જીવનનાં લક્ષણો થોડાંજ રહ્યાં છે, એટલે જુના આદર્શોનો ઉપયોગ પણ થોડોજ થવાનો. રામ, ભીષ્મ કે કૃષ્ણનાં સંસ્મરણો આપણા સંસ્કાર ઘડવામાં કૈંક મદદ કરે છે; પણ માત્ર એ સંસ્મરણો પરથી રચાયલા આદર્શોનો ઉપયોગ કરવો તે હાલના સમરાંગણમાં ગદાયુદ્ધનો ઉપયોગ કરવા જેવું થઇ પડે. હૂણ ને ગુર્જર, મુસલમાન અને અંગ્રેજ સંસ્કારનો આપણા જીવનમાં સંચાર થયો છે. પરદેશી ને પરસંસ્કારી સત્તાની જુસરી આપણા પર પડી છે. વરાળ ને વીજળીએ સમય ને સ્થળના અંતરનો નાશ કરી વસુધાને કુટુંબની માફક સાંકળી દીધી છે. દેશદેશ ને સમયસમયના સંસ્કારોના વિનિમયથી માનવજીવનનો પ્રવાહ એકત્રિત થવા મથે છે. વિજ્ઞાનના વિકાસથી વિનાશ અને વ્યવસ્થા બંને સહેલાં થઈ પડ્યાં છે. અને બુદ્ધ, ખ્રીસ્ત ને મહમદની ભાવનાઓ, અને તેથી પણ પ્રબલ ગ્રીકોનો સૌંદર્યશોખ, રોમની વ્યવસ્થાશક્તિ, અર્વાચીન યુરોપનું લોકશાસન, સ્ત્રીસ્વાતંત્ર્ય ને ભાવવૈવિધ્યના સંસ્કારો સૃષ્ટિભરમાં પૂર જોશથી પ્રસરી રહ્યા છે. આવા જીવનને પુરાણા જીવન પરથી ઉપજાવેલાં ધોરણો લગાડવાં એના જેવો નિષ્ફલ ને વિવેકહીણો પ્રયત્ન બીજો કયો હોઇ શકે?

પણ પ્રણાલિકાવાદનો તંતુ માનવમગજમાં ઘણુંજ ઉંડું ઘર ઘાલી બેઠો છે. એ ગમે તે અવસ્થામાં હાલી ઉઠે છે ને અનેકરૂપે બહાર પડે છે. એ તદ્દન નાબુદ થઇ શકતો નથી ને એના વગર ચલાવી લેવું અશક્ય છે. કેટલીક વાર એની જરુર પણ પડે છે, પણ ઘણી વાર એ વિકાસને રુંધી નાખે છે. એ વાદનો આધાર એક નિયમ પર રહેલો છે. એક

પ્રયત્ન કરે છે. તેમાં વર્ણવેલા સંયોગોમાં વીરોએ દર્શાવેલી માનવતા જોઇ તેની પોતાની માનવતા વિકાસ પામે છે; અને તે માનવતા પોતાના પૂર્વજોની છે એ માન્યતાથી તે ગર્વ ધારે છે. પોતાના નવા સંયોગો સાથે સાનુકૂલતા સાધતાં કંઇ મુશ્કેલી આવી નડે તો તે સંયોગોના પુરોગામી પ્રાચીન સંયોગોનું રહસ્ય શોધી તે મુશ્કેલી દૂર કરવા તે યત્ન કરે છે.

પણ પ્રણાલિકાવાદીને આટલેથી સંતોષ થતો નથી. તેના તો સિદ્ધાંત છે કે પ્રાચીનોના સાહિત્ય કે કહેતીમાં ફેરફાર થાય નહીં; તેમનાં વચનો લોપાય નહીં; તેમના વીરોની અપૂર્વતા વીશે શંકા થાય નહીં; તેમની નીતિમાં કલંક જોવાય નહીં, ને જોવાય તો કહેવાય નહીં; તેમના આદર્શો આદરણીય છે કે નહીં તે પ્રશ્ન પુછાય નહીં. અસલી કાવ્યને સરસતાની પરાકાષ્ઠા લેખવી, અસલી વીર ને વીરાંગનાને દેવદેવીઓ ગણવાં, અસલી જીવનને આદર્શ માનવું અને અસલી જીવનની લોખંડી પ્રણાલિકા પરથીજ આપણાં જીવનનાં બીબાં ઉતારવાં—આ સિદ્ધાંતો તેને પ્રાણથી પણ અધિક પ્રિય છે. દુનીઆની સર્વદેશીય પ્રગતિ જોતાં અને પુરાતત્ત્વની શોધ પરથી પ્રાચીનોની કીંમત કરતાં આથી વધારે હાસ્યજનક દાવો ભાગ્યેજ રજુ થઇ શકે. અને છતાં એ દાવો દરેક પલે ને દરેક ડગલે થાય છે અને કોઇ ને કોઇ સ્વરૂપે આપણી પાસે તે કબુલાવવાનો પ્રયત્ન થયાજ કરે છે.

આ પ્રણાલિકા કંઇ પ્રાચીનો પાળતા નથી આવ્યા; અને તેઓ તે માનતા હતા એ કારણથી તે પૂજ્ય નથી મનાતી. પ્રાચીનો તો પોતાના સંયોગો પ્રમાણે જીવી ગયા; તે કંઇ ભાવી પ્રજાની આરસી સામે રાખી તેમાં સારાં દેખાવા જીવ્યા નહોતા. પ્રણાલિકા એટલે તો પ્રાચીનોના જીવનનાં સ્મરણો પર અર્વાચીનોએ રચેલું ધોરણ. આવાં ધોરણો સંસ્કારનું સાતત્ય સાચવવા ઉપજાવવામાં આવે છે અને ઉગતી પ્રજાની કેળવણી માટે તથા તેમના સંસ્કારો સ્વજાતીય રહે એ માટે એ ધોરણો ઘણાંજ

ઉપયોગી છે. સંસ્કારની અસ્મિતા જાળવવા પણ કોઈ વખત એ ઉપયોગી થઇ પડે છે. પણ બાલ્યાવસ્થામાં સંસ્કારો આ ધોરણે એક વખત ઘડાય કે પછી એ ધોરણનો મનુષ્યને ઝાઝો ખપ રહેતો નથી. પછી તો ઘડાએલા સંસ્કારોમાંથી નવા સંયોગો સાથે યુદ્ધમાં ઉતરવાનું નવું બલ નીતરે છે.

આ જીવનમાં પ્રાચીન જીવનનાં લક્ષણો થોડાંજ રહ્યાં છે, એટલે જુના આદર્શોનો ઉપયોગ પણ થોડોજ થવાનો. રામ, ભીષ્મ કે કૃષ્ણનાં સંસ્મરણો આપણા સંસ્કાર ઘડવામાં કૈંક મદદ કરે છે; પણ માત્ર એ સંસ્મરણો પરથી રચાયલા આદર્શોનો ઉપયોગ કરવો તે હાલના સમરાંગણમાં ગદાયુદ્ધનો ઉપયોગ કરવા જેવું થઇ પડે. હૂણ ને ગુર્જર, મુસલમાન અને અંગ્રેજ સંસ્કારનો આપણા જીવનમાં સંચાર થયો છે. પરદેશી ને પરસંસ્કારી સત્તાની ઝુસરી આપણા પર પડી છે. વરાળ ને વીજળીએ સમય ને સ્થળના અંતરનો નાશ કરી વસુધાને કુટુંબની માફક સાંકળી દીધી છે. દેશદેશ ને સમયસમયના સંસ્કારોના વિનિમયથી માનવજીવનનો પ્રવાહ એકત્રિત થવા મથે છે. વિજ્ઞાનના વિકાસથી વિનાશ અને વ્યવસ્થા બંને સહેલાં થઈ પડ્યાં છે. અને બુદ્ધ, ખ્રીસ્ત ને મહમદની ભાવનાઓ, અને તેથી પણ પ્રબલ ગ્રીકોનો સૌંદર્યશોખ, રોમની વ્યવસ્થાશક્તિ, અર્વાચીન યુરોપનું લોકશાસન, સ્ત્રીસ્વાતંત્ર્ય ને ભાવવૈવિધ્યના સંસ્કારો સૃષ્ટિભરમાં પૂર જોશથી પ્રસરી રહ્યા છે. આવા જીવનને પુરાણા જીવન પરથી ઉપજાવેલાં ધોરણો લગાડવાં એના જેવો નિષ્ફલ ને વિવેકહીણો પ્રયત્ન બીજો કયો હોઇ શકે ?

પણ પ્રણાલિકાવાદનો તંતુ માનવમગજમાં ઘણુંજ ઉંડું ઘર ઘાલી બેઠો છે. એ ગમે તે અવસ્થામાં દાખી ઉઠે છે ને અનેકરૂપે બહાર પડે છે. એ તદ્દન નાબુદ થઇ શકતો નથી ને એના વગર ચલાવી લેવું અશક્ય છે. કેટલીક વાર એની જરુર પણ પડે છે, પણ ઘણી વાર એ વિકાસને રુંધી નાંખે છે. એ વાદનો આધાર એક નિયમ પર રહેલો છે. એક

વસ્તુ હસ્તીમાં આવી એટલે તેને હસ્તીમાં રાખવીજ જોઇએ એવો ભ્રમ સામાન્ય મનુષ્યના મગજમાં ઉભો થાય છે. અને જેમ એ ભ્રમ ચાલુ રહે છે તેમ એ વસ્તુની હસ્તી વિના ચલાવી લેવું અશક્ય થઇ પડે છે. એની હસ્તીની આસપાસ સંસ્કારો પેદા થાય છે અને એ વસ્તુ પ્રમાણેજ બધી વસ્તુઓ ઘડાવી જોઇએ એવો ખ્યાલ સર્વમાન્ય થતો જાય છે. જે વસ્તુ આજે નવીન કે ખરાબ લાગે છે તે કાલે વાસ્તવિક લાગે છે; વર્ષ બે વર્ષે યોગ્ય લાગે છે; પાંચ વર્ષ રહીને પવિત્ર લાગે છે; પચાસ વર્ષ રહીને તે સનાતન ને સૃષ્ટિના આધારરુપ લાગે છે; હજાર વર્ષે તે લગભગ બ્રહ્મ-પદને પામે છે, અને તેનાથી વિરુદ્ધ કંઈ કલ્પી શકાતું નથી, તેના વિના બ્રહ્માંડ પડી જશે એવો ભાસ થાય છે. બે ચાર હજાર વર્ષે એ વસ્તુની શી કીંમત થાય છે એ તો આ પ્રણાલિકાગ્રસ્ત દેશમાં જે જન્મ્યો હોય તેજ સમજી શકે. આ પ્રકારના ભ્રમથી પેદા થતી મનોદશા પ્રણાલિકાવાદનું મૂલ છે.

કોઈ વખત કોઇક સ્પષ્ટવક્તા પ્રગટે છે અને પ્રણાલિકાવાદના અધિકારનાં મૂલનું સંશોધન આરંભે છે. આ ભ્રમ શા માટે? એક વસ્તુ હસ્તીમાં આવી તેણે શા માટે સદા હસ્તીમાં રહેવુંજ જોઇએ? લાંબો વખત એક વસ્તુ ટકી માટે બધાએ 'यावचंद्रदिवाकरौ' તે પ્રમાણે શા માટે ઘડાયા જવું? પ્રકૃતિનો સ્વભાવ વિકાસ છે, છતાં નિશ્ચલ પ્રણાલિકાને ધોરણ શા માટે માનવી? એક ચીજ એક જમાના માટે સારી હોય, છતાં જમાનો પલટાતાં તે શા સારુ સારી લેખાવી જોઇએ? હું બદલાયો, સંયોગો બદલાયા, સંસાર ને સમય બદલાયો, છતાં શા સારુ પુરાણા ધોરણ પર મારે જીવન ઘડવું? જો પ્રાચીનો તેમના સંયોગો પ્રમાણે જીવી ગયા તો મારે શા સારુ મારા સંયોગો પ્રમાણે ન જીવવું? આમ પ્રશ્નપરંપરાને પ્રણાલિકાવાદ એકજ પ્રકારનો જવાબ આપે છે. જો પુછનાર બીકણ હોય તો તે તેને ડારે છે, જો

લોભીઓ હોય તો લાંચ આપે છે, જો નિર્બલ હોય તો કચરી નાંખે છે. જો તે ન ડરે, ન લલચાય કે ન કચરાય તો પ્રણાલિકાવાદ નમી પડે છે ને પોતે ખુશામતી કાયરની માફક તે સ્પષ્ટવક્તાની નવી પ્રણાલિકા શોધી કાઢી પોતાની સત્તા સ્થાપવી શરુ કરે છે.

આ દેશના મનુષ્યના મગજમાં પ્રણાલિકાવાદના તંતુઓ એવા જબરા થઈ પડ્યા છે કે જીવનનું કોઈએક ક્ષેત્ર એવું નથી જણાતું કે જેમાં એ વાદ સર્વોપરી થઈ બેઠો ન હોય. આપણે ત્યાં તો સંસ્કૃતિ, ધર્મ, સંસાર, કલા ને સાહિત્ય–બધાને યુગોના યુગો સુધી નિશ્ચેતન પ્રણાલિકાની શૃંખલાથી બાંધી રાખવામાંજ મહત્ત્વ ગણ્યું છે. આ વિષય એટલો વિશાલ છે કે, તેને વિસ્તારથી અત્યારે ચર્ચાય એમ નથી. તેમ પ્રણાલિકાવાદના સર્વદેશીય પ્રતાપની તપાસ કરવાનું પણ આ સ્થાન નથી. આ પ્રસંગે તો કલા અને સાહિત્યના ક્ષેત્રમાં આ વાદ કયે સ્વરુપે પ્રગટે છે અને તેને કલાકારે કે સાહિત્યકે કેવું સન્માન આપવું જોઈએ તેનું આછું વિવેચન કરી વીરમીશ.

આપણા દેશમાં પ્રણાલિકાવાદે કલાના ક્ષેત્રમાં એવી નિશ્ચેતનતા આણી મુકી છે કે હજારો વર્ષ સુધી એકજ પ્રકારના આદર્શથી બધી કૃતિઓ ઘડાઈ છે. જે વિકાસ, જે સ્વાતંત્ર્ય ને યુગેયુગે સ્વાભાવિકતા આણવાના જે પ્રયત્નો બીજા દેશોમાં જણાય છે તેનું નામ કે નીશાન અહીંઆં જડતું નથી. આનું દ્દષ્ટાંત 'વીતરાગ'ની પ્રતિમાનો ઇતિહાસ પુરો પાડે છે. બૌદ્ધમતના પ્રચાર પછી અને ખાસ કરી તથાગતની મૂર્તિ સ્થાપવા માટે માણસની પ્રતિમા ઘડવાનું શરુ થયું. પહેલા યુગની પ્રતિમામાં સ્વાભાવિકતા અને સજીવતા આણવાના પ્રયત્નો દેખાય છે. ધીમેધીમે પ્રણાલિકાવાદના આપણા તંતુએ જોર કર્યું અને પરિણામે દરેક શિલ્પી અપૂર્વ ને શાંત 'વીતરાગ' ની પ્રતિમા કરવાને બદલે શાંતિ ને વીતરાગત્વની જે પ્રણાલિકાઓ પથ્થર કોતરવામાં

સ્વીકારાતી હતી તેનેજ સાચવી રાખવામાં ગૂંથાયો અને આખરે એમ મનાયું કે પ્રતિમા એટલે સજીવ, સ્વાભાવિક ને કલાત્મક કૃતિ નહીં, પણ નિશ્ચલ પ્રણાલિકાએ નીમેલું, અમુક રીતે જોતું, અમુક માપનું, અમુક મુદ્રાનું, અમાનુષી ને અસ્વાભાવિક પુતળું. ખભા, કેડ, મોઢું, આંખો ને મુદ્રા શૃંખલાબદ્ધ ને નિશ્ચેતન થઈ રહ્યાં અને કલાનો પ્રાણ–સજીવતા એ નીકળી ગયાં. સદીઓ સુધી શુષ્ક પ્રણાલિકાના ભોગ થઇ રહેલા શિલ્પીઓએ કલાવિહીન અને કૃત્રિમ પ્રતિમાથી આપણાં મંદિરો ભરી દીધાં છે. આ દેશને નશીબે જે એમાં પાકયું તે પ્રણાલિકાગ્રસ્ત થઇ રહ્યું ને એનાથી દૂર ગયું તે સ્વાભાવિક ને સજીવ થવા લાગ્યું. હીંદી શિલ્પીઓ જ્યારે હીંદ છોડી જાવા ગયા ત્યારે તેમને કલાનો પ્રાણ પાછો હાથ લાગ્યો અને બોધિસત્ત્વ પથ્થરનાં પુતળાં મટી સ્વાભાવિક માનવની પ્રતિમાના ગૌરવમાં શોભવા લાગ્યા.

આ ક્રિયા સહેલમાં સમજાય એવી છે. કોઇએ એક પ્રતિમા ઘડી ને તે પુજાઇ. તે પ્રતિમા થઇ એટલે તેજ પ્રમાણે બધી પ્રતિમાને ઘડાવાનો અધિકાર મનાઈ ચુકયો. કોઈ શિષ્યની મગદુર ન રહી કે કૃત્રિમ પલાંઠીને સ્વાભાવિક કરે કે સખત મુખને હસતું કરે; અને તો પછી સ્વતંત્ર રીતે સૌંદર્ય સરજવાની તો હીમતજ શી ચાલે? સો વર્ષે દરેક અંગ ને દરેક મરોડમાં રહસ્ય, શાસ્ત્રાજ્ઞા, જ્ઞાન વગેરેનું કલ્પનાએ આરોપણ કર્યું. એ મરોડમાં ફેર કરનાર પર રૌરવ નરકમાં સડવાનો શાપ ઝઝુમી રહ્યો, ને પરિણામે બુદ્ધ ભગવાન માણસ મટી પથ્થર થયા.[1]

તેજ પ્રમાણે સાહિત્યમાં પણ પ્રણાલિકાવાદે વિનાશ કર્યો છે. ગ્રીકોએ જ્યારે નાટક કરવા માંડ્યાં તે પહેલાં હીંદમાં નાટ્યકલાની

---

૧ હેવેલ તેમજ બીજા વિદ્વાનોએ આ પ્રણાલિકાવાદમાં રહેલું રહસ્ય શોધવાના પ્રયત્નો કર્યા છે તે સ્તુત્ય છે, ઘણા ઉપયોગી છે અને આપણા સ્વાભિમાનને પોષે એવા છે; પણ પ્રણાલિકાવાદનું રહસ્ય ગમે તેવું ઉચું હોય પણ તેથી પ્રણાલિકાએ આણેલી નિશ્ચેતનતા વીસરી શકાય એમ નથી.

શરુઆત થઈ. તે કલાની પરાકાષ્ઠારુપ કાલિદાસ થયા ને તેમણે અપૂર્વ નાટકો લખ્યાં. એ અપૂર્વ થયાં કે તરત પ્રણાલિકાવાદ આખી નાટયકલા પર ચઢી બેઠો. નાયક આવો જોઇએ, નાયિકા આવી જોઇએ, વિદૂષક હોવોજ જોઇએ; રાજાનો કંચુકી પણ જોઇએ, શરુઆત સૂત્રધારથી થવી જોઇએ. અંતે બધું સુખાકાર થવુંજ જોઇએ. સદીઓ પછી સદીઓ ગઇ, યુરોપમાં સજીવ ને જ્વલંત નાટયકલા અદ્‌ભુત ભૂમિકાએ પહોંચી, છતાં આ દેશમાં મગદુર નથી કે કોઈ સામાન્ય રીતે ત્રણનું ચારઅંકી નાટક લખે–કે સૂત્રધારના તંબુરા વગર નાટક શરુ કરે–કે વિદૂષકની હાજરી વિના, કે સુખાકારી અંત સીવાય કોઇ નાટક રંગભૂમિ પર દેખાડી શકે! પ્રણાલિકાવાદ ભયંકર રાક્ષસની માફક રંગભૂમિનો અધિષ્ઠાતા બની કલાને સચેતન થવા દેતોજ નથી.

આખા સંસ્કૃત સાહિત્યમાં પ્રણાલિકાવાદે વૈવિધ્યનો વિનાશ કર્યો છે. સ્ત્રીનું, પુરુષનું, નગરનું કે યુદ્ધનું વર્ણન વસ્તુ જોઇ કોઈ લખતું નથી, પણ કાવ્યની પ્રણાલિકાએ સ્વીકારેલા અલંકારોથીજ થયા કરે છે. કલ્પના પણ પ્રણાલિકાથી મર્યાદિત રહે છે. રસની જમાવટ પણ શાસ્ત્રોક્ત ગોઠવણી હોય તેજ રીતે થયા કરે છે. તેજ પ્રમાણે આપણા મધ્યકાલનું સાહિત્ય એક ભાલણ વાંચો ને એક લાવણ્યસમય વાંચો; પછી બધુંજ લગભગ તેનું તે. બધા એકજ ચીલે ચાલ્યા જાય છે. બધી કૃતિઓ એકજ પ્રણાલિકાએ રચેલાં સ્વાતંત્ર્ય, જીવ ને વૈવિધ્ય વિનાનાં બીબાં. અર્વાચીન યુગમાં કૈંક યુરોપીય સંસ્કારોની પ્રેરણાથી ને કૈંક સ્વાતંત્ર્યના શોખથી નર્મદ, નરસિંહરાવ કે કલાપી પ્રણાલિકાવાદને વીસારી નવીન પદ્ધતિ પર કાવ્ય રચે છે. નાનાલાલ જેવા કોઇક નવા સ્વરૂપથી વૈવિધ્ય આણવા મહેનત કરે છે. પણ તેમના જુસ્સાની અસર વ્યાપક થાય તે પહેલાં તો પાછું પ્રણાલિકાનું સામ્રાજ્ય પ્રવર્તી રહે છે.

આ પ્રણાલિકાવાદ વાદ તરીકે પ્રચલતો નથી. તે જુદેજુદે સ્વરૂપે ને જોરે વેષે વીચરે છે. તે જોઇએ ત્યારે (૧) ધર્મનો, (૨) નીતિનો, (૩) પ્રતિષ્ઠા અને (૪) સત્યનો આડંબર ધરી પોતાની સત્તા બેસાડવા મથે છે. આ ચારે સ્વરૂપ જુદાંજુદાં વીચારીશ.

જે દેશમાં ધર્મઘેલછા ઘણો સામાન્ય મરજ છે તે દેશમાં કોઇ પણ અભિપ્રાયને ધર્મનું સ્વરૂપ આપવું સહેલ છે. દરેક નવી વસ્તુ ધર્મ વિરુદ્ધ થઈ જાય છે, તેનાથી ધાર્મિક લાગણી દૂખાઈ જાય છે, તેનાથી ધર્મનું અપમાન તરત થઈ જાય છે. ધર્મ સંબંધી મારા અંગત વિચાર ઘણાને અરુચિકર લાગશે, પણ તે પ્રમાણે ધર્મનો આત્મા–ધર્મમાં રહેલી ઉપયોગી વસ્તુ માત્ર ભાવનાજ છે. માણસને ભાવના વિના ચાલતું નથી અને પ્રચલિત ધર્મસંપ્રદાયો તેમને જે ભાવના દેખાડે છે તે બાલપણથી તે સ્વીકારી લે છે; અને આંખો મીચી તે સંપ્રદાયો સ્વીકારે છે. મારે મન બધા સંપ્રદાયો સરખા છે–કોઇ મને વહાલો નથી, કોઈ અળખામણો નથી. હું ધર્મના સંપ્રદાય માત્રને ભાવના સંઘરી રાખવાના દાબડા લેખું છું. એ દાબડાઓએ અંધકારના અને ધાર્મિક અસહિષ્ણુતાના જમાનામાં ઘણી ભાવનાઓ સાચવી રાખી છે. તે સમયે તો ભાવના જેણે પ્રસારવી હોય તેણે ધર્મસંપ્રદાયની ભભક રાખ્યા વિના છુટકો નહોતો. અસલી જમાનામાં અહિંસાની ભાવના પ્રચલિત કરવા ગાંધીજીને ભગવાં લેવાં પડત; અને વખત છે તેમનો બ્રાહ્મણેતર વર્ગ હોવાથી તે ભાવના મૂર્તિમાન કરવાનો અધિકાર પણ તેમને ન રહ્યો હોત. પણ આજે ભાવના–શુદ્ધ સ્વરૂપે– દાબડાના સંરક્ષણ વગર સાચવી શકાય છે અને દાબડાના આડંબર વગર આકર્ષક થઇ શકે છે. સાધુ થયા વિના ત્યાગની સિદ્ધિ થઇ શકે છે; વૈષ્ણવ થયા વિના પ્રેમમય આનંદની પ્રાપ્તિ થઇ શકે છે; બ્રાહ્મણ થયા વિના સાંસ્કારિક અસ્મિતા રાખી ને પ્રસારી શકાય છે. એટલે

મારા માનવા પ્રમાણે બધા સંપ્રદાયોનું યોગ્ય સ્થાન ભૂતકાલમાં ઉપયોગી નીવડેલી વસ્તુઓના સંગ્રહસ્થાનમાં છે.

પણ ઘણા લોકો જે ધર્મના સંપ્રદાયો પ્રણાલિકા શીખવે છે તેમને સજીવ માને છે. ઘણા હજુ ધર્મમાં રહેલી ભાવના જોઇ શકતા નથી અને દાબડાની ભભક જોઇનેજ આનંદ માને છે. પ્રણાલિકાવાદ આવા લોકોની મદદ લઇ કલા અને સાહિત્યને વશ કરવા મથે છે. સાચું પુછો તો આ લોકનું રંજન કરનારી કલાત્મક કૃતિ સાથે પરલોકનુંજ સુખ જેનું લક્ષ્ય છે એવા ધર્મસંપ્રદાયોના અનુયાયીઓએ શા માટે છોડવું જોઇએ તે મને સમજાતું નથી. ખરા કલાકારને મન તો આજ ભવ દરેક ભવનો આરંભ ને અંત છે—આજ સૃષ્ટિનો આનંદ તેની રસિકતા પોષે છે—આજ જીવે ને દેહે તેને મુક્તિ સાધવી છે. રસિક નરસિંહ ને મીરાં ભક્તકવિ ગણાય છે ખરાં, પણ ખરા ધાર્મિકની માફક તેમને પરલોક પર પ્રીતિ નથી. તેમણે કલ્પનાના કૃષ્ણ આજ હૈયે પુજ્યા, આજ ભવે મેળવ્યા, આજ આંખે જોયા ને તેમની સાથે આજ દેહે વિહાર કર્યો. ખરા ધાર્મિકને મન આ ભવ માત્ર પગથીયું છે—કયાં તો નરકના કે સ્વર્ગના દ્વારનું. તેને મન ઐહિક સુખ વર્જ્ય છે. એને તો આ ભવ દુઃખે પાપે કાઢી પરભવ માટે જ સામગ્રી ભેગી કરવી છે. કલાકારને જીવવામાં સુખ છે—ધાર્મિકને મન મર્યેજ મોક્ષ છે. કલાકારને જીવનમાંથી રસ લેવો છે ને ચખાડવો છે—ધાર્મિકને જીવનને સુકવી, શેકી પરલોક માટે લાયક બની રહેવું છે. એક જીવન જોઈ નાચે છે—બીજો જીવનને ઝેર બરોબર સમજે છે. કલાકારને ભાવના અવિચ્છિન્ન ને શુદ્ધ—પૂજ્ય છે, ધાર્મિકને તેના દાબડાની કીંમત વધારે છે; એટલે કલાકારને ધાર્મિકોના લીપ્સાના વિષય—પરલોક—ની જરા પણ પરવા રહેતી નથી અને શ્રદ્ધાળુ ધાર્મિકોને કલાકારની ટુંકજીવી રમતની પરવા રાખવી નિરર્થક છે.

પણ કોઈક વખત અર્વાચીન સાહિત્યક ધાર્મિક વિષયને કલાની કૃતિમાં ગુંથી ધર્મમાં રહેલી ભાવના સ્ફુટ કરવા માંડે છે ત્યારે પ્રણાલિકાવાદીઓ ત્રાસી જતા દેખાય છે. તેઓ માને છે કે એ રત્ન જો દાબડામાંથી જુદું કરવામાં આવશે તો હવામાં ઉડી જશે. ધર્મમાં જેને શ્રદ્ધા છે તે તો કોઈ એમ માનેજ નહીં કે ધર્મમાં રહેલી ભાવના એવી ચંચળ છે કે તેના દાબડામાંથી જુદી કરતાં તરત તે અદૃષ્ટ થઈ જાય. પણ એમ કોઈ માને તો પણ અર્વાચીન જમાનાના ધર્મગુરુઓની સત્તા ઘણે અંશે સાહિત્યકોના હાથમાં ગઈ છે; અને આસપાસના જડ પદાર્થમાંથી ભાવનાને જો તે જુદી ન પાડે, તેને શુદ્ધ સ્વરૂપે રજુ ન કરે તો એ સત્તાનો તેમને અધિકારજ નથી એમ કહેવું પડે. જો ધર્મમાં ઉચ્ચ ભાવના હશે તો તે સ્ફુટ કરવાથી જતી રહેવાની નથી; જો નહીં હોય તો ખાલી દાબડા પરથી વહેલી શ્રદ્ધા ઉઠે તેમ વધારે સારું.

પ્રણાલિકાવાદ ઘણી વખત નીતિનું સ્વરૂપ લઈ હાજર થઈ જાય છે. તે કહે છે કે દરેક કલાત્મક કૃતિ નીતિબોધક જોઈએ. દરેક સ્ત્રી સાધ્વી, દરેક પુરુષ નીતિમાન ને દરેક પ્રસંગ નીતિથી નીગળતો જોઈએ, નહીં તો લોકો બગડી જાય. નીતિબોધક એટલે? નીતિ કોને કહેવી? આ જમાનામાં મનાતી નીતિને કે ગયા જમાનામાં મનાતી નીતિને? ભારતકાલની નીતિને કે વેદકાલમાં મનાતી નીતિને? દરેક દસકે થોડાક નિયમો બદલાય છે, દરેક યુગે નીતિ બદલાય છે, દરેક દેશમાં નીતિનાં ધોરણો જુદાં જુદાં હોય છે. સમાજ બદલાય છે, પ્રણાલિકા ઘડાય છે ને ભાંગે છે, નીતિના કાનુનો ફેરવાય છે, વીસરાય છે. ઘણીખરી બાબતોમાં સામાજિક પ્રણાલિકાનું નામ નીતિ. પચાસ વર્ષ પહેલાં ચાર સ્ત્રીઓ કરવી એ નીતિ ગણાતી. આજે તે અનીતિ ગણાય છે. આજે સ્ત્રીને તમાચો મારવો અનીતિ નથી ગણાતું—પચાસ વર્ષે તે કૃત્ય જરૂર અનીતિમાન ગણાવાનું.

જે નીતિમાં સનાતન ભાવના રહી હોય છે તેનું ઉલ્લંઘન સાહિત્યક કરી શકતો નથી કારણ કે ભાવનાત્મક અપૂર્વતાની સેવા વિના સાહિત્ય શક્ય નથી. પણ ભાવનાત્મક અપૂર્વતાના ઉપાસક, સૌંદર્ય ને રસના અધિષ્ઠાતા સાહિત્યકને ભાવનાવિહોણી ચંચળ સામાજિક પ્રણાલિકા સાથે શો સંબંધ? એ પ્રણાલિકા સંતોષવા તેણે કલાના ઉંચા આદર્શો શા માટે વીસારવા? જો ભાવના શુદ્ધ સ્વરૂપે કલાત્મક કૃતિમાં કે સાહિત્યમાં મઢવા લાયક લાગે તો તેણે શા સારુ પ્રણાલિકાવાદીઓને માન આપી ચિરસ્થાયી ભાવનાને ક્ષણભંગુર પ્રણાલિકાના બીબામાં ઉતારવી?

'પણ પછી અમારું શું, અમારા સમાજનું શું, અમારા સંસ્કારોનું શું?' ભાવના કે અપૂર્વતા, સૌંદર્ય કે રસથી કોઈ વ્યક્તિ, સમાજ કે સંસ્કાર બગડે એ અશક્ય છે. જ્યાંજ્યાં સરસ સાહિત્ય પ્રગટ્યું છે ત્યાંત્યાં તેણે માનવહૃદયને વિશુદ્ધ ને આદર્શમય કર્યું છે. એવું વિશુદ્ધ ને આદર્શ હૃદય કદી બગડ્યું જાણ્યું છે? દુનીઆમાં ઠેરઠેર પાપ ને દુઃખ દેખાય છે. સામાજિક પ્રણાલિકાઓએ શતાબ્દિઓ થયાં મહેનત કરી, પણ બેમાંથી એક પણ ઓછાં થયાં હોય, કે તેમનું જોર ઘટ્યું હોય તેમ દેખાતું નથી. માત્ર એ પર પ્રણાલિકાની પીછોડી ઢાંકી આપણે સ્વાભિમાન ને આત્મસંતોષમાં અંધ બની ફરીએ છીએ. વાસ્તવિક રીતે જોતાં જો દુઃખ કે પાપ ઓછાં કરી શકે તો માત્ર ભાવનાજ. ભાવનાથી દુઃખ સહેવાય છે કે દૂર કરાય છે. ભાવનાથીજ અધમતામાંથી બચી શકાય છે. ભાવનાદૃષ્ટિએ કરેલું કૃત્ય કદી પાપ થતું નથી. ભાવનામય કર્તવ્ય કે જીવનથી કદી કલંક લાગતું નથી. અને જ્યારે સાહિત્યનો સર્વદેશીય વિકાસ ભાવનાનું રાજ્ય ચારે તરફ પ્રસારશે ત્યારેજ પ્રણાલિકાએ ઢાંકી રાખેલાં દુઃખો ને કલંકો અદૃષ્ટ થશે.

હજારો વર્ષના નીતિના આડંબર છતાં 'અનીતિના રોગો' દૂર થયા નહીં. એ રોગોને ઢાંકયા, સંતાડ્યા પણ કોઇ નાબુદ કરી શક્યું

નહીં. ગઈ સદીમાં યુરોપમાં સાહિત્યકારોએ નીતિના આડંબરનો હીસાબ ગણ્યા વિના એ રોગોનાં ભયંકર ચિત્રો સાહિત્યમાં અમર કરવા માંડ્યાં. કોઇ કહેશે કે તેથી એ રોગો વધ્યા છે કે કોઈ વધારે દુઃખી થયું છે?

પ્રણાલિકાવાદનું ત્રીજું સ્વરૂપ પ્રતિષ્ઠા તેની ધમકી બહાર પાડે છેઃ "આ કલાને પ્રતિષ્ઠિત વર્ગ સ્વીકારશે નહીં. આવી પ્રતિમાવાળા મંદિરે પ્રતિષ્ઠિત વર્ગ જશે નહીં. આ સાહિત્યને પ્રતિષ્ઠિત વર્ગ વાંચશે નહીં."– આથી કંઈ ત્રિભુવન તુટવાનાં નથી. પણ જો કલાકાર કે સાહિત્યક અધિકારભ્રષ્ટ થઇ પોતાના અંતરાત્માનો દ્રોહ કરી પ્રતિષ્ઠાની લાલસા રાખી કૃતિ પ્રગટાવશે તો જરૂર ત્રિભુવન તુટવાનુંજ. આત્મમંથન ને આત્મકથનનો એ પયગંબર જો પ્રતિષ્ઠાને પ્રિય કરશે તો સાહિત્યમાંથી રસ ને પ્રેરણા જશે, જીવનમાંથી ભાવના ને અપૂર્વતા જશે અને ભૂતકાલનું ગૌરવ ને ભાવિની આશા અણુસર્જ્યાં રહી જશે. સાહિત્યકને પ્રતિષ્ઠા સાથે સંબંધ નથી, તે આત્મનિષ્ઠ ફકીર છે. તેની સમૃદ્ધિ ભૂત, વર્તમાન ને ભાવિની ભાવના છે. તેનું સામ્રાજ્ય ઉચ્ચાભિલાષી, ભાવનામય, આશાભર્યાં ને ઉત્સાહઘેલાં હૃદયોપર છે. પ્રતિષ્ઠા શું છે? એ તો માત્ર અરસિક ને સ્વાર્થી માણસોએ રચેલા વ્યૂહની શોભા—જે ધનાઢ્ય લઇને વેચી શકે, જે સત્તાધારી આપી કે ખુંચવી શકે, જે અન્યાયી અને લુચ્ચીને, ખીનપકડાયલા ગુનેહગાર અને વિવેકભ્રષ્ટ દંભીને પણ ઢોળથી ગૌરવાન્વિત કરે. જેને સ્વાર્થ સાધવો હોય, જે 'મહત્તાને બદલે સ્વીકારાતા ખોટા રુપીઆ' રુપી ફત્તેહનો આકાંક્ષી હોય તે ભલે પ્રતિષ્ઠાનાં ફરમાન સ્વીકારે. સાહિત્યક જો તે સ્વીકારે તો આત્મદ્રોહી; જો તેનાથી ડરે તો કર્તવ્યભ્રષ્ટ; અને જો તે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે તો પણ તે તો રહે તેનો તેજ—સાહિત્યકનો સાહિત્યકજ. ગેટી મંત્રી થયો, કલાપી રાજા હતો, પણ તે રહ્યા કવિના કવિજ.

પણ પ્રણાલિકાવાદ ચોથું સ્વરૂપ પણ લે છે—સત્યનું. કંઈ પણ

નવીનતા જણાય કે તેને સત્યનું જહાજ ડાલમડોલ થતું દેખાય છે ને એ જહાજને બચાવવા તે ધાય છે. આ વિનાશક ઉત્સાહનું રહસ્ય પારખવા બે સિદ્ધાંતો વીસરવા જોઇએ નહીં. એકઃ સાહિત્યમાં નગ્ન સત્ય માટે સ્થાન નથી. બીજોઃ પ્રણાલિકાઓ સત્ય પર રચાઇ હોતી નથી, અને પ્રણાલિકાવાદનું આ સ્વરુપ માત્ર નવીનતા ને વૈવિધ્ય ડામવા માટેજ તેણે લીધેલું હોય છે.

સાહિત્યમાત્રમાં નગ્નસત્ય માટે સ્થાન હોતું નથી. સાહિત્ય–સરસ અને સચોટ–રસવૃત્તિએ ચીતરેલા કલ્પનાચિત્રમાંથી પ્રગટે છે.

"રસવૃત્તિ જે ચિત્રમાં રંગ પુરે છે તે ઇંદ્રિયોએ ગ્રહેલી વસ્તુના જેવું હોતું જ નથી, પણ જુદું હોય છે. એ પ્રકૃતિનું વાસ્તવિક ચિત્ર નથી દોરતી, પણ ભાવનાત્મક ચિત્ર ઉપજાવે છે. અને તેજ પ્રમાણે જ્યારે કલાત્મક કૃતિ તરીકે કોઈપણ ચિત્ર વ્યક્ત થાય છે ત્યારે તેમાં શુદ્ધ અને નગ્ન વાસ્તવિકતા જોવાની આશા પણ ખોટી છે. ઇંદ્રિયગ્રાહ્ય પ્રકૃતિનું જ્ઞાન ચિત્તવૃત્તિના નિયમોથી મર્યાદિત અને તેનાં લક્ષણોથી અલંકૃત હોય છે. તેને આપણે સત્ય કહીએ છીએ. જ્યારે રસવૃત્તિની મદદથી તેનું ચિત્ર દોરાય છે ત્યારે તે વૃત્તિના નિયમો તેને લાગુ પડે છે અને તેનાં લક્ષણો તેમાં ઉમેરાય છે; પરિણામે વસ્તુ સરસ થાય છે. જેમ ઇંદ્રિયે ગ્રહેલા સંસ્કારો પર રચાએલી વસ્તુરેખામાં–જેને આપણે સત્ય કહીએ છીએ તેની રેખામાં-ઇંદ્રિયજ્ઞાનથી પર એવું પરમ સત્ય સ્વરૂપ કદી દેખાતું નથી, તેમ સરસ વસ્તુમાં માત્ર સંસ્કારજન્ય રેખાઓ દેખાતી નથી. સત્ય વસ્તુ અને તેના સરસ ચિત્રનો જે સંબંધ છે તે તો ઉપર વર્ણવેલો ઔચિત્યનો નિયમ જાળવે છે.

સત્ય અને સરસ વચ્ચેના વિરોધની પરીક્ષા કરવાનું આ સ્થાન નથી. પણ જે જે સરસતાનાં ક્ષેત્ર છે-કલાનાં અને સાહિત્યનાં, કલ્પનાનાં અને ભાવનાનાં–જે જીવનમાં-અમી રેલાવે છે અને જીવનને ઉર્ધ્વગામી કરે છે, જેનાથી મનુષ્ય ક્ષુદ્ર વાસ્તવિકતામાંથી વિમુક્ત બની સુખ, સ્વાતંત્ર્ય અને આનંદ અનુભવે છે તે બધાં ક્ષેત્રમાં નગ્ન–એટલે ઇંદ્રિયગ્રાહ્ય સંસ્કારોએ રચેલા એવા–સત્યને માટે સ્થાન નથી. મનુષ્યની અપૂર્ણતા જોઇ અને ઇંદ્રિયથી પર એવા જ્ઞાનની અસંભવિતતા લક્ષ્યમાં લઈ બેજ ક્ષેત્ર સંભવેઃ એક ઇંદ્રિયગ્રાહ્ય વસ્તુની વાસ્તવિક, ક્ષુદ્ર, આનંદવીહોણી દુનીઆ; અને બીજી રસવૃત્તિએ રચેલી ભાવનાત્મક, આનંદપૂર્ણ અને

સરસ સૃષ્ટિ. જે આ સૃષ્ટિમાંથી માનવને બચાવવાનો દાવો કરે છે તે શું કરવા મથે છે તેનું તેને ભાન નથી; નહીં તો તે રસ, ભાવ અને અપૂર્વતાના અંશોનો વિનાશ કરી અધમતા પ્રવર્તાવવાની આસુરી પ્રવૃત્તિમાં મચ્યો રહે નહીં.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થશે કે કોઈ પણ કલાના ક્ષેત્રમાં નગ્ન સત્યને માટે સ્થાન નથી. ઉંચા પ્રકારનું વિજ્ઞાન પણ રસવૃત્તિથી સ્પષ્ટ અને સંવાદી બનેલાં વિચાર અને ભાવના સેવે છે. ઇતિહાસ એ સત્ય હકીકતની યાદી નથી, પણ માનવજીવનના સરસ પ્રસંગોનાં ભાવનાત્મક ચિત્રોનું સરસ કથન છે. તત્ત્વજ્ઞાન માત્ર ઇંદ્રિય અને મનથી ગ્રાહ્ય એવા વિષયોની વચ્ચે રસવૃત્તિએ રચેલા સંવાદી અને સજીવ સબંધીરૂપી વિચારોનું કથન છે. અને ધર્મ, સત્ય અને નીતિને નામે પ્રચલિત થએલા સિદ્ધાંતો સરસ રીતે, અપૂર્વસ્વરૂપે વ્યક્ત થએલી ભાવનાઓનું કથન છે."[1]

જ્યારે પ્રણાલિકાવાદ સત્યને નામે સાહિત્યને દબાવવા માગે ત્યારે તેમાં કેટલું સત્ય હોઇ શકે એ પણ જોવું જરુરનું છે. સાહિત્યક પોતાની દૃષ્ટિએ સત્ય જોવા માંગે છે. પ્રણાલિકાવાદી કહે છે કે, "ના, મારી નજરે જે સત્ય દેખાય તેનો સ્વીકાર કર." હવે ખરી હકીકત જોઇએ તો એ છે કે એ કોઇ સત્ય નજ જોઇ શકે તો તે પ્રણાલિકાવાદી. તે પ્રાચીનોના જીવન ને આદર્શ પરથી પ્રણાલિકા રચે છે. ખરી રીતે જોતાં પ્રાચીન ઇતિહાસના બનાવો વીશે મતભેદ હોઇ શકે નહીં. પણ કોઇ પણ પ્રાચીનો એવા નથી થયા કે જેમનાં જીવન, ચારિત્ર્ય ને આદર્શ વીશે કદી એકમત થયો હોય. સીઝર પોતે પોતાનો ઇતિહાસ લખી ગયો, છતાં ઇતિહાસકારો તેના ચારિત્ર્ય ને વ્યક્તિત્વ વીશે સંમત નથી થયા. શિવાજી અને નેપોલીયન અર્વાચીન છે અને તેમને વીશે અનેક સમકાલીન લેખકો જાતમાહીતીથી લખી ગયા છે; છતાં બે સાહિત્યકો તેમનાં ચારિત્ર્ય ને સ્વભાવને એક દૃષ્ટિબિંદુથી જોવાને અસમર્થ નીવડ્યા છે. જ્યાં પાયાદાર ઇતિહાસની પણ આવી વસ્તુસ્થિતિ છે ત્યાં બીચારો પ્રણાલિકાવાદી

---

૧ "ગુજરાત"-અષાઢ ૧૯૮૨ "ગુજરાતી સાહિત્ય"—સાહિત્ય:—તેનાં સ્વરૂપ અને પ્રકાર: પ્રકરણ ૧૦ મું, પૃષ્ઠ ૪૯.

એક રુચિકર ધોરણ લઈ 'સત્ય' શોધવા બેસે છે અને કહે છે કે, "પ્રાચીનો આવા હતા અને તેથી બધાએ એણે શોધેલા સત્યને વળગી રહેવું." આ દાવો જેવો સહેલાઇથી થાય છે તેવોજ સહેલાઇથી તિરસ્કારી શકાય. ખરી રીતે જોતાં કોઇપણ યુગ વીશેનું પુરેપુરું સત્ય બીજો યુગ જોઈ શકતો નથી અને બીજા યુગોના સાહિત્યકો તે સત્યને પોતાની મર્યાદિત દૃષ્ટિથી બને તેટલું જોવાને માત્ર પ્રયત્ન કરે છે; એટલે પરિણામે દરેક જણ જુદુંજુદું જુવે છે. પ્રણાલિકાવાદીનું સત્ય એક તો આમ અધુરું; અને તેની દૃષ્ટિ અંધશ્રદ્ધાથી મિશ્રિત હોઇને એનું સત્ય બધા જુએ તેનાથી પણ વિકૃત છે. આવી સ્થિતિમાં પ્રણાલિકાવાદી જ્યારે સત્ય સાચવવા આવે ત્યારે મને બાલપણની ટુંકો યાદ આવે છેઃ–

"ચાંદાને તો કીડી ધાત્રે, બહેરો કહે કે બચબચ બોલે
આંધળો કહે કે જોવા જઇએ, લુલો કહે કે દોડતા જઇએ"

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો! ધર્મ, નીતિ, પ્રતિષ્ઠા કે સત્ય ગમે તે સ્વરુપે આવે તો પણ પ્રણાલિકાવાદની અવગણના કર્યા વિના સાહિત્યનો ઉદ્ધાર કે વિકાસ નથી. આ વિચારો કેટલાકને સખત લાગશે, પણ મને તે સિદ્ધાંતરુપ છે. આ અભિપ્રાયો સંસદના છે એમ હું નથી કહેવા માગતો એ હું સ્પષ્ટ કરવા માગું છું.

અત્યારે ગુજરાતી સાહિત્ય વૈવિધ્ય ને સમૃદ્ધિ પામતું જાય છે. નવીન લેખકોનાં મગજોમાં નવતરંગો ઉઠી રહ્યા છે. નવી રસવૃત્તિ નવેનવે સ્વરૂપે બહાર પડવા મથે છે. આ વખતે પ્રણાલિકાવાદ પણ પોતાની પુરાણી પ્રણાલિકાને કોઇ પણ સ્વરૂપે સ્વીકારાવવાની તજવીજ કરશે; અને નવીનતાનો વિનાશ કરી, ઉછરતાં ઉત્સાહભર્યાં અંતરોને ડારવામાં પ્રવૃત્ત થશે. આવાં અંતરોને મારું દૃષ્ટિબિંદુ કૈંક ઉપયોગી નીવડશે એમ માની મેં આ વિષય આજે છેડ્યો છે. જેના હૃદયમાં

'કથનકાર' થવાનો ઉલ્લાસ હોય, જેના મગજમાં રસવૃત્તિ નવી સૃષ્ટિ સરજાવી રહી હોય તેણે તો પ્રણાલિકાધર્મ ત્યાગી પોતાનો 'સ્વધર્મ' જ વિચારવો જોઇએ. કલાત્મક કૃતિ સદા પ્રગટે છે અંતરમાંથી–બહારના બલથી કદાપિ નહીં. ને ઉત્સાહી સાહિત્યસેવકને તો એકજ સ્વધર્મ માન્ય જોઇએ. તે ધર્મ તે તેના હૃદયના શતદલની નિવાસિની 'શુકલા, બ્રહ્મવિચારસારપરમા ને આદ્યા' એવી સરસ્વતીનો. દરેક કથનને પ્રોત્સાહતી ને પ્રેરતી, પોષતી ને ઉદ્ધારતી જગજ્જનની સમી, તેનાજ હૃદયમાં રહેલી કથનની ભાવનાને સ્વાત્માર્પણ કરી તેને તો એકજ પ્રાર્થના કરવી ઘટે છેઃ—

"અપૂર્વતાની પરમ ભાવના! તારુંજ દર્શાવેલું સત્ય મારે જોવું છે–તેં પ્રેરેલી ભાવના મારે દર્શાવવી છે–તેં વ્યક્ત કરેલી અપૂર્વતા મારે સરજવી છે. તુંજ મારો ધર્મ, નીતિ, પ્રતિષ્ઠા ને સત્ય. તું દેખાડે તે નિયમ; તું ન દેખાડે તે મિથ્યાદર્શન. તનેજ વ્યક્ત કરવાનું બળ દે, તારા વિના બીજું કંઈ પણ વ્યક્ત કરતાં બચાવી લે. માતા-પ્રિયતમા–ને પ્રેરિકા! નહીં સેવું કદી પણ બીજો ગુરુ–નહીં સ્વીકારું કદીએ બીજી સત્તા. પડીશ તો પણ તારી પ્રાર્થના કરતાં, ઉદ્ધરીશ તોય તારે બળે!"



## “અમારું તે અમારા માટે”

—∞—

રા. મંગળદાસનો આ પ્રયાસ આયર્લાંડના સ્વાતંત્ર્ય યુદ્ધના છેલ્લા શસ્ત્ર ‘સીનફીન’ની પ્રવૃત્તિની રુપરેખા આપવાનો છે.

અનેક સદીઓ થયાં આયર્લાંડ બ્રીટીશ સામ્રાજ્યનું અભાગી અંગ હતું. ઈંગ્લાંડના લાભ માટે એની મહત્ત્વાકાંક્ષા, એનું સુખ ને એનું સ્વાતંત્ર્ય કચરી નાંખવામાં અંગ્રેજી રાજપુરુષો પોતાની કાર્યદક્ષતાની સાર્થકતા સમજતા; અને એને ખાતર તનતોડ પ્રયાસો કરવામાં, સતત લડત કરવામાં, અને પ્રાણ અર્પવામાં ઉત્સાહી આયરીશો જીવનનું સાર્થક સમજતા. ઘણા લાંબા કાલ સુધી એ દેશના ઇતિહાસને પાને પાને અંગ્રેજી જુલમ ને આયરીશ નીરાધારી, અંગ્રેજી ક્રૂરતા ને આયરીશ દેશભક્તિ, વ્યવસ્થિત પણ આત્માવિહોણી અંગ્રેજી દમનનીતિ અને ભાવનાશીલ અને નિડર આયરીશ મક્કમપણું લખાયાં છે. અને આ ઇતિહાસનો અંત અંગ્રેજી અને આયરીશ મુત્સદ્દીપણાને શોભાવે એવો છે.

અગીયારમી સદીમાં જ્યારે નોરમંડીના ડ્યુક વીલીયમે ઈંગ્લાંડ જીતી ત્યાં રાજ્ય સ્થાપ્યું ત્યારે સ્કોટલૅંડ અને વેલ્સની માફક આયર્લેંડ સ્વાધીન હતું. પણ નોરમન રાજાઓ સાથે ઈંગ્લાંડમાં પારકી સંસ્કૃતિની.સ્વતંત્રતા

છીનવી લેવાની રાજ્યનીતિ દાખલ થઈ; અને તે અંગ્રેજોએ સુધારી વધારી કાળક્રમે દુર્જય કરી મુકી.

આયર્લંડ સ્વતંત્ર હતું. તેના લોકો થોડા પણ બહાદુર ને બુદ્ધિશાળી હતા. તેની સંસ્કૃતિ સાદી પણ ઉંચા પ્રકારની હતી. તેની માતૃભાષા લાક્ષણિક અને હૃદયંગમ હતી. ભુગોળે, ઇતિહાસે, ધર્મે ને સંસ્કારે આયર્લંડ નીરાળું રાષ્ટ્ર થવા સરજાયું હતું. અને તેને કચરી છુંદીને અંગ્રેજી ઢબનું ફરી ઘડવાનું કામ અંગ્રેજોએ શરુ કર્યું.

ઇંગ્લાંડના વિજેતા નોરમન ઉમરાવોએ ધીમે ધીમે આયર્લંડમાં સંચાર કરવા માંડ્યો એટલે ઈ. સ. ૧૧૭૧ માં હેન્રી બીજાએ ત્યાં જઈ થોડાક સ્થાનિક રાજાઓની સત્તા છીનવી લઈ "આયર્લંડનો નાથ"–Lord of Ireland–નું બીરુદ ધારણ કર્યું, અને ત્યાં પોતાનો પ્રતિનિધિ નીમ્યો.

આ બનાવ પછી થોડા સૈકાઓ સુધી 'આયર્લંડનો નાથ' માત્ર નામનોજ નાથ રહ્યો. ત્યાં અંગ્રેજી ને આયરીશ ઉમરાવો સતત લડાઈ કર્યા કરતા અને જાતિવિરોધ અને સત્તાવિરોધથી દેશ અશાંત રહ્યાંજ કર્યો. છતાં આયરીશ સંસ્કૃતિ ને માનવતા સ્વતંત્રતા સાચવી રહી.

પણ અંગ્રેજ માત્ર વિજેતા નથી પણ સંસ્કારભક્ષી છે. પોતાની સંસ્કૃતિ સ્થાપી, બીજાની સંસ્કૃતિનો વિનાશ કરવો એ ભયંકર કલા તેને સહેલાઇથી આવડે છે; અને તેથી સદીઓની પરંપરામાં પોતાની સંસ્કૃતિ આખી દુનીઆ પર બેસાડવાના સતત પ્રયાસો તેણે આદર્યા છે. ઇ. સ. ૧૩૬૬ માં કીલકેનીના કાયદાથી અંગ્રેજે આયરીશ સંસ્કૃતિને વિષ દેવા માંડ્યું. એનાથી અંગ્રેજોને આયરીશ જોડે પરણવાની અને તેમની રહેણીકરણી સ્વીકારવાની મના કરવામાં આવી. પણ આ કાયદાની અસર થોડાકજ પ્રદેશમાં થઈ. તે પ્રદેશ સીવાય બીજે બધે અંગ્રેજી અસર નામનીજ હતી.

અંગ્રેજી રાજાઓ ત્યાં સત્તા સ્થાપવા માંગતા; અંગ્રેજી ને આયરીશ ઉમરાવો સ્વતંત્ર રહી એક બીજા સાથે લડતા; ને લાભ થાય તેમ અંગ્રેજી

રાજકીય ઉથલપાથલમાં ભાગ લેતા; અને જરુર પડે અંગ્રેજી રાજ્યદંડના ઉમેદવાર તરીકે કોઈ બનાવટી માણસ ઉભો કરતા. પણ અંગ્રેજી ઉમરાવો માંહોમાંહ્ય લડતા હતા છતાં આયરીશો તેનો લાભ ન લે એ ધ્યાન રાખતા. ધીમે ધીમે સ્કોટલૅંડનું સ્વાતંત્ર્ય ગયું, ને વેલ્સનું ગયું, અને લગભગ ૧૫૪૫ માં હેન્રી આઠમાએ 'આયર્લૅંડના રાજા'ની પદવી લીધી. સ્વદેશભક્ત આયરીશ ઉમરાવો, જે સદીઓ થયાં સ્વાતંત્ર્યયુદ્ધ આદરી રહ્યા હતા તે હવે દુષ્ટ બંડખોર થયા; તેમની સંસ્કૃતિ નિર્માલ્ય ને નકામી ગણાવા લાગી; અને ઈંગ્લાંડ પોતાના સ્વાર્થે સુઝાડેલા ને પોતે નક્કી કરેલા કાયદા ને વ્યવસ્થાથી આયર્લૅંડનું માલીક થઇ બેઠું. પરિણામે એલીઝાબેથના સમયમાં આયરીશ સ્વાતંત્ર્ય પ્રેમીના બળવાને નિર્દય આપખુદીથી કચરી નાંખી લોકોના પર નિઃસીમ કેર વર્તાવવાની શરુઆત થઈ. ઈ. સ. ૧૫૮૦ માં ઓ'નીલ ને ડેસ્મંડના બળવા, ને ઇ. સ. ૧૫૯૮ માં ટાયરોનનો બળવો—એ હોલવાતી સ્વતંત્રતાના છેલ્લા ભડકા જેવા હતા. તે ભડકા હોલવાયા, અને અંગ્રેજી સત્તા, અંગ્રેજી દોર ને અંગ્રેજી રાજ્યનીતિ દેશમાં આવીને વસ્યાં; અને આયરીશ સમૃદ્ધિને લુંટવાની યુક્તિ યોજાવા માંડી.

ઇ. સ. ૧૬૩૩ થી ઈ. સ. ૧૬૩૯ સુધી વેંટવર્થે અંગ્રેજી રાજાના તરફથી ત્યાં રાજ્ય કર્યું. તેણે શાંતિ ને વ્યવસ્થા આણ્યાં, પણ લોકોની શાંતિ ને સ્વાતંત્ર્યને ભોગે. તેની સત્તા આપખુદ છતાં વ્યવસ્થિત હતી. લોકો ને લોકો વચ્ચે તે ન્યાય કરતો, લોકો ને રાજ્ય વચ્ચે સવાલ ઉભો થતાં લોકોની તેને પરવા ન હતી. અંગ્રેજી સત્તાનો લાભ પહેલાં—વ્યવસ્થા પછી—અને લોકોનું સુખ છેલ્લું, એ વેંટવર્થની રાજ્યનીતિનું સૂત્ર કહી શકાય. એ સખ્ત નીતિને પરિણામે બંડ થયું અને બંડખોરો પર વેર લેવા ઈંગ્લાંડ તરસી રહ્યું.

૧૭મા સૈકામાં અંગ્રેજી પ્રજાએ સ્વાતંત્ર્ય યત્ન કર્યો અને રાજાઓની સત્તા તોડી. ઈ. સ. ૧૬૪૯ માં અંગ્રેજોએ આપખુદ રાજા ચાર્લ્સ પહેલાને ફાંસી દઈ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. આ સ્વાતંત્ર્યનો સાધક ઓલીવર ક્રોમવેલ હતો.

પણ અંગ્રેજ આચરણમાં તો બને ત્યાં સુધી પોતાની સ્વતંત્રતામાંજ માને છે. ઓલીવર ક્રોમવેલ, અંગ્રેજી સ્વાતંત્ર્યનો અવતાર ને ચાર્લ્સને જુલ્મી કૃત્યો માટે ફાંસી દેનાર આયર્લેંડનો કટ્ટો ને દયાહીન દુશ્મન થઈ બેઠો. ૧૬૫૦ માં તેણે આયર્લેંડમાં ઘુમી સ્વાતંત્ર્ય ને તોફાનનાં બીજ કચરી નાંખ્યાં; ને ભયંકર સચોટતાથી અંગ્રેજી સત્તાને આયરીશ લોહીમાં ઝગદોળી સર્વોપરી કરી બેસાડી. જે ઈંગ્લાંડમાં દેવ હતો તે આયર્લેંડમાં દૈત્ય થયો. તેણે પોતાના દેશની સત્તા સબળ કરવા પરાયા દેશના સ્વાતંત્ર્યની સમાપ્તિ કરી. હારેલાઓની માલમીલકત તેણે વિજેતા અમલદારોને આપી અને ઇ. સ. ૧૬૫૩ માં સ્વતંત્ર આયરીશ પાર્લામેન્ટ નાબુદ કરી માત્ર આ અમલદારોના પ્રતિનિધિને અંગ્રેજી પાર્લામેન્ટમાં સ્થાન આપ્યું. આયર્લાંડ જેવા નીરાળા રાષ્ટ્રને લશ્કર અને કાયદાના જોરથી ઈંગ્લાંડનું અંગ બનવાનો કીમીયો તેણે આરંભ્યો. આશાનષ્ટ આયર્લેંડ મૃતઃપ્રાય થઈ રહ્યું.

જુલમથી આયર્લાંડનું લોહી વિષમય થઈ ગયું. ફ્રાંસની મદદથી અંગ્રેજોને હાંકી કાઢવાનાં સ્વપ્નાં રચાવા માંડ્યાં. સ્વાતંત્ર્યહીણા ને ગૌરવનષ્ટ થયેલા કેથોલીક આયરીશો દેશને સ્વતંત્ર કરવાની નિષ્ફલ યુક્તિઓ કરી રહ્યા, અને જ્યારે ઇ. સ. ૧૬૮૮ માં ઈંગ્લાંડમાં રાજ્યક્રાંતિ થઈ ત્યારે આયરીશોએ ફ્રેંચની મદદથી ઈંગ્લાંડમાં પદભ્રષ્ટ થયેલા જેમ્સ રાજાનો પક્ષ લીધો. પણ આખરે ઈંગ્લાંડ જીત્યું, આયર્લેંડમાં પાર્લામેન્ટ સ્થપાઈ, પણ માત્ર અંગ્રેજોનીજ. ગણ્યાગાંઠ્યા પ્રોટેસ્ટંટ અંગ્રેજોએ બધી સત્તા હાથ કરી; સ્વદેશી પણ વિધર્મી કેથોલીક આયરીશો પોતાના દેશમાં હક્ક વિનાના રહ્યા; ઈંગ્લાંડના લાભ ખાતર આયરીશ વેપાર ઉદ્યોગનો વિનાશ કરવામાં આવ્યો; અને કેથોલીક ધર્મીઓને સખતમાં સખત કાયદાઓથી બાંધીલેવામાં આવ્યા. અંગ્રેજી સરકારે પ્રોટેસ્ટંટ ધર્મી આયરીશોની મદદથી કેથોલીક આયરીશોને ગુલામગીરીમાં રાખવાની યોજના આરંભી. રાજકીય જીવનનું નામ કે નીશાન રહ્યું નહીં; અને પરાધીનતાની અવધિ થઈ.

આખરે આયર્લાંડની પ્રોટેસ્ટંટ પાર્લામેન્ટને પણ ઇંગ્લાંડની પરાધીનતા સાલી; અને ઇ. સ. ૧૭૮૨ માં ગ્રેટન નામના મહાન આયરીશના નેતાપણા નીચે પાર્લામેન્ટ સ્વતંત્ર થઈ. ઇ. સ. ૧૭૯૨ માં કેટલાક કેથોલીક આઇરીશોને માત્ર મત આપવાનો અધિકાર મળ્યો. પ્રોટેસ્ટંટોને વધારે સ્વાધીનતા જોઇતી હતી; કેથોલીકોને સ્વતંત્રતા જોઇતી હતી. પરિણામે 'એકત્રિક આયરીશ'–United Irishmen–નામની સંસ્થા સ્થપાઈ; અને ઇ. સ. ૧૭૯૮ માં ફ્રાંસની મદદ લઈ સ્વતંત્રતા માટે આયર્લેંડે બળવો કર્યો. બળવો થતાં અંગ્રેજોએ હંમેશની પદ્ધતિ સ્વીકારી; અને ભયંકર સખ્તાઇથી બળવો દબાવી નાંખ્યો.

પણ આ બળવાથી ઇંગ્લાંડના રાજપુરુષોને ભાન આવ્યું કે માત્ર વિધર્મી નાનકડા સંઘ વડે દેશનું રાજ્ય ચાલે એમ નહોતું. દેશમાં હક્ક વિનાના કેથોલીકો તો ત્રણ ભાગે હતા; પણ કેથોલીકોને સ્વાતંત્ર્ય તો અપાય કેમ? આખરે ઇ. સ. ૧૮૦૦ માં ત્યાંની પાર્લામેન્ટને અંગ્રેજી પાર્લામેન્ટ જોડે જોડી દેવામાં આવી. પરિણામે કેટલાક કેથોલીકોને હક્કની શોભા મળી ખરી; પણ ઇંગ્લાંડ, સ્કોટલેંડ ને આયર્લેંડની સંયુક્ત પાર્લામેન્ટમાં તેમના પ્રતિનિધિઓ થોડાજ હોવાથી ખરું જોતાં તો હતું તેવું ને તેવુંજ રહ્યું. ૧૮૦૩ માં નેપોલીઅનની મદદથી સ્વતંત્ર થવા આઇરીશોએ બળવો કર્યો, પણ તે નિષ્ફળ ગયો અને અસંતુષ્ટ આયર્લેંડ પરાધીનજ રહ્યું.

ધીમે ધીમે આઇરીશોને ખાત્રી થઇ કે જ્યાં સુધી અંગ્રેજી પાર્લામેન્ટમાં ગણ્યાગાંઠ્યા આયરીશો શોભામાં અભિવૃદ્ધિ કર્યા કરશે અને જ્યાં સુધી આયર્લાંડમાં સ્વતંત્ર પાર્લામેન્ટ સ્થપાશે નહીં ત્યાં સુધી સ્વતંત્રતા મળવાની નથી અને રાષ્ટ્રીય વિકાસ સધાવાનો નથી. આ ખાત્રીને પરિણામે બે સંપ્રદાય સ્થપાયા: એક પાર્લામેન્ટમાં ચળવળ કરી કાયદા ને વ્યવસ્થાથી સુધારા કરવા ઇચ્છનારાઓનો; અને બીજો દેશમાંજ અંગ્રેજો વિરુદ્ધ ચળવળ કરી પ્રજાસત્તાક સ્વાધીન રાજ્યતંત્ર સ્થાપવાની ઇચ્છા

રાખનારાઓનો. પહેલા પક્ષને રમાડી, અને બીજા પક્ષને કચરી નાંખવાની રાજ્યનીતિ ઈંગ્લાંડે ચાલુ રાખી.

ઈ. સ. ૧૮૩૧ માં ઈંગ્લાંડે આયર્લંડમાં "રાષ્ટ્રીય" કેળવણી દાખલ કરી. રાષ્ટ્રીય એટલે અંગ્રેજી; આયરીશ સાહિત્ય ને સંસ્કૃતિની ઉચ્છેદક વિરાષ્ટ્રીય કેળવણી. આથી ઉછરતી પ્રજાના મગજમાં અંગ્રેજી એટલે સંસ્કારી ભાષા, અંગ્રેજી સાહિત્ય એટલે જીવનનો સાર, અને અંગ્રેજી સંસ્કાર એટલે ઉત્કૃષ્ટ જીવનની પરાકાષ્ઠા એ સિદ્ધાંતો શીખવવાની શરુઆત થઇ. આવી કેળવણીથી આયરીશ સંસ્કારો અધમ ને ત્યાજ્ય લેખાય, સ્થાનિક સંસ્કૃતિનો વિનાશ થાય અને રાષ્ટ્રીય શક્તિ તુટી જાય એવાં સ્વાભાવિક પરિણામો આવવા લાગ્યાં. આવાં પરિણામો છતાં આયરીશોએ રાષ્ટ્રીય અસ્મિતા નાબુદ થવા દીધી નહીં.

ડેનીયલ ઓકોનેલ ઘણાં વર્ષ અંગ્રેજી પાર્લામેન્ટમાં આયરીશોનો નેતા રહ્યો. અદ્ભુત બાહોશીથી તેણે આયરીશ પ્રતિનિધિઓને અંગ્રેજી રાજ્ય-નીતિમાં ભાગ લેતા કર્યા. અને જો કે તેણે આયર્લાંડનું ભલું ખાસ કંઈ ન કર્યું છતાં વિરોધી રાજપુરુષોને ખેલાવી અંગ્રેજી રાજનીતિમાં અણધારી મુંઝવણો ઉભી કરી. ઓકોનેલની નીતિ તેના પછીના પાર્લામેન્ટના આયરીશ નેતાઓ જે 'યુનીયનીસ્ટ'ના નામથી ઓળખાતા તેમણે સ્વીકારી. અને ૧૮૭૪ પછી પાર્નેલ અને પછી રેડમંડે એ નીતિ અનુસાર પાર્લામેન્ટમાં અંગ્રેજોને ત્રાણા પોકરાવવાનું જારી રાખ્યું. રેડમંડ ૧૯૧૮ માં ગુજરી ગયો; અને પાર્લામેન્ટનો આયરીશ સંપ્રદાય અસ્ત થઇ ગયો. ડીસેમ્બર ૧૯૧૮ ની ચુંટણીમાં ૧૦૫ માંથી ૨૫ જણ આ સંપ્રદાયના ચુંટાયા; અને સીનફીનના અભિપ્રાયને આધીન થઈ આયરીશોએ અંગ્રેજી પાર્લામેન્ટમાં બેસવું બંધ કર્યું અને સ્વતંત્ર આયર્લંડનો વાવટો ઉભો કર્યો.

સ્વાતંત્ર્યપક્ષીઓને કાયદેસર રાજકીય પ્રવૃત્તિની નિષ્ફલતા સાસ્પષ્ટ કરી. અને જેમ જેમ દારિદ્રય અને પરાધીનતા વધતી ગઈ, અને

રુપરેખા. ઇ. સ. ૧૮૯૯ માં આર્થર ગ્રીફીથ્સે 'સીનફીન'નો મંત્ર ઉચ્ચાર્યો ત્યારથી રા. મંગળદાસના આ પુસ્તકની શરુઆત થાય છે.

એ સદીને અંતે આયર્લેંડની દશા દયાજનક હતી. પરાધીનતા ને જુલ્મ; અન્યાય ને સખ્તાઇનો દોર; અંગ્રેજી સ્વાર્થી રાજ્યનીતિ ને નિષ્ફળ આયરીશ રાજકીય પ્રવૃત્તિ; નામના સુધારા ને વધુ પડતું દમન; ખેડુત વર્ગની લાચારી અને દેશભક્તોનો આત્મત્યાગ; સ્વસંસ્કૃતિનો વિનાશ ને પરસંસ્કૃતિનો વિજય—આ ૮૦૦ વર્ષનો કરુણ ઇતિહાસ. અને આ નિરાશાજનક સમયમાં આશાનું એકજ કિરણ તે આયરીશોની દેશભક્તિ ને વ્યવસ્થિત ઉત્સાહ.

આ કિરણે જે બળમું સ્વરુપ લીધું તે "સીનફીન." તેણે જાહેર જીવનનાં દરેક અંગ સ્વીકાર્યાં. તેણે યુનીયનીસ્ટો ને સ્વાતંત્ર્યવાદીઓને આકર્ષ્યાં. શાંત અવરોધથી માંડીને બળજોરીના ત્રાસ સુધી રાજકીય વિગ્રહનાં દરેક સ્વરુપ તેણે સ્વીકાર્યાં. અને સૈકાઓની લાખો નિરાશામાં સ્વાતંત્ર્યની અમર આશા સેવનાર આયર્લેંડ આ છેલ્લા શસ્ત્રને પ્રતાપે બ્રીટીશ રાષ્ટ્રસંઘમાં સ્વતંત્ર રાષ્ટ્ર બની રહ્યું. મહાયુદ્ધ પછી અંગ્રેજોએ સ્વીકારેલા વિશાળહૃદયી મુત્સદ્દીપણાને પરિણામે તેણે રાષ્ટ્રીય સ્વાસ્થ્ય મેળવ્યું. આઠસેં વર્ષના પ્રયત્ન પછી રાષ્ટ્રીયતાનો વિજય થયો. જેણે વિધાતાએ નીરાળું રચ્યું હતું તે નીરાળુંજ રહ્યું અને જે અંગ્રેજી સત્તા તેની સંસ્કૃતિનો વિનાશ સાધતી હતી તેને તેણે એવી બદલી નાંખી કે ઇંગ્લાંડે પણ ભિન્ન સંસ્કૃતિઓના સ્વાસ્થ્ય પરજ.સામ્રાજ્ય રચવાની ભાવના સ્વીકારી.

સીનફીનની આ પ્રવૃત્તિની જીવનરેખા દોરવાનો પ્રયત્ન રા. મંગળદાસે કર્યો છે. જેમ અંગ્રેજી, અમેરીકન ને ફ્રેંચ વિપ્લવ, ઇટાલીની પુનર્ઘટના અને સંયુક્ત જર્મનીની સ્થાપનાના ઇતિહાસની જરુર છે, તેટલીજ આયરીશ સ્વાતંત્ર્યયુદ્ધના ઇતિહાસની જરુર છે. આ પુસ્તક લખી ગુજરાતી ઇતિહાસ સાહિત્યમાં રા. મંગળદાસે આદરણીય વધારો કર્યો છે.

# બહાદુરશાહ "ઝફર"



શ. સાદીક ચાલુ સાહિત્યમાં સ્થાન પ્રાપ્ત કરતા જાય છે. એમનું "શેખ સા'દી" પરનું પુસ્તક જેટલું ઉપયોગી છે તેટલુંજ મનોરંજક છે. એણે પોતે અરબ્બી છતાં ગુજરાતીને માતૃભાષા સ્વીકારી છે; અને કેટલાક અપરિચિત પ્રયોગો બાદ કરતાં તેમનો ભાષા પરનો કાબુ પ્રશંસનીય છે; અને સંસ્કૃતમય ગુજરાતીનો સચોટતાથી તે ઉપયોગ કરે છે અને સાથે સાથે મુસલમાની વાતાવરણ સફલતાથી રાખી શકે છે.

હીંદી સંસ્કૃતિમાં મુસલમાની તત્ત્વો પણ છે; ખાસ કરી ગુજરાતી સંસ્કૃતિ ને સાહિત્યમાં હીંદુ અને મુસ્લીમ તત્ત્વોનું એવું મિશ્રણ થયું છે કે આપણે ત્યાં હીંદુ અને મુસ્લીમ બન્ને સંસ્કારો વચ્ચે ઘણો ભેદ નથી, અને પરિણામે એ બે જાતિ વચ્ચે વિશ્વાસ ને મૈત્રી ચાલી આવે છે. અંગ્રેજી કેળવણી ને રાજ્યનીતિએ આ વિશ્વાસ ને મૈત્રીમાં કાંઇક તુટ પાડી છે; અને એ તુટ સાંધવાને પ્રયત્ન કરવો એ દરેક ગુજરાતીની ફરજ છે. શ. સાદીક સાહિત્યદ્વારા આ તુટ સાંધવા પ્રયત્ન કરે છે. એમનો હેતુ મુસલમાની ઇતિહાસ ને જીવનનાં તત્ત્વોને ગુજરાતી સાહિત્યમાં સ્થાન આપવાનો છે; અને જે ઉત્સાહથી તે કામ કરે છે તે જોતાં એ હેતુ સફલ થયા વિના રહેવાનો નથી. ને શ. સાદીક એમના પ્રયાસો ગુર્જર મુસલમાનોની મહત્તા સજીવન કરવા તરફ અને ગુજરાતમાં હીંદુ મુસલમાનોએ સાધેલા અદ્વૈતનું સંશોધન કરવા તરફ વાળશે એવી આશા અસ્થાને નહીં ગણાય.

આ પુસ્તકનો મુદ્દો સને ૧૮૫૭ ના બળવાના અરસામાં છેલ્લા મુગલ સમ્રાટ્ બહાદુરશાહ ઝફર અને તેના કુટુંબની કરુણ દશાનો ચીતાર આપવાનો છે. ખંડ ૧ લા ને ૬ ઠ્ઠામાં બહાદુરશાહના જીવનનો વૃત્તાંત છે; ખંડ ૩ જા ને ૪ થામાં બળવાનો કંઈક ઇતિહાસ આપવાનો પ્રયાસ છે; ખંડ ૨ જામાં સમ્રાટ્ના કુટુંબી જનનો અહેવાલ કથારૂપે આપ્યો છે; ખંડ ૫ મામાં અંગ્રેજી અમલદારોનો પત્રવ્યવહાર ને કેટલાંક ચર્ચાપત્રો છે. ખંડ ૩ જો ને ૪ થો ભૂમિકા રૂપે છે; ખંડ ૧ લો ને ૬ ઠો ચારિત્ર્યની રૂપરેખા આપે છે; ખંડ ૨ જો ઉત્તરકથા રૂપે છે. ખંડ ૫ મો પુસ્તકમાંથી છોડી દીધો હોત તો પુસ્તક વધારે સુગ્રથિત થાત એમ મને લાગે છે.

અત્યાર સુધી ૧૮૫૭ ના બળવાનો ઇતિહાસ વિજેતાઓએ પરદેશી સાધનો પરથી લખ્યો છે. પહેલાં એ વિષય વીશે બીજું કોઇ પણ દૃષ્ટિબિંદુ ઇતિહાસમાં સ્વીકારવું એ રાજ્યદ્રોહ જેવું ગણાતું. હવે અંગ્રેજી સત્તા કેમ આવી ને કેમ સ્થપાઈ એ માત્ર ઇતિહાસનો વિષય થઈ રહ્યો છે, અને તેથી માત્ર અંગ્રેજોએ પુરાં પાડેલ સાધન નહીં પણ મુસલમાન અને હીંદુ સાધનો પણ ઉપયોગમાં લેવાં જોઇએ અને દરેક દૃષ્ટિબિંદુથી એ ઇતિહાસ લખાવો જોઇએ. બળવો જે પ્રદેશમાં થયો ત્યાં એવાં સાધનો મોજુદ હશે. રા. સાદીકનું પુસ્તક એ બળવાની કહાણીની બીજી બાજુનું ચિત્ર આપે છે.

સને ૧૮૫૭ નો બળવો એટલે મુસલમાની ને મરાઠી હીંદનો અંત. તેની પીડામાંથી બ્રીટીશ હીંદ જન્મ્યું. પેશવાઇ પુરી થઈ ગઈ. મુગલાઈ સત્તા જે મૃતઃપ્રાય થઇ રહી હતી તેની જીવનજ્યોત બુઝાઈ ગઈ. બાબરની વીરતા, અકબરની મહત્તા, જહાંગીરનો વિલાસ, શાહ-જહાંનની ભવ્યતા ને ઔરંગઝેબની સચોટતાએ જે મોગલ સામ્રાજ્ય સર્જ્યું હતું તે તેજસ્વી પ્રતાપી ને ભવ્ય સૃષ્ટિ—આકાશમાં એ મહાની

અથડાઅથડીથી થાય તેમ—અદષ્ટ થઈ ગઈ. બળવો, ઘેરો, ને યુદ્ધ; દેશભક્તિ, ઝનુન ને ક્રૂરતાઃ—અને વીક્ટોરીયા જલાલુદ્દીન અકબરના જગમશહુર જહાંગીરી સિંહાસને ચઢ્યાં. એક રાષ્ટ્રની સ્વાધીનતા ઉખડી ગઈ—બીજા રાષ્ટ્રની સત્તા સ્થપાઈ ગઈ; અને હીંદ ઇંગ્લાંડને આધારે આંતરરાષ્ટ્રીય જીવનના વહેણમાં તણાયું. કેટલાક આ બનાવ પર શોચ કરે છે, કેટલાક અભિમાન ધરે છે. ઐતિહાસિક દૃષ્ટિએ એ બળવાનું પરિણામ પહેલેથી નક્કીજ હતું; હીંદની દૃષ્ટિએ એ પરિણામ લાભદાયક હતું. એનાથી જુની, આવી થાકેલી, ખરી રહેલી, સડી રહેલી ઘટનાઓ અદષ્ટ થઈ ગઈ ને ભાવી સૃષ્ટિની ઘટનાઓ માટે રસ્તો મોકળો થઈ ગયો.

રા. સાદીકની કથાઓ કરુણ છે. ઐશ્વર્ય ને પ્રતાપથી સંપન્ન રાજ્યકુટુંબની અવદશા હૃદય ભેદે એવી છે. જેમના રાજ્યચક્રના નામથી ઇસ્તંબુલથી પેકીંગ સુધીની રાજ્યસત્તાઓ કાંપતી, જેના પૂર્વજોના ચરણ તલાશી અંગ્રેજી વેપારીઓએ હીંદમાં સ્થાન મેળવ્યું તે આ બળવાને પરિણામે ભીખારીથી પણ ભુંડી સ્થિતિમાં આવી ગયા. રાજ્યલક્ષ્મી ચંચળ છે એટલું નહીં પણ અત્યંત દ્વેષી છે. જેને તે છોડે છે તેની દુર્દશા અમાનુષી નિર્દયતાથી જોવામાં આનંદ માને છે. આ અવદશા પર ઘણા આંસુ સારે છે. આ અવદશાને ઉત્ક્રાંતિના નિયમોનું પરિણામ લેખી કેટલાક વૈજ્ઞાનિક શાંતિ અનુભવે છે. પણ સાહિત્યની દૃષ્ટિએ આ કથાઓ રસિક વસ્તુ પુરી પાડે છે એ તો નિર્વિવાદ છે.

આ કથાઓમાં સત્ય શું છે અને તેનો આધાર શો છે તે જો રા. સાદીકે ઉમેર્યું હોત તો આ પુસ્તકની ઉપયોગીતામાં વધારો થાત. આ પુસ્તક વાચકના આદરને પ્રાપ્ત થશે એ સ્પષ્ટ લાગે છે.

---

# અર્વાચીન સાહિત્યનો પ્રધાન સ્વરઃ જીવનનો ઉલ્લાસ

સાહિત્યસંસદના સભ્યો, સન્નારીઓ ને સદ્દગૃહસ્થો!

આજે-સંસદના ત્રીજા વાર્ષિક સંમેલનને પ્રસંગે-બાર મહીને, તમને બધાને મળી છેલ્લા વર્ષ પર નજર નાખતાં મને ઘણો આનંદ થાય છે. શરુઆતમાં સંતોષ થાય એવી વાતો તો તમે મંત્રીઓ પાસેથી સાંભળી ચુકયા છો. આ બાર મહીનામાં "ગુજરાત" એનું સ્થાન જાળવી રહ્યું છે એટલુંજ નહીં પણ "યુગધર્મ"ના જોડાણથી સમૃદ્ધ થયું છે. સૌ. શારદાબહેન મહેતા જેવાં વિદ્વાનનો સહયોગ મેળવવા સંસદ ભાગ્યશાળી થઈ છે. પુસ્તકો પ્રગટ કરવાનું કામ ધીમે ધીમે આગળ ચાલે છે-વધે છે. અને 'સાહિત્યના ઇતિહાસ'નું કામ હવે ઝપાટાબંધ ચાલુ થયું છે. આપણી સહચારી સંસ્થા 'સાહિત્ય પ્રકાશક કંપની'એ આ વર્ષે સારી પ્રગતિ કરી છે; અને 'સાહિત્ય પ્રેસ' હતું તેનાથી સારા પાયા પર આવ્યું છે. આ બધા કામમાં રોકાએલા સહયોગીઓ, તેને મદદ કરનારા સંસદના સભ્યો અને બહાર ઉત્તેજન ને મદદ આપનાર મિત્રોનો આ સ્થલે મારે આભાર માનવો જોઈએ. એ બધા સીવાય આમાંનું કંઈપણ થઈ શકત નહીં એ ચોક્કસ છે.

પણ આ સમયે માત્ર સંસદની સંસ્થા તરીકેની પ્રવૃત્તિનીજ નોંધ લઈ વીરામવું મને ગમતું નથી. જે આદર્શ માટે સંસદ સ્થપાઈ તે

આદર્શ કેટલેક અંશે સિદ્ધ થતો મને દેખાય છે. સંસદ ગુજરાતી સાહિત્ય અને સંસ્કારમાં એક નીરાળા ને વિશિષ્ટ બળ તરીકે—એક સ્પષ્ટ ને સુરેખ ભાવના તરીકે ઓળખાવા માંડી છે; અને તેના સભ્યો તે બળ ને ભાવનાનાં નાનાં મોટાં કેંદ્રસ્થાનો થતા જતા મને દેખાય છે. રા. વિજયરાયનું 'કૌમુદી' વિવેચન સાહિત્યનાં અવનવાં ક્ષેત્રો ખેડી રહ્યું છે. રા. ગોકળદાસ રાયચુરા 'શારદા' દ્વારા મહા–ગુજરાતની સાંસ્કારિક અસ્મિતા વીકસાવવા મથે છે. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજી 'સુવર્ણ-માલા'થી ગુજરાતની કલાપ્રિયતાની સાક્ષી પુરી રહ્યા છે. રા. ચંદ્રશંકર પંડ્યા અને રા. કેશવપ્રસાદ દેસાઈ ગુજરાત મંડળ દ્વારા મુંબાઈના ગુજરાતીઓને એકઠા મળવાનું સ્થાન તૈઆર કરવાના પ્રયાસો આદરી રહ્યા છે. આ ઉપરાંત બીજા ઘણા પોતાના કાર્યક્ષેત્રમાં, બનતા પ્રયાસે ને શક્તિથી ગુજરાતની નવ ઘટનામાં પોતાનો ફાળો આપી રહ્યા છે. એ કાર્યક્ષેત્રો એવાં નવાં છે અને એટલાં વિવિધ છે કે તે બધાં ભાવિ ગુજરાતને સમૃદ્ધ કર્યાં વિના રહેશે નહીં તેની મને ખાત્રી છે.

દર વર્ષે આ પ્રસગે આવી, આપણુને ઉત્તેજન ને માર્ગદર્શન આપનાર મારા મિત્ર રા. નૃસિંહદાસ વિભાકરના ખેદજનક અવસાનની નોંધ લઉં છું. એના અકાલ મૃત્યુથી સંસદે એક મિત્ર, ને ગુજરાતે એક ઉત્સાહી કાર્યકર્તા ને આશાસ્પદ લેખક ગુમાવ્યો છે.

તેમજ સંસદના સભ્ય રા. મણિલાલ બકોરભાઈ વ્યાસ પણ ગયે અઠવાડીએ ગુજરી ગયા છે. જુની ગુજરાતીના એક ઉંડા અભ્યાસી તરીકે એમનું સ્થાન ગુજરાતમાં મોટું હતું. આજે વર્ષ દિવસ થયાં પોતાની વિદ્વત્તાનો લાભ આપણે તૈઆર કરવા માંડેલા ઈતિહાસને તે આપતા હતા. એના મૃત્યુથી સંસદના કામમાં ઘણી મુશ્કેલી નડશે એવી મને બીક રહે છે. આ બંનેની ખોટ મને અત્યારે ભુલાતી નથી.

આ ઉપરાંત રા. કમલાશંકર ત્રિવેદી જેવા પ્રખર વિદ્વાનના મૃત્યુથી આંખ આગળથી સરી જતા જમાનાના પ્રતિનિધિનો આછો થતો સમૂહ વધારે આછો થતો દેખાય છે.

આ વર્ષે ગુજરાતમાં એક બનાવ ધ્યાન ખેંચે એવો થયો છે. જોડણીમાં સરલતા ને એકતા આણવાનો જે પ્રયાસ સંસદે ત્રણ વર્ષ પર કર્યો હતો તેવો 'જોડણીના જાદુગર' થવાનો પ્રયાસ મારા મિત્ર રા. મટુભાઈ કાંટાવાળાની પ્રેરણાથી સાહિત્ય પરિષદ મંડળે કર્યો છે. આ નવા પ્રયાસ વીશે સંસદનો અભિપ્રાય હમણાં તમારી આગળ રજુ કરવામાં આવશે. મારી માન્યતા પ્રમાણે આ પ્રયાસ જેવો જોઇએ તેવો સચોટ ને સરલ નથી. એમાં જુની ઘુંચવણો રહી છે; એમાં સરલતા સ્વીકારવાની હીંમત દેખાતી નથી; એમાં કોઈ એક સરખો સિદ્ધાંત નજરે પડતો નથી. અને એ પ્રયાસ હજુ સરલ ને સર્વમાન્ય થાય એવી મહેનત આમવર્ગ તેમજ સાહિત્યના અમીરો બંનેના ભલાને માટે કરવી પડશે; અને મને આશા છે કે એ પ્રશ્નનું પરિષદ મંડળે છેલ્લું નિરાકરણ આણ્યું છે એવી દઢતા કોઈ પકડી બેસશે નહીં. મારું તો એમ માનવું છે કે આપણે ત્યાં એ પ્રશ્નની મુશ્કેલી જોતાં એકજ નિરાકરણ શક્ય છે કે સરલમાં સરલ જોડણીજ સ્વીકાર્ય લેખવી.

જ્યારે ગુજરાતમાં પ્રસરી રહેલું નવું જીવન અનેક માર્ગે વ્યક્ત થવા મથે છે ત્યારે જોડણી જેવા ગૌણ વિષયમાં રહેલી મુશ્કેલીઓ વહેલી ફેંકી નાખવી જોઇએ. જોડણીમાં ખરી જરુરીઆત શુદ્ધિ કરતાં સર્વગ્રાહ્યત્વની છે. જેમ નિયમ થોડા ને સહેલા તેમ જોડણી એક થવાનો સંભવ વધારે. દાખલા તરીકે ગુજરાતી જોડણીમાં 'ઇ' ને 'ઊ'નું ધોરણ વ્યુત્પત્તિ પર નથી રહ્યું. અને ઉચ્ચારણ પર તો નથીજ. 'ઝીણી' ને 'જૂં' ફોડે છે ત્યારે ઉચ્ચારણે હ્રસ્વ થઇ જાય છે, અને કરડે છે ત્યારે દીર્ઘ બને છે એ પ્રયોગ આખા ગુજરાતમાં મેં જોયો છે. તેથી જેની રીતે પરિષદ મંડળે અરધા હકારનો બહિષ્કાર કર્યો તેવીજ રીતે 'ઇ' ને 'ઉ' નું સદ્ગત ગોવર્ધનરામે સ્વીકારેલું કૃત્રિમ છતાં સરલ ધોરણ સ્વીકારશે તો ઘણી ઘુંચો આપોઆપ મટી જશે એમ મને લાગે છે.

આપણે સદ્‌ભાગ્યે સાહિત્યમાં જોડણીનો વિષય પ્રધાનપદે નથી. અત્યારે આપણે સર્જનકાળમાં છીએ. ચારે તરફ નવું સાહિત્ય ઉભરાય છે; નવાં તત્ત્વો વીકસે છે; નવાં દૃષ્ટિબિંદુઓ દેખાય છે; નવાં ક્ષેત્રો ખેડાય છે; જુની માઝાઓ મુકાય છે ને જુનાં સીમાચિન્હો અદૃષ્ટ થાય છે. નર્મદ ને નવલરામથી મુનિકુમાર ને પૃથુ શુક્લ સુધીની સૃષ્ટિમાં કેટલી પ્રગતિ, કેટલી નવીનતા, કેટલું વૈવિધ્ય! આ પોણોસો વર્ષની ગુજરાતી સાહિત્યની કારકીર્દી અદ્‌ભુત છે. તે કલ્પના ઉત્તેજે છે, પ્રશંસા પ્રેરે છે; અને આપણા ગર્વનું મુળ બની રહે છે. સાહિત્યની આ નવી સરિતા કલ્લોલતી, નાચતી ને કુદતી, તોફાન ને સમૃદ્ધિમાં મસ્ત બની આગળ વધે છે; શુષ્ક તટોને જલમય કરી, ફલદ્રુપ ભૂમિમાં નવા જીવનનાં બીજ નાખતી ચારે તરફ પ્રસરતી જાય છે.

આ સાહિત્યનો પ્રધાન સ્વર શો? જુદે રાગે ને જુદા તાનમાં, નીરનીરાળા લક્ષ્યથી ને વિધવિધ વિષયાવલંબી આ સંગીતનો મધ્યસ્થ સૂર શોધવો એ સહેલ નથી. એ શોધ તો દૂર ઉભેલો પરીક્ષક કરી શકે. આ તાલસૂરના વૈવિધ્યની વચમાં ઉભો રહેનાર અને એ દેખાતા બેસુરા-પણામાં બનતે પ્રયાસે પોતાના બેસુરનો ફાળો આપનાર—મારા જેવાની એ શોધ નિષ્ફલ પણ જાય એ બનવા જેવું છે. અને છતાં આ આકર્ષક પ્રયાસ કર્યો વિના ચાલતું નથી.

અર્વાચીન કાલ નર્મદથી શરુ થાય છે. અને જેમ પોર્ટસૈયદ છોડતાં વારજ એક ખંડ છોડી બીજામાં ગયા એવું તીવ્ર ભાન થાય છે, તેવુંજ દલપત છોડી નર્મદ હાથમાં ધરતાં લાગે છે; અને તેજ પ્રકારનું ભાન અત્યાર સુધીના બધા સાહિત્યથી પ્રગટે છે. એ ભાન શાથી આવે છે?

પરભવનું હેત વીસરી આ ભવનું આકર્ષણ—આ વિશિષ્ટતા નવા કાલના આખા સાહિત્યમાં તરત નજરે ચઢે છે. અને તેજ પ્રમાણે નર્મદ પહેલાંના કાલનું પ્રથમ લક્ષણ પરભવનો પ્રેમ ને આ ભવની

અરુચિ. મધ્યકાલીન સંસ્કૃત સાહિત્ય ને તત્ત્વજ્ઞાનમાંથી આ દૃષ્ટિબિંદુ ઉતરી આવ્યું લાગે છે. શંકરાચાર્ય મહાત્મા હતા; વિદ્વાન હતા; ધર્મ-ધુરંધર હતા; પણ

पुनरपि जननं पुनरपि मरणम् ।
पुनरपि जननीजठरे शयनम् ॥

માં રહેલો જીવનનો વિકરાલ દ્વેષ જોઇ જરાક કંપારી આવે છે, અને अपारसंसारसमुद्रमध्ये निमज्जतो मे शरणं किमस्ति । એ પ્રખ્યાત પ્રશ્નમાં રહેલી નિરાશાએ કેટલાં જીવનને મરણતોલ કરી મુક્યાં હશે તે વિચારતાં ત્રાસ છુટે છે.

ઉછળતા જીવનનું કચ્ચરીઉં કરવાનો પ્રયોગ મધ્યકાલીન ગુજરાતમાં સફલ રીતે કરવામાં આવ્યો છે. આદિ કવિ જન્મતાંજ ગભરાવે છે:

ઉંધે મસ્તક હતો ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી,
અવતરી પાશ બંધાયો માયાતણે, લંપટી લાલચે લીધો ઘેરી.

પણ આટલેથી તેને સંતોષ નથી. તેને તો આખું જીવન ડામવું છે:

અલ્પ સુખ સારૂ શું મૂઢ ફુલ્યો ફરે, શિશપર કાળ રહ્યો દંત કરડે;
પામર પલકની, ખબર તુજને નહીં, મૂઢ શું જોઇને મુછ મરડે?

અખાનું ચાલે તો જીવનની બધી વૃત્તિઓને શુંએ કરી નાખે. તે કહે છે:

એક અફીણી બીજો સંસારી રસ, અધિક કરે તેમ આપે કસ,
જેમ જેમ અફીણ ખાતો જાય, અંગે અકડે ઢીલો થાય.
જો મુકે તો મુએ સરે, નહીં તો અખા તે ખાતો મરે.

આ ચારસો વર્ષના મધ્યકાલમાં બધા કંઇ મહાત્માઓ નહોતા. તે ખાતા, પીતા, કોઇક ચોરી કરતા, થોડાક મોજ કરતા. પણ પુરાણ-માંથી પ્રેરણા મેળવનાર પ્રેમાનંદના પૂજ્ય અપવાદ સીવાય જીવનના પ્રતિનિધિઓ સરખા સાહિત્યકોની દૃષ્ટિ તો મૃત્યુ પર લાકથી ચોંટી

હતી; અને જો ત્યાંથી ખસતી તો તેની પેલી તરફ આવેલા લાખ-ચોરાસીના ફેરાના દુઃખ પર મોહી રહેતી. જો જીવન જરા પણ ઉછાળો મારતું તો તેને કૃષ્ણભક્તિનાં પદોથી જરાક સરકવા દેતા; પણ તેમાં કશો પણ સાર, ઉલ્લાસ, પ્રફુલ્લતા કે મોજ તે જોઈ શકતા નહીં; એટલુંજ નહીં પણ રખેને કોઈ જીંદગીમાં સુખ માણી લે એવે ભયે મૃત્યુનો ભયાનક બાઉ તે સાથેજ રાખતા. જૈન ને સ્વામીનારાયણ જેવા વૈરાગ્યપ્રધાન સંપ્રદાયના કવિઓ, ધર્મ ને પ્રતિજ્ઞાએ આ ધોરણને સાચવવાને બંધાએલાજ હતા એટલે તેની પાસે તો બીજી આશા રખાયજ નહીં. પણ કલ્પનાસાહિત્યના શોખી શામળ ભટ પણ એમાંથી બચ્યા નહીં:–

> કહી નાડે મોત મુકે નહીં, પ્રસવ્યો ત્યાંથી પાશ છે
> કવિ શામળભટ સાચું કહે, નામ સર્વનો નાશ છે.
> જે જોયું તે જાય, જેહ કુલ્યું તે ખરશે
> ભર્યું તેહ ઠલવાય, ચઢ્યું તે તો ઉતરશે.
> લીલું તે સુકાય, નવું તે જુનું થાશે.
> આયુર્દાવય સર્વ કાળ સૌ કોને ખાશે.

ભોજા ભગતને "આતો સ્વપ્નું છે સંસાર" એમ કહી તેને ઝેરી કરવામાં જીવનના અનેક આનંદો કરતાંએ વધારે આનંદ દેખાય છે. અને દયારામને પણ મધ્યકાલનાં આ દૃષ્ટિબિંદુમાં રસ પડે છે–કે રસ લેવો પડે છેઃ

> ધિક્ તારું જીવ્યું રે, ફેરે તને શાને થયો;
> ડાહ્યો થઈ દુનીઆમાં ફરે છે, તેણે શું સીધ્યું તારું કાજ;
> જમની કચેરી છવતી કઠણ છે, નથી રહેવાની તારી લાજ.
>
> × × × ×
>
> વાંઢી મુછ ઉપર વાટ દઈ, રે નર્કની વાટે તું ક્યોં;
> મિથ્યા જનુની ભારે મારી એવો, જન્મ ધર્યો ન ધર્યો.

અને અર્વાચીન કાલમાં મધ્યકાલના અવશેષરુપ દલપતરામ સૂત્ર ઉચ્ચારે છેઃ

અરે જીવ તેં જન્મીને, શોધી ન લીધો સાર;
ભ્રમણામાં ભુલ્યો ભમી, ભર્યા પાપના ભાર.

ને વળી કહે છેઃ

અપાર સંસાર સમુદ્ર આ છે, સહાય તે સંકટની સીમા છે.

આ બધા સાહિત્યસ્વામીઓની દૃષ્ટિ આ પ્રમાણે મૃત્યુ પર–જીવનના અભાવ પર–ક્ષણિક મનાતા આનંદોના વિધ્વંસ પર ચોંટી હતી. જીવનને જીવતું દોઝખ ગણી, મરણને મોક્ષમાર્ગ માનવામાં તેમને ધર્મ, નીતિ, ડહાપણ ને રસિકતાની પરાકાષ્ઠા જણાતી. પરલોકના કાલ્પનિક સુખ માટે વલખાં મારી આ લોકને સ્મશાન બનાવવામાં તેમને મજાહ પડતી. જીવતા નર માટે જીવનમાં તેમને રસ દેખાતો નહીં. સંસારમાં તેને માટે સુખની આશા દેખાતી નહોતી. એમને મન જીવન એટલે મૃત્યુ; જીવન એટલે મરણ પછી શરુ થતી કારકીર્દી; અને આ સિદ્ધાંતની વેદીમાં આવરદાની આહુતિ આપી મૃત્યુના આ પયગંબરો ગુજરાતના જીવનને ઉલ્લાસહીણું બનાવી રહ્યા હતા.

મેં 'જીવન' ને 'મૃત્યુ' એ શબ્દો વાપર્યા છે તેનો અર્થ સ્પષ્ટ કરવો જોઇએ. જીવન જીવવું એટલે મનુષ્યની સ્વાભાવિક શક્તિઓ અને વૃત્તિઓની કેળવણી અને સંતોષમાં–'સંસારી રસ'માંજ–સુખ માનવું તે; જીવનનો ઉલ્લાસ અનુભવવો એટલે એ સુખનો ભાવનાત્મક વિકાસ સાધવાની હોંશભરી તત્પરતામાંજ આનંદ માનવો તે. મૃત્યુની હીમાયત એટલે એ શક્તિઓ અને વૃત્તિઓના સંતોષને વર્જ્ય ગણવો તે; એમને કચરવામાં મોટાઇ માની, 'સંસારી રસ'માંથી ભાવનાત્મક અપૂર્વતાને નીચોવી કાઢી, સંસારના છાલગોટલાને ક્ષુદ્ર બનાવવાં તે; અને આનંદ મેળવવા, આ દેહે અપ્રાપ્ય એવા, મૃત્યુ પછીના અણુજાણ્યા પ્રદેશોમાં કલ્પનાને રસ શોધવા ઊડી મુકવી તે. આ બે દૃષ્ટિબિંદુમાં

સારું કે ખરું કયું તે નક્કી કરવાનું આ સ્થાન નથી; પણ આ દૃષ્ટિબિંદુએ શાં શાં લક્ષણો સર્જાવ્યાં તે નોંધીનેજ હું વીરમીશ.

સાહિત્યને પરોક્ષ કે અપરોક્ષ રીતે, જાણી જોઇને કે અજાણતાં જીવનના બે વિષય સ્પર્શ્યા વિના ચાલતું નથી. એક માનવતા અને બીજો સ્ત્રી. આ બે વિષયો, ખરું જોતાં, સમગ્ર જીવનને પ્રેરતાં મોટામાં મોટાં બળો છે; કારણકે પોતાપણું સિદ્ધ કરવાની વૃત્તિ અને પર જાતિ તરફ આકર્ષાવાની વૃત્તિ એ મનુષ્ય સ્વભાવની મૌલિક વૃત્તિઓ છે. એક વૃત્તિ મહત્તા પ્રાપ્ત કરવા પ્રેરે છે; બીજી વૃત્તિ પ્રેમ મેળવવા મથે છે. એક વૃત્તિ સંતોષાતાં પ્રભાવની ધુન આવે છે; બીજી વૃત્તિ સંતોષાતાં પ્રેમની મસ્તી આવે છે; અને એ ધુન ને મસ્તીમાંથી નીઝરતું સુખ મનુષ્યને દેવ સમાન બનાવે છે.

સાહિત્ય પણ આ બે વૃત્તિને પોષવા, વ્યક્ત કરવા, ને વીકસાવવા પ્રયત્ન કરે છે; તેમાં ભાવનાત્મક અપૂર્વતાનું આરોપણ કરે છે; અને એના સંતોષથી પ્રગટતી ધુન અને મસ્તી શબ્દોમાં અમર કરી, તેના સુખનો આસ્વાદ સદા સર્વદા લઈ શકાય એવી કૃતિ પ્રગટાવે છે.

પણ જીવનમાં ભાવનાત્મક અપૂર્વતા નજ હોય એવા નિશ્ચલ સિદ્ધાંત પર પોતાની કથનીઓ રચનાર મધ્યકાલીન સાહિત્યકોએ આ બને વૃત્તિને વાસ્તવિક દુનીઆમાંથી નીતારી કાઢી. સંસારી સુખને જે મિથ્યા કરી માનતા હતા; જગત જેને મન ઉંઘમાં ભોગવેલા અટપટા ભોગ ભાસતું; કાચના કુપ્પા સમી કાયા જોઇ જે ગભરાટમાં પડતા, તેઓએ દુનીઆના વ્યવહારમાં સ્વાતંત્ર્ય, વીરતા, સાહસ ને પ્રતાપ જોવાનું છોડી, માત્ર પરભવે હરિચરણમાં રહેવાની અપૂર્વતા જોયાં કરી. આને પરિણામે માનવતાનું ધોરણ અપ્રાપ્ય સાધુતા, નિર્માલ્ય નિર્દોષતા કે ડહાપણભરી કાયરતા થઇ બેઠાં; અને પ્રભાવ, સત્તા ને સ્વાસ્થ્યની તો ધુન જીવન જીવતાંજ આવે છે એ વાત તેમને અશક્ય લાગી.

નરસિંહ મહેતાએ અપ્રાપ્ય–લગભગ અસ્વાભાવિક–નિર્દોષતાનું ધોરણ 'વૈષ્ણવજન તો તેને કહીએ' વાળા પદમાં આપ્યું છે. અને એક મહાન અર્વાચીન ગુજરાતી–જેનાં શક્તિ, સ્વાસ્થ્ય ને પ્રભાવ અર્વાચીન સાહિત્યમાં પ્રતિબિંબિત થયાં છે–તેણે આ ધોરણની અનેક વાર પ્રશંસા કરી છે. પણ આ ધોરણ શક્તિ, સ્વાસ્થ્ય કે પ્રભાવ મેળવવાની ભાવના છે એમ ગુજરાતીઓ સમજ્યા નથી; અને તેવી રીતે કોઇએ તે સેવ્યું નથી. ખરું જોતાં એ વ્યાખ્યા પ્રમાણેનો વૈષ્ણવ એટલે નિર્દોષ, પરદુઃખભંજન ને સહનશીલ ભક્ત એમજ મનાતું આવ્યું છે.

શામળભટનો વીરતા તરફનો ગભરાટ છુપાવ્યો છુપાતો નથી. સાહસમાં, વીરતામાં, બહાદુરીમાં તે કંઈ અપૂર્વતા જોઇ શકતા નથી; પણ ગરથની હૂંફ, સાવચેતીનું ડહાપણ, સાહસની મુર્ખાઈ આ એનાં ધોરણો ઠેકાણે ઠેકાણે જડે છે. દલપતરામની શિક્ષાપત્રી જેવી દરેક સદ્ગુણની કાવ્યાવલી આજ ધોરણે રચાઇ છે.

આપણા સાહિત્યમાં આપેલાં આ નિર્દોષ માનવતાનાં ધોરણ ઘણાને પ્રિય છે. પણ વિશ્વામિત્રની મહત્ત્વાકાંક્ષા, દધિચિનું આત્મસમર્પણ, હરિશ્ચંદ્રનો સત્યપ્રેમ, ભીષ્મની અડગતા, અર્જુનની વીરતા, ભીમનાં સાહસ, શ્રીકૃષ્ણનાં સ્વાસ્થ્ય, શક્તિ ને ઉલ્લાસમાં જે માનવતાની ભાવનાના અપૂર્વ રંગો છે, સર્વવ્યાપી પ્રભાવનાં તેજો ચમકે છે તે ડહાપણ પર કે દુર્ગુણના અભાવ પર રચાએલાં આ પ્રવૃત્તિપરાઙ્મુખ, નિશ્ચેતન ધોરણોમાં મને જણાતાં નથી.

સ્ત્રી તરફની મધ્યકાલીનોની દૃષ્ટિ પણ તેવીજ છે.

અનેક યુગો થયાં સ્ત્રી તરફ ગમે તેટલો તિરસ્કાર બતાવાય છે છતાં આ 'પ્રત્યક્ષ રાક્ષસી' એ એવું એક પ્રચંડ બળ છે કે જેના વડે જીવન પ્રફુલ્લ બને છે. જાનવરશાસ્ત્રની દૃષ્ટિએ તે જીવનની માતા છે; ભાવનાની દૃષ્ટિએ તે જીવનની નિર્માતા છે. સ્ત્રી, એક દૃષ્ટિએ જોતાં,

જીવન છે; જીવનની સાથે પુરુષને બાંધતી સોનાની સાંકળ તો છેજ, અને છતાં આ મૃત્યુના હીમાયતીઓ તેની સાથના સંબંધમાં અપૂર્વતા ન જોઈ શક્યા; અને તેના તરફ આકર્ષાતી વૃત્તિને કાલ્પનિક પ્રેમથી સંતોષી તેમણે ભક્તિ સંપ્રદાય ઉભો કર્યો.

નરસિંહ મહેતાનું એક પદ મનાય છે તેમાં તે સમયમાં થતી સ્ત્રીની કીંમત આંકી છે–તેનાં આંસુના માપથી અને પુરુષના સ્વાર્થના દૃષ્ટિકોણથીઃ

"જનુની રોશે જન્મભર ને બેની બારે માસજી;
ત્રિયા રોશે તેર દિન પણ કો ન આવે સાથજી."

શામળભટે રુપાવતીની વાર્તામાં સ્ત્રી તરફનું દૃષ્ટિબિંદુ સચોટ રીતે દર્શાવ્યું છેઃ

"પ્રમદાએ બહુ નર પરભવ્યા, મમતે કઈને મારીયા.
અનમી શુરા અહંકારી પણ, હોડ હઠીલા હારીયા.
એક દ્રોપદી નાર, અતિ દળ તો અટવાવ્યું;
એક દ્રોપદી નાર, કિચક સો વંશ વટાવ્યું;
એક દ્રોપદી નાર કુળનું કુળ કંપાવ્યું;
કાઢયો કૌરવ વંશ, વળતું શિરછત્ર અપાવ્યું;
અઢાર અક્ષૌણી ભક્ષ કરી, કસર નહીં રાખી કશી;
શામળભટ કહે ગુણિ પુરુષ રખે હેત આણો હશી."

આખી જીંદગીભર કષ્ટ સહી સેવા કરનારી સહચારી મરતાં જેને 'ભલું થયું ભાંગી જંજાળ' લાગ્યું તે પ્રેમથી પ્રગટતી મસ્તી અનુભવવા પોતે 'નર થયો નારી રૂપ' અને 'ગોવિંદગમન' કલ્પીને ગાઈ સુખ ભોગવવા લાગ્યો. મીરાં કાં તો વિધવા હતી કે કાં તો તેણે કુંભાને તજ્યો હતો; અને સંસારમાં મૃત્યુની હીમાયતી બની કુંજવિહારી સાથે કાલ્પનિક વિહારોમાં અનેક કુંજો ગજવી પ્રેમની પરાકાષ્ઠા અનુભવી. અને લહેરી દયારામને આત્મલક્ષી રસિકતાને વ્યક્ત કરવા કૃષ્ણ ગોપીના પરલક્ષી સંવાદનો આશ્રય લેવો પડ્યો છે. પણ સ્ત્રીઓ પાસે અનન્ય ભક્તિ, પતિપરાયણતા, 'મનસા, વાચા, કર્મણા'ની શુદ્ધિને મારી ઠોકીને

જે માગી લેતા તે સ્ત્રી તરફના પોતાના સંબંધમાં જરાએ ભાવનાની છાંટ જોઈ શક્યા નહીં. શામળ કહે છે:–

"વળી નારી વશ જે નાવ છે, નીચ પંથે તે તો ચઢે;
શામળ કહે નર નાર વશ, સુજ સારી નવ પડે.
કામનીને વશ કંથ, વચન પળે નહીં તેનું, કામનીને વશ કંથ, નુર વધે નહીં એનું;
કામનીને વશ કંથ, દશરથે કેરજ કીધો, કામનીને વશ કંથ, સુતને વનવાસજ દીધો;
વળી કામનીને વશ કંથડો, વચન તેનું નહીં પળે,
શામળ કહે સાચું જાણજો, મહિમા તેનો નહીં મળે."

બ્રહ્માનંદ સ્વામીનો સ્ત્રીદ્વેષ જાણીતો છે:–

"વિષકી બેલી, બીજ વિષ, વિષવેલી વિસ્તાર,
વિષ ડાલી, વિષ પત્રફુલ, નખ શીખ વિષ તન નાર."

પણ અર્વાચીન કાળ આવ્યો. પશ્ચિમની સંસ્કૃતિના સંઘટ્ટનથી ગુજરાતના આત્મામાં પરિવર્તન થયું. મૃત્યુની હીમાયત જતી રહી; લોકના અંતરના ઉંડાણમાં રહેલો જીવનનો ઉલ્લાસ જાગ્યો. જીવન–નર· નારીઓને નિમંત્રી રહ્યું. અને માનવની શક્તિઓ ને વૃત્તિઓને આજ દેહે સંતોષવાની ઇચ્છા પ્રગટી. 'સંસારી રસ'માં ભાવનાત્મક અપૂર્વતા જોવાનો પ્રયોગ શરુ થયો. 'આ તન રંગ પતંગ સરીખા'ને ભલે 'જાતાં વાર ન લાગેજી', છતાં તેને ભર લહેરે ઉડવા દેવામાં આનંદ લાગ્યો. વૈકુંઠમાં વાસ કરી રહેલી ભાવનાત્મક અપૂર્વતાને સાહિત્યકો વાસ્તવિક દુનીઆ પર ઉતરી આવવાનું નિમંત્રણ આપવા લાગ્યા:

"રસધર! ઉતર આકાશથી!
રમીએ અહીં ઉલ્લાસથી
જગ અણદીઠા
અદ્‌ભુત મીઠા
કંઈ ખેલ રાસ વિલાસથી!—
મુજ હૃદયને ચમકારથી ચમકાવી દે!
રસ દિવ્ય ધામથકી હરો મધુ લાવી દે!

રે આવ! કૂદીએ નાચીએ! કૈં વિવિધ ભાવ જગાવીએ!
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! જગને રસરસે નવડાવીએ!"[1]

અવર ભવની લક્ષચોર્યાશીની ચિંતાના 'શકટને શ્વાન થઈ તાણવા'ની ઇચ્છા મંદ પડી ગઈ. 'સિન્ન સંસારની ભ્રાંતિ' ભાગી. મોક્ષ કે ભક્તિને-કાલ્પનિક મહત્તા કે કલ્પના વિલાસને ભાવનાત્મક અપૂર્વતા અર્પી 'આશનું ભવન આકાશ સુધી રચ્યું હતું' તેની મૂલ ભીંત કાચી લાગી. જમડા પકડી જાય, કે કાઢો કાઢો મુખે લોકો ભાખે, કે ત્રિયા તેર દહાડા રડે તોએ જીવતા સુધી જીવન જીવવાની 'લંપટી લાલચે' બધાને ઘેરી લેવા માંડ્યા; અને તે રા. નાનાલાલની માફક કહેવા લાગ્યા:

'જે સંસાર કડવો કહે તેની જીભ કડવી.'

અને આ દૃષ્ટિબિંદુએ અર્વાચીન સાહિત્યનો પ્રધાન સૂર કાઢ્યોઃ જીવનનો ઉલ્લાસ. સાહિત્ય જીવનની પ્રફુલ્લતાનું સર્વરંગી કથન થઇ રહ્યું. 'સંસારી રસ'માંજ ભાવનાત્મક અપૂર્વતા સીંચવામાં ને જોવામાં સરસતા સમાઈ.

અર્વાચીન સાહિત્ય મૃત્યુ જોઈ ગભરાતું નથી, પણ તેને જીવનનો એક લહાવો બનાવી મુકે છે. અર્વાચીન મન્વંતરનો મનુ નર્મદ મૃત્યુમાં પણ જીવનનો પયગંબર બને છેઃ

"નવ કરશો કોઈ શોક;-રસિકડાં, નવ કરશો કોઈ શોક
× × × ×
મુઓ હું, તમે પણ વળી મરશો, મુક્ત થશો જગ તમથી.
હરિ કૃપાથી મમ લેખ ચિત્રથી, જીવતો છઉં હું દમથી.
× × × ×
મરણ પ્રેમીને ખચીત મોહું છે, દુઃખ વધે રૂદનથી,
જગત નીમ છે જનન મરણનો, દૃઢ રહેજો હીંમતથી."

ધીરા ભગતના "કાચના કુપ્પા"માં મુસાફરી કરતાં અર્વાચીન કંપતો નથી પણ નિડરતાથી ગાય છેઃ "મૃત્યુ મરી ગયું રે લોલ."

અર્વાચીન સાહિત્યમાં રહેલા જીવનના ઉલ્લાસની ધૃષ્ટતા આગળ 'જમ કિંકર' કે 'ભવચોરાશી'નો હીસાબ નથી. રા. નરસિંહરાવ ફરીથી કહે છેઃ—

1 રા. ખબરદારઃ મેઘને.

"મૃત્યુ તણી શ્યામલ છાપ ઢાંકે,
અનંતતામાં ક્ષણ ભંગ દાખે;
તથાપિ એ છાપની પેલી પારે.
દેદિપ્યમાન ચિરજીવન સિંધુ મહાલે,
અનંત આ જીવન સિંધુ મધ્ય;
મૃત્યુ બને બુદ્દ બુદ્દ, તેહ સદ્ય.
જાએ ફુટી જો! કંઈ વાર વારે,
ને સિંધુ તો વહી રહે અવિરામ ધારે."

કલાપી જેવો રા. લલિતજીનો 'અશ્રુકવિ' પણ મૃત્યુથી ડરતો નથી પણ તેને લડાવે છેઃ—

"મુજ હૃદયનાં નીલાં પર્ણો જતાં સઘળાં ખરી,
મરણ ઝરણું ખેંચી જાશે રડીશ હું ત્યાં સુધી."

રા. નાનાલાલની વીરાંગના તો જીવનના ઉલ્લાસમાં વીરના તો મૃત્યુનો મહોત્સવ રચે છેઃ-

"ત્રીજી વાટ શોણિતની સરિતે,
હો! શૂરના સ્નાનનો ઘાટ;
જય કલગીએ વળજો પ્રીતમ,
ભીંજશું ફાગે ચીર;
નહીં તો વીરને આશ્રમ મળશું,
હો! સુરગંગાને તીર."

પણ આ ઉલ્લાસનો પાર નથી. તે મૃત્યુની વિજેતા થઈ બેસે છેઃ

"સખિ! મારી કાંતિમાં જોગણીનાં ખપ્પર ઝીલે રે,
સખિ! મારાં કંકણોમાં પ્રલયગીત ગાજે છે જો."

જ્યારે આશા ને નિરાશા જીંદગીના ચાર સીમાડામાં સમાઈ રહે છે ત્યારે જીવનના લહાવા લેવાની તત્પરતા વધે છે; અને એ તત્પરતા માનવતા સિદ્ધ કરવાની વૃત્તિને પ્રબલ કરે છે; કૃત્રિમ બંધનો તોડી નાખે છે; સીમાઓની પરવા કરતી નથી. તે તો તોફાને ચડેલા સાગરની માફક આકાશથી પાતાળ સુધી પોતાનો પ્રભાવ વીસ્તારે છે.

આ વૃત્તિથી સિદ્ધ થએલી માનવતા અમર્યાદિત, તોફાની કે ઉછૃંખલ પણ બને; તે નિડર ને ભયંકર થઇ શકે. બેપરવા ને વહાલસોઇ થઇ શકે. તેને આત્મસિદ્ધિ ને આત્મકથનમાંજ સંતોષ હોય છે. તેને શક્તિ ને સ્વાસ્થ્યમાંજ મોજ આવે છે. તેને માત્ર દુર્ગુણનો અભાવ મોળો પડે છે; ગુણોના પ્રબલ આવિર્ભાવમાં તેને સાફલ્ય દેખાય છે. ક્ષેત્રે ક્ષેત્રે તે સાહસ ખેડે છે; નવાં દૃષ્ટિબિંદુઓ શોધે છે કે ઉપજાવે છે; નવા પ્રસંગો રચે છે ને મહાલે છે.

નર્મદે માનવતાની આ બે વૃત્તિને 'પ્રેમશૌર્ય'ના જીવનમંત્રમાં જડી દીધી. તે જીવનનો આ પયગંબર 'જીવ્યાની, જોવાની હોંસ' વિનાનાને 'મુવેલો જીવતો જગમાં' માને છે; ને 'થઇ ગર્દ જંગમાં મર્દ હક્ક નીજ' માગવાના સાહસથી પ્રેરાય છે. 'આભ પડો કે પૃથ્વી ફાટો' પણ 'ફતેહ કરીને આગળ વધશું' એ એની દૃઢ પ્રતિજ્ઞા છે. 'માનભંગથી મરવું સારું' એ એનો ટેક છે. 'હીંમતની મદિરા'માં એ ચકચુર છે. અને એની કૃતિઓ વાંચતાં એ મદિરાનો નીશો આપણને પણ ચઢે છે; અને લાગે છે કે માનવતાનો દૃષ્ટિકોણ બદલાયો છે અને પરાક્રમી જીવન જીવવામાં—અને તેમાંજ ભાવનાત્મક અપૂર્વતા જોવામાં નવો યુગ આનંદ લે છે.

હરિ હર્ષદ 'રમું રંગે, ઘુમું જંગે' ઉચ્ચારે છે; મલબારી 'દેશ દેશ સ્વાધીનતા'નો શંખ વગડાવવા તત્પર છે; બાળાશંકર દુનીઆથી બેપરવા રહી 'નિજાનંદે હમેશાં મસ્તીમાં મજાહ' લે છે; મણિલાલ 'મહાશક્તિ સંગે ધવલગિરિની પાર' ઉડવા પ્રયત્ન કરે છે.

ગોવર્ધનરામના શિષ્ટાચારી, ચિંતનશીલ, ભાવનાશીલ છતાં અસ્થિર સરસ્વતીચંદ્રની માનવતા પારસ્થિતિ પિંજરમાંથી નીકળી આત્મસિદ્ધિની કપરી શોધ કરતાં 'ઉંડા જ્વાલામુખી જેવો' સ્વચ્છંદાચારી સંન્યાસ સ્વીકારે છે.

રા. નરસિંહરાવની આકાંક્ષા 'જીવનવન વેગે વટાવી દિવ્ય મંદિરનાં દ્વાર' ખોળવા તત્પર થાય છે. રા. નાનાલાલ ત્રિકાલ ને ત્રિભુવનની પર થઈ રસબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનો ઉત્સાહ બતાવે છે.

કલાપી 'લાખો દીવાલો બાંધતા' પણ છુટી નાસવાનો અધિકાર સિદ્ધ કરે છે. રા. પૃથુ શુક્લ ધૃષ્ટતાની મસ્તીમાં ગાંડપણને અપૂર્વ બનાવે છેઃ "ગાંડાઓ રડે છે ને હસે છે. દુનીઆના ડાહ્યા લોક તે સમજી શકતા નથી. સમજી શકવાના નથી."

અને ગાંધીજી જીવે ને કવે છે માત્ર સ્વસ્થ ને પ્રભાવશીલ માનવતાનો આદર્શ. એ આદર્શમાં હિમાલયની અચલતા છે, સાગરની સ્વસ્થતા છે અને ઘણી વખત પુષ્પની સુકુમારતા પણ જણાય છે. કેટલાક એના વચનોમાં મધ્યકાલીન આદર્શ જુએ છે, પણ મને તે દેખાતો નથી. એની કૃતિમાં પરભવની પરવા નથી; એમાં મૃત્યુનો ભય નથી; એમાં વૃત્તિઓને ડામવાની ઉત્કંઠા નથી; એમાં સંસારમાંથી ભાવનાત્મક અપૂર્વતા લઈ લેવાનો ઉદ્દેશ નથી. એણે બાંધેલી માનવતા તો આજ સંસારમાં, આજ દેહે, સત્યાગ્રહ ને સ્વાસ્થ્યની ભાવના સિદ્ધ કરવા મથે છે. મેં ઉપર જીવનમાં પ્રધાન એવી બે વૃત્તિઓનો ઉલ્લેખ કર્યો છે. એક આત્માને સિદ્ધ કરવાની; બીજી સ્ત્રીઓ તરફ આકર્ષાવાની. પહેલી વૃત્તિને પોતાના અંતરે રચેલેજ નિયમે સ્વસ્થ ને સશક્ત બનાવવામાં, વીકસાવવામાં ગાંધીજી જીવન માને છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં પ્રધાન સ્વર એ બેમાંથી માત્ર એકજ વૃત્તિએ કાઢવાના એના પ્રયાસે સાહિત્ય પર ચિરંજીવ અસર કરી છે.

પણ આ માનવતા માત્ર પરાક્રમ, સાહસ, કે ધૃષ્ટતામાં સમાઈ નથી. એનો વિસ્તાર નિઃસીમ છે. મણિલાલ ને ત્રિભુવન પ્રેમશંકર રસથી અશ્રુ સારે છે. કલાપી રુદનને અને નિરાશાને અપૂર્વ રસથી

છલકાતાં કરે છે. રા. નરસિંહરાવની નિરાશા તત્ત્વચિંતનના ગૌરવની ટોચ સુધી ઉછળે છે.

વળી નર્મદ ને રા. નરસિંહરાવ, રા. નાનાલાલ ને રા. ખબરદાર, કલાપી ને કાંત, રા. બલવંતરાવ ને બોટાદકર, બહેન સુમતિ ને બહેન જ્યોત્સ્ના અને એવા બીજા અનેક કબીરવડથી ધ્રુવડ ને ગુલાબ સુધી, ને ચંદા ને ધૂમકેતુથી સિંધુ સુધી આખી સૃષ્ટિમાં અપૂર્વતા નીરખવાનો પ્રયત્ન કર્યો છે. કલાપી ને બહેન લીલાવતી કાશ્મીરનાં પુષ્પવનોથી મીલાનના કબ્રસ્થાન સુધી સ્થલસૌંદર્ય જોઇ શકે છે.

તેજ પ્રમાણે મનુષ્યના હૃદયના તરંગો અને સ્વભાવની ખુબીઓને સરસ રીતે વ્યક્ત કરવાના ભગીરથ પ્રયત્નો ચાલી રહ્યા છે. નર્મદ, ગોવર્ધનરામ, રા. નરસિંહરાવ, રા. નાનાલાલ, ને રા. ધૂમકેતુના આવા પ્રયત્નોનો વિસ્તાર વિશાલ છે. આ ઉપરાંત જે વક્તવ્યનાં ક્ષેત્રો પ્રણાલિકાએ નિષિદ્ધ ગણેલાં તે પણ ઘણાંએ ખેડ્યાં છે. રા. રમણભાઇ પુરાણા બ્રાહ્મણમાંથી વિનોદરસ ઉપજાવે છે; રા. મસ્ત ફકીર, રા. ધનસુખલાલ ને રા. જાગીરદાર ફોઇબાથી પાટલુનના પટા સુધીના વિષયોથી હસી ને હસાવી શકે છે. ગોવર્ધનરામથી રા. પૃથુ શુકલ સુધી કેટલાક બીભત્સ રસનાં બારણાં ઠોકી પાછા આવી શકે છે. રા. બટુ ઉમરવાડીઆ અદ્ભુત ને ભયાનક રસ જમાવવાને તત્પર છે.

આ બધું શું બતાવે છે? એટલુંજ કે માનવતાની દરેકે દરેક વૃત્તિ સતેજ થઇ રહી છે; તેનાં દરેકે દરેક અંગો થનગન થનગન થઇ રહ્યાં છે. વિશાલ ને વિવિધરંગી જીવન જીવવાના સતત પ્રયાસો ચાલી રહ્યા છે; અને નાના મોટા સાહિત્યકો આ પ્રયાસોને વ્યક્ત કરવા તરવરી રહ્યા છે. જીવનનાં રહસ્યો ઉકલતાં તેમના આદર્શોને બંધન નથી, તેમની શૈલીને શૃંખલા નથી, તેમની દૃષ્ટિને સીમા નથી, તેમના વિહારને સંકોચ નથી. જીવનના આ પયગંબરો જીવનના સંદેશ સાંભળે છે ને સુણાવે છે. અને

રા. નરસિંહરાવની આકાંક્ષા 'જીવનવન વેગે વટાવી દિવ્ય મંદિરનાં દ્વાર' ખોળવા તત્પર થાય છે. રા. નાનાલાલ ત્રિકાલ ને ત્રિભુવનની પર થઈ રસબ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનો ઉત્સાહ બતાવે છે.

કલાપી 'લાખો દીવાલો બાંધતા' પણ છુટી નાસવાનો અધિકાર સિદ્ધ કરે છે. રા. પૃથુ શુક્લ ધૃષ્ટતાની મસ્તીમાં ગાંડપણને અપૂર્વ બનાવે છેઃ "ગાંડાઓ રડે છે ને હસે છે. દુનીઆના ડાહ્યા લોક તે સમજી શકતા નથી. સમજી શકવાના નથી."

અને ગાંધીજી જીવે ને કહે છે માત્ર સ્વસ્થ ને પ્રભાવશીલ માનવતાનો આદર્શ. એ આદર્શમાં હિમાલયની અચલતા છે, સાગરની સ્વસ્થતા છે અને ઘણી વખત પુષ્પની સુકુમારતા પણ જણાય છે. કેટલાક એના વચનોમાં મધ્યકાલીન આદર્શ જુએ છે, પણ મને તે દેખાતો નથી. એની કૃતિમાં પરભવની પરવા નથી; એમાં મૃત્યુનો ભય નથી; એમાં વૃત્તિઓને ડામવાની ઉત્કંઠા નથી; એમાં સંસારમાંથી ભાવનાત્મક અપૂર્વતા લઈ લેવાનો ઉદ્દેશ નથી. એણે બાંધેલી માનવતા તો આજ સંસારમાં, આજ દેહે, સત્યાગ્રહ ને સ્વાસ્થ્યની ભાવના સિદ્ધ કરવા મથે છે. મેં ઉપર જીવનમાં પ્રધાન એવી બે વૃત્તિઓનો ઉલ્લેખ કર્યો છે. એક આત્માને સિદ્ધ કરવાની; બીજી સ્ત્રીઓ તરફ આકર્ષાવાની. પહેલી વૃત્તિને પોતાના અંતરે રચેલેજ નિયમે સ્વસ્થ ને સશક્ત બનાવવામાં, વીકસાવવામાં ગાંધીજી જીવન માને છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં પ્રધાન સ્વર એ બેમાંથી માત્ર એકજ વૃત્તિએ કાઢવાના એના પ્રયાસે સાહિત્ય પર ચિરંજીવ અસર કરી છે.

પણ આ માનવતા માત્ર પરાક્રમ, સાહસ, કે ધૃષ્ટતામાં સમાઈ નથી. એનો વિસ્તાર નિઃસીમ છે. મણિલાલ ને ત્રિભુવન પ્રેમશંકર રસથી અશ્રુ સારે છે. કલાપી રુદનને અને નિરાશાને અપૂર્વ રસથી

પયગંબર. સ્ત્રી જીવનની નિર્માતા છે. એનું સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રગટે કે જીવનની દોર જરુર તેના હાથમાં જવાની. પ્રકૃતિના અવતાર સરખી એ પોતે–પુરુષકૃત નિયમોને ઉલ્લંઘી આકર્ષણની મહાશક્તિનો સ્વેચ્છાએ ઉપયોગ કરવાની. સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ છે કે નહીં એ જુદી વાત; પણ પુરુષના પગની પાનીને પૃથ્વી પર તો તે જરુર પકડી રાખવાની; અને પરિણામે જીવનની કીંમત નવે આંકે અંકાવાની; મધ્યકાલમાં પ્રસરેલો મૃત્યુનો મોહ ફરીથી પ્રગટવાનો નહીં; અને જીવન જીવવાની હોંશની હદ રહેવાની નહીં.

એક સાહિત્યક સ્ત્રી હકની હીમાયત કરતાં કહે છે કે જ્યારથી સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર થયો ત્યારથી અર્વાચીન કાલ દુનીઆમાં શરુ થયો. એ વાત વીશે ગમે તે અભિપ્રાય હોય પણ એટલું તો કહીજ શકાય કે જ્યારથી સાહિત્યનો નવો કાલ શરુ થયો ત્યારથી સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર ગુજરાતી સાહિત્યમાં થયો. નર્મદે આ બાબતમાં પણ પહેલ કરી. મણિલાલ લખે છેઃ

“આવું ચારિત્રનું જે પરાક્રમ શૌર્યથી પ્રકાશ પામે છે તે પુરુષોમાંજ જણાયું છે કે જણાઈ શકે એમ માનવાનું કારણ નથી. એટલુંજ આ વીશે સ્મરણમાં રાખવાની અપેક્ષા છે કે સર્વે પુરુષો સ્ત્રીઓનાજ પુત્ર છે; ને તેમનામાં જે જે પરાક્રમ છે તે તે સ્ત્રીઓની અસરનુંજ રુપાંતર છે. સ્ત્રીઓનાં ગીત કોઈ ગાતું નથી. તેમના નામે કીર્તિસ્થંભ રોપાતા નથી, છતાં તેમની શક્તિ અગાધ, અમિત, અપાર છે ને સર્વદા ગુપ્ત છતાં માણસના જીવિતમાં નિકટ જોડાએલી છે. પણ પ્રસિદ્ધ શૌર્યના દર્શનમાંએ સ્ત્રીઓની મૂર્તિઓ નથી એમ નહીં. અનેક સતીઓએ સંપત્તિ અને વિપત્તિમાં પ્રેમનું જ અસ્ખલિત સ્વાર્પણરુપ સેવન કરી પ્રાણાન્તે પણ તેને તજ્યો નથી. એ મહા શૌર્યનો પ્રભાવ આર્ય પ્રજા વિના બીજાને અજાણુંજ છે. અરે! એજ કોમલ, મૃદુ હૃદયવાળી રજપુતાણીઓએ પ્રસંગે કવચ આયુધ પણ ધારણ કરી શત્રુઓને ધ્રુજાવી નાખ્યા છે. પ્રેમબલ! અહો, શો શૌર્ય અને ઉદાર પ્રેમનો પ્રભાવ છે કે બે વિરુદ્ધ વસ્તુનો પણ એકમાંજ યોગ કરે છે. પણ જેણે કેવળ સ્વાર્પણનોજ મહામંત્ર જપતા માંડ્યો છે

આ પ્રમાણે ભાવનાસિંચનથી ગુજરાતી સાહિત્યમાં દેખાતી માનવતા 'સંસારી રસ'માં મચી રહીને 'કર્મમાં કુશળ' થઇને, આત્મસિદ્ધિનું તપ આચરતાં, ખરા યોગની-પ્રફુલ્લ ને પ્રભાવશીલ જીવનની ભાવનાબદ્ધ એકતાનતાની-ભૂમિકાએ પહોંચવાના સતત પ્રયાસો કરી રહી છે.

જેમ આત્મસિદ્ધિ મેળવવાની વૃત્તિનો વિકાસ સાહિત્યમાં દેખાય છે તેમ વિજાતિ તરફ આકર્ષાવાની વૃત્તિમાં પણ અદ્ભુત વિકાસ થએલો નજરે પડે છે.

આ આકર્ષણ શારીરિક દૃષ્ટિએ કદીએ ઓછું થયું છે એ તો ઋડુ મુનિથી રા. કિશોરલાલ મશરુવાળા સુધી ભાગ્યેજ કોઇ કહેવાની હીંમત કરશે. પણ મધ્યકાલમાં સ્ત્રીપુરુષના આકર્ષણમાંથી ભાવનાત્મક અપુર્વતા લઇ કલ્પનાના વૈકુંઠમાં કે વૃંદાવનમાં રાખી આવવામાં આવી હતી. આનાથી આ વૃત્તિનો સંતોષ ક્ષુદ્રતાના તિરસ્કરણીય પ્રદેશમાંજ પડી રહ્યો; ને એ વૃત્તિએ રચેલી ભાવનાએ કૃષ્ણ ગોપીની કાલ્પનિક લીલામાં રસ જોયા કર્યો. સ્ત્રી પ્રત્યક્ષ રાક્ષસી રહી; કાલ્પનિક ગોપી દેવને દુર્લભ મનાઇ.

પણ જીવનના રસીઆ અર્વાચીનોએ સ્ત્રીમાં ભાવનાત્મક અપૂર્વતા જોવા વૃંદાવન જવા ના પાડી. તેમણે ઘરમાંજ ગોકુળ જોવાનો પ્રયત્ન કર્યો. સ્ત્રીઓમાં અપૂર્વતા જોતાં તેમણે તેમને દેવીઓનું સ્થાન આપ્યું; અને ક્ષુદ્ર મનાતા આકર્ષણને ભાવનાના રંગથી રંગી, સરસતાના સર્વોત્કૃષ્ટ શિખર પર બેસાડ્યું.

મધ્યકાલીન ને અર્વાચીનમાં આ મોટા ફેર નોંધવા જેવો છે. સ્ત્રીનું આકર્ષણ એ જીવનની મહાશક્તિ. આ જગદ્વર્ધનની સગી શક્તિને સંસારમાં ક્ષુદ્ર સ્થૂલભાવે જુએ એ મધ્યકાલીન; તેને નિર્મલ ભાવનારુપે જુએ એ અર્વાચીન. એને ત્યાજ્ય ને તિરસ્કરણીય માને એ જીવનનો દ્વેષી, મૃત્યુનો પયગંબર; જે તેને પૂજ્ય ને આદરણીય માને તે મૃત્યુનો દ્વેષી ને જીવનનો

પયગંબર. સ્ત્રી જીવનની નિર્માતા છે. એનું સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રગટે કે જીવનની દોર જરુર તેના હાથમાં જવાની. પ્રકૃતિના અવતાર સરખી એ પોતે–પુરુષકૃત નિયમોને ઉલ્લંઘી આકર્ષણની મહાશક્તિનો સ્વેચ્છાએ ઉપયોગ કરવાની. સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ છે કે નહીં એ જુદી વાત; પણ પુરુષના પગની પાનીને પૃથ્વી પર તો તે જરુર પકડી રાખવાની; અને પરિણામે જીવનની કીંમત નવે આંકે અંકાવાની; મધ્યકાલમાં પ્રસરેલો મૃત્યુનો મોહ ફરીથી પ્રગટવાનો નહીં; અને જીવન જીવવાની હોંશની હદ રહેવાની નહીં.

એક સાહિત્યક સ્ત્રી હકની હીમાયત કરતાં કહે છે કે જ્યારથી સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર થયો ત્યારથી અર્વાચીન કાલ દુનીઆમાં શરુ થયો. એ વાત વીશે ગમે તે અભિપ્રાય હોય પણ એટલું તો કહીજ શકાય કે જ્યારથી સાહિત્યનો નવો કાલ શરુ થયો ત્યારથી સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર ગુજરાતી સાહિત્યમાં થયો. નર્મદે આ બાબતમાં પણ પહેલ કરી. મણિલાલ લખે છેઃ

"આવું ચારિત્રનું જે પરાક્રમ શૌર્યથી પ્રકાશ પામે છે તે પુરુષોમાંજ જણાયું છે કે જણાઈ શકે એમ માનવાનું કારણ નથી. એટલુંજ આ વીશે સ્મરણમાં રાખવાની અપેક્ષા છે કે સર્વે પુરુષો સ્ત્રીઓનાજ પુત્ર છે; ને તેમનામાં જે જે પરાક્રમ છે તે તે સ્ત્રીઓની અસરનુંજ રુપાંતર છે. સ્ત્રીઓનાં ગીત કોઈ ગાતું નથી. તેમના નામે કીર્તિસ્થંભ રોપાતા નથી, છતાં તેમની શક્તિ અગાધ, અમિત, અપાર છે ને સર્વદા ગુપ્ત છતાં માણસના જીવિતમાં નિકટ જોડાએલી છે. પણ પ્રસિદ્ધ શૌર્યના દર્શનમાંએ સ્ત્રીઓની મૂર્તિઓ નથી એમ નહીં. અનેક સતીઓએ સંપત્તિ અને વિપત્તિમાં પ્રેમનું જ અસ્ખલિત સ્વાર્પણરુપ સેવન કરી પ્રાણાન્તે પણ તેને તજ્યો નથી. એ મહા શૌર્યનો પ્રભાવ આર્ય પ્રજા વિના બીજાને અજાણજ છે. અરે! એજ કોમલ, મૃદુ હૃદયવાળી રજપુતાણીઓએ પ્રસંગે કવચ આયુધ પણ ધારણ કરી શત્રુઓને ભુજાવી નાખ્યા છે. પ્રેમબલ! અહો, શો શૌર્ય અને ઉદાર પ્રેમનો પ્રભાવ છે કે બે વિરુદ્ધ વસ્તુનો પણ એકમાંજ યોગ કરે છે. પણ જેણે કેવળ સ્વાર્પણનોજ મહામંત્ર જપવા માંડ્યો છે

તેનામાં કૈં અસંભવિત નથી ને સ્ત્રીઓ તો તેમાં પ્રથમ અધિકાર ધરાવે છે. परार्थे स्वसमर्पणम् એજ ખરા શૌર્ય અને ખરા ચારિત્રનું લક્ષણ છે."

ગોવર્ધનરામે અર્વાચીનતાનું આ અંગ ઘણું જ વીકસાવ્યું. જુદી જુદી વૃત્તિ ને આદર્શવાળી સ્ત્રીઓ તેની કૃતિમાં પુરુષ પાત્રોનાં તેજને ઝાંખુ કરતી ફરે છે. સૌભાગ્યદેવી, ગુણસુંદરી, કુમુદ, અલકકિશોરી ને કુસુમના વ્યક્તિત્વની છાપ કયા ગુજરાતીના જીવનમાં નથી પડી? પણ આના કરતાંએ જ્યારે પ્રમાદધનને પરણ્યા પછી પણ કુમુદ હૃદયનાથ તરફની લાગણીઓ સેવે, સાચવે ને દર્શાવે છે; જ્યારે બુદ્ધિધનના ઘરમાં પણ ઉચ્ચારે છેઃ–

"નહીં ઉડાએ પોતાથી પણ પ્રિયની વિમાનગતિ જોઈ,
રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ! નીકર રહીશું રોઈ."

જ્યારે વસંત ગુફામાંથી વિરાગી કુમુદ સંન્યાસી સરસ્વતીચંદ્રને કહે છેઃ

"કાયા પ્રાણનો યોગ ન માગે
પ્રાણ પ્રાણપણાથી ન રાચે
પ્રાણનાથને ચરણ પડ્યાં એ
પ્રાણનાથ તારે કે ડુબાડે.
પ્રાણનાથ ડુબાડો કે તારો
રસ નષ્ટ કરો કે વધારો
ક્ષમા આપો કે ક્રોધથી શાપો
હાથ ઝાલો કે લાતથી મારો
વિધાતાએ તો લેખ લખ્યો છેઃ
પ્રાણનાથશું પ્રાણ જડ્યા છે–"

ત્યારે સ્ત્રી હૃદયનો, પોતે વરેલા પ્રાણેશની ભક્તિ કર્યા કરવાના અણમુલા અધિકારનો સ્વીકાર લેખક કરે છે; અને ગોવર્ધનરામ અર્વાચીનતાના એક પયગંબરની પદવી લે છે.

ગોવર્ધનયુગ પછી પણ આ સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર વધ્યોજ ચાલ્યો આવે છે; અને જેમ જીવન જીવવાનું જોમ વધે છે, તેમ આ

સ્વીકાર વધતો જાય છે. મનુષ્ય સ્વભાવના નિયમોથી પર જવાની જેની કલાને મહત્ત્વાકાંક્ષા છે એવા રા. નાનાલાલ 'જયા અને જયંત'માં જીવન જીવવાના એક લહાવા તરીકે મૃત્યુની માગણી કરે છે; સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વના સ્વીકારને અંગે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાનું વચન પુરુષ પાસે લેવાનો હક તેમને આપે છે. જીવનની નિર્માતા જીવનનો વિધ્વંસ માગે એ અશક્ય ને ભયંકર છતાં મોહક માગણી પલ વાર મુગ્ધ કરે એવા શબ્દોમાં કવિ જયા પાસે ઉચ્ચરાવે છે:

"વામાચાર્ય લોભાયો આ દેહકલામાં:
 એવાં નથી, જયંત!
મોહ આંજેલાં બ્રહ્મરાક્ષસી લોચનીઆં
 મારાં કે તારાં હવે.
હિમગંગામાંથી ઉગારી મને
તે માયાની ગંગામાં ડુબાડવા?
આજ સુધી અંગને અડક્યો નથી તું,
હવે એ અંગને અભડાવીશ?"

એટલુંજ નહીં પણ જીવનની ભાગ્યવિધાતા સ્ત્રી છે એ ભાવના વધતી જાય છે. મધ્યકાલનાં ને આ કાલનાં દૃષ્ટિબિંદુમાં શો મોટો ફેર પડ્યો છે તે આગળ આપેલા શામળભટના દ્રૌપદીના ચિત્ર સાથે બહેન લીલાવતીનું તેનું તેજસ્વી ચિત્ર સરખાવતાં સ્પષ્ટ થાય છે:

"આ અદ્‌ભુત સ્ત્રીનો જન્મ અને મૃત્યુ બંને એના વ્યક્તિત્વની માફક સૌથી જુદી રીતેજ થયાં. એનામાં શૌર્ય હતું ને શક્તિની વાંછના હતી. એનામાં બલ હતું ને બલવાનને આકર્ષવાની શક્તિ હતી. એનામાં ગર્વ હતો અને ગર્વને સંતોષવાની તાકાત હતી. એનામાં બુદ્ધિ હતી અને તેનો ઉપયોગ કરવાની આવડત હતી. એનામાં સૌંદર્ય હતું ને તેને શણગારવાની એનામાં કલા હતી.

એને સમય ઓળખતાં ને રાહ જોતાં આવડતું. એને ધીરજ રાખતાં ને બદલો વાળતાં આવડતું. એને સ્વાશ્રયી થતાં ને પ્રસંગ ઓળખતાં આવડતું. એને સેવા સ્વીકારતાં ને સભારી રાખતાં આવડતું.

બસ એ એનો મહામંત્ર હતો. તેજસ્વિતા એના સ્વભાવમાં હતી. શક્તિ એના હૃદયમાં હતી. મદ એની દૃષ્ટિમાં હતો.

મહાન પદને માટે એ સરજાઈ હતી. મહાજનોની એ મિત્ર હતી. એના સંબંધથી મહત્તા પમાતી. એના સંગથી મહત્તા કેળવાતી.

જુના આર્યાવર્તની સ્ત્રી સૃષ્ટિમાં જ્યોતિર્માલામાં સવિતા સરખી જ્વલંત અને તેજસ્વી એ સદાએ પ્રકાશશે."

આ ઉપરાંત વિજાતિ તરફના આકર્ષણનું સ્વરુપ સાહિત્યમાં દેખાતું હતું તેમાં જે પરિવર્તન થયું છે તેનો ખરો ખ્યાલ તો અર્વાચીન સાહિત્યમાં સ્ત્રીપુરુષના સંબંધમાં જે ભાવના આવી છે તે બતાવે છે. મધ્યકાલમાં એ માત્ર સ્થૂલ સંબંધ હતો. એનો ધાર્મિક દૃષ્ટિએ ઉપયોગ માત્ર પિતૃઓનું ઋણ ફેડવાનો હતો. એમાં સંસ્કારી પુરુષોને અવિશ્વાસ અને ક્ષુદ્રતા જણાયાજ કરતી. તે સંબંધ આજે ઈરાની કવિઓના ઇશ્કરુપે રહ્યો નથી; જયદેવાદિ સંસ્કૃત કવિઓના 'લીલા લલામ' રુપે રહ્યો નથી; પુરુષના વિલાસી સ્વભાવ ઉત્તેજવાના ને સંતોષવાના સમારંભ તરીકે રહ્યો નથી. સગવડ, વ્રત, વિષયવાસના કે વિલાસના પૂર્વાશ્રમો ત્યજી એણે ભાવનાના સતત સિંચનથી વિશુદ્ધ ને તેજસ્વી સ્વરુપ સ્વીકાર્યું છે. એમાં બંને પક્ષની સમાનતા છે; એમાં બંનેના ગૌરવ માટે માન છે; એમાં બંનેના સ્વતંત્ર વિકાસને માટે સ્થાન છે; એમાં બંનેના સંપૂર્ણ આત્મસમર્પણની જરુર છે.

પ્રજાની ઉત્પત્તિ કરતાં વ્યક્તિના વિકાસનું એ મુખ્ય સાધન બને છે. આ પ્રકારનો 'સ્નેહ છે સત્કર્મની પ્રેરણા'. એ વ્યક્તિઓને પ્રેરે છે, ઘડે છે; તેમની જીંદગી ભાવનામય બનાવે છે; તેમનામાં જીવન ને ઉલ્લાસ પ્રેરે છે; અને અવિભાજ્ય એકતાની શોધમાં તેમને અણુજાણ્યા સ્વર્ગોમાં વીહરાવે છે. વૈકુંઠવાસી પ્રેમભક્તિને સંસારમાં પ્રસારી, ઘેરેઘેરે વૈકુંઠ વસાવવાનો એણે અદ્ભુત પ્રયોગ આરંભ્યો છે.

સ્ત્રી હવે 'જંજાલ' કે 'ત્રિયા' નથી; તેમ સનમ કે સુંદરી કે રમણી કે રંભોરુ નથી. તે રસધર્મ વરનારી છે;[૧] દેવી છે; 'પ્રેમાગ્નિહોત્ર પથમાં સહધર્મચારિણી' છે;[૨] 'રસમય કરતી મધુમક્ષિકા' છે;[૩] 'પ્રાણેશ્વરી! પતિની જીવન સાથ ફેરી' છે;[૪] વળી 'જીવન સખી'[૨] જીવન ભાગી સખી[૫] 'પ્રિય સખી'[૬]ને અર્ધાત્મા છે.

કલાપીની ભાવના તો જીવનને પેલે પાર જાય છેઃ

"તું જતાં હું નહીં રહું, જીવિતનો લોભી નથી હું પ્રિયે!
તું સ્વર્ગે કર વાસ કે સમજ જે આ દાસ ઉભો તહીં."

તેજ પ્રમાણે સ્ત્રીઓનું નવું દૃષ્ટિબિંદુ રા. નાનાલાલે સરસ રીતે મુકયું છેઃ

"આહ જલે ધુપ જેવી, જપું મુખ આરત,
ગંધ અનંગ ભર્યો,
એ મુજ મંદિર દેવ દીપાવવા
આજ સ્વયંવર મેં આદર્યો.
સ્નેહનું કુંકુમ ભાલે લગાવી,
અંજન આંજી અમીરસનું,
સૌંદર્યના શણગાર સજી
જગ શોધું છું સ્વામી સખીવર! હું. ૭

જોઈ હસે મુજ આંખ, ઠરે મુજ આત્મન,
પ્રેમની ભરતી ચઢે,
દાખવ દેવિ! ઓ ભાખ સખિ!
મુજ વલ્લભ એ કોણ? કયાંથી જડે?
નેત્રે સુધા વરસે વીરલી,
ઉરમાં ઉછળે રસઓધ, અને
પુણ્યપરાર્થી ઉદાર બહાદુર—
એ વર બાઈ! બતાવ મને.—" ૮

(૧) ગોવર્ધનરામ. (૨) રા. નરસિંહરાવ. (૩) રા. રમણભાઈ. (૪) રા. નાનાલાલ. (૫) રા. ખબરદાર. (૬) કાંત.

જેમ જેમ સ્ત્રીઓ સાહિત્યમાં ઉંચું ને ઉંચું પદ પામતી ગઇ તેમ સ્ત્રીપુરુષનો પરસ્પર સંબંધ વિશુદ્ધ ભાવનારૂપે વ્યક્ત થતો ગયો. આ નવી, 'લોક લોક વિહારિણી પરમ રસ ભાવના' આજે જીવનમાં જોમ પ્રેરે છે; ક્ષુદ્રતામાં અપૂર્વતાનાં તેજ પુરે છે, અને ઉછરતી પ્રજામાં જીવન જીવવાનો ઉલ્લાસ પ્રગટાવે છે. એમાં ઇશ્કની મસ્તી, વિલાસની મોહકતા, ભક્તિની ધુન, તપની શક્તિ, કાવ્યનો રસ અને યોગના ઐક્યનું સંમિશ્રણ થતું જાય છે.

નર્મદ કહે છેઃ

"ચંદા નર્મદ તે એક જગે રે, પાસે પરસ્પર જોય;
રંગ રૂપે બે સરીખડાં રે, ખુબ અનુપમ રસમાં સોય રે.
ચંદા નર્મદ પછી બે નહીં રે, એક જ બિંબ દેખાય;
જે પીગળી ગંગા બન્યું રે, જેમાં બીજાં પ્રેમીજનો
નહાય રે."

રા. નરસિંહરાવ સારસ પાસે આ ભાવના ઉચ્ચારાવે છેઃ—

"જો આ લહરી સરિતાતણી
તેમાં આપણ બેની છાંય,
મળી એકઠી શી ગભરાય.
જીવ આપણા એમજ મળ્યા,
મરણ લગી નવ ટળશે ટળ્યા."

કલાપી એને જુદે સ્વરૂપે કહે છેઃ—

"અહો! સાચી પ્રીતિ મધુર સ્વરના મેળ સરખી,
ઝરેલી એ નિર્મલા હૃદયયુગલોથી નીકળતી;
અહીં જે કંપે તે સ્વર જરૂર ત્યાં કંપ કરતા,
વહે રોતું રોતાં, હસતું હસતાં એક સરખાં."

કાંતે 'વિહગયુગ્મ કિશોર રસજ્ઞ એ, રસમહીંજ પરસ્પર મગ્ન'ના પ્રણયનો ચીતાર જે આપ્યો છે એ આ ભાવનાનું સરસ દૃષ્ટાંત છે.

રા. નાનાલાલનાં પુસ્તકે પુસ્તકમાં આ ભાવનાનાં અનેકરંગી કથનો વેરાએલાં છે. ઈંદુકુમારના બીજા ભાગમાં કવિ આ સંબંધને સૂત્ર સ્વરુપે આપે છેઃ

'આત્મ જ્યોતિઓનો રસયોગ એ લગ્ન.'

આ ભાવના આપણા સાહિત્યમાં ઉગ્ર તપનું સ્વરૂપ પણ લેતી થઈ છે. આના દૃષ્ટાંત માટે વશિષ્ઠની પ્રતિજ્ઞા[1]માંથી અવતરણ આપવા મન લલચાય છેઃ–

"સહસ્રાક્ષ! તેં મારા અંતરમાં વસીને કહ્યું કે હું ને અરુંધતી એક છીએ. દેવ! હું એના વિના જીવતો નથી–એના વિના તપ સાધી શકતો નથી. એના વિના તારાં ગુણગાન કરી શકતો નથી. પિતા! તેં શીખવ્યું કે હું ને એ ભિન્ન નથી. તેં એક આત્માનાં બે અંગોને કાલસરિતામાં તરતાં મુક્યાં. તારા વ્રતના પાલનાર્થે તેં એ અંગોને સાથે આણ્યાં. હવે અમારા એક આત્માનું દર્શન કરાવ. ધીપતિ! એ દર્શન વિના હું દુઃખી છું.

પિતા વરુણ! હું, મારી શક્તિ, મારું તપ એ મારાં નથી; એ બધાં એ આત્માનાં છે. તે આત્મા બે શરીરમાં રહે છે. તે જ્યોતિ બેને જીવાડે છે. તે જ્વાલ બેનાં તપોબલ જ્વલંત રાખે છે. વ્રતસ્થાપક સમ્રાટ્! હવે આવજે તેજ આત્માને ઉદ્ધારવા. હવે પ્રેરજે તેજ આત્માના ઉત્સાહને. હવે સ્વીકારજે એજ આત્માની અંજલિ. વશિષ્ઠ અને અરુંધતી જુદાં નથી, એક છે.

આદિત્ય! પિતા! હું વશિષ્ઠ–તારો પુત્ર-પુલસ્ત્ય ને મેધાતિથિનો શિષ્ય–હું તપોનિધિ, મારા તપના બળથી સંકલ્પ કરું છું, કે તેં સરજેલા એ આત્માને હું એક ને અભેદ્ય રાખીશ."

જેમ આત્મસિદ્ધિ ભાવનાભર્યા તપથી કર્મયોગ બને છે તેમ આ ઐક્યસિદ્ધિ પણ નિડર ને નિશ્ચલ ભાવનાથી પ્રેરાઇ, પ્રેમયોગનું તપ બની રહે છે.

ગાંધીજી જેવા ઐક્યસિદ્ધિની પાંખ કાપી નાખી ઉલ્લાસને આત્મ-સિદ્ધિની એકજ પાંખે ઉડવા દેવાની ઇચ્છા અવારનવાર દર્શાવે છે. અડધી

[1] "અવિભક્ત આત્મા" વિષ્કંભક.

જીંદગી લહેરમાં ગાળી સાધુ બનેલા ટૉલ્સ્ટૉયના સિદ્ધાંતોના પૂજકને આ દૃષ્ટિબિંદુ સ્વાભાવિક લાગે; અને લોહી રેડાયા વિના રાષ્ટ્રીય બળવો કરવાની ઇચ્છા જેને હતી તેને આ કીમીઓ, સહેલ પણ લાગે. પણ 'એક પંખાળું તે અપંગ;' ઐક્યસિદ્ધિ વિના આત્મસિદ્ધિ જીવનમાં કે સાહિત્યમાં પામર પ્રાણીઓને માટે સરજાઇ જણાતી નથી. પ્રણયની પ્રેરણા અને માનવતાનો પ્રભાવ બે સાથે જ વીકસી શકે છે એ ગુજરાતી સાહિત્યની પ્રગતિ ઉપરથી સ્પષ્ટ દેખાય છે એ તો આપણે જોયું. ટૉલસ્ટૉયો કે ગાંધીજીઓ ગમે તેમ માને પણ પ્રેમ–ઐક્યસિદ્ધિ–એ માત્ર શારીરિક કે સામાજિક વૃત્તિ સંતોષવાનું કે પિતૃઋણ ફેડવાનું સાધન નથી રહ્યું; પણ મધ્યકાલીન ભક્તિની માફક વિકાસ સાધવાનું, પ્રભાવ પ્રાપ્ત કરવાનું, જીવનનો ઉલ્લાસ ભોગવવાનું અને ભાવનાત્મક અપૂર્વતા સૃષ્ટિમાં જોવાનું ને અનુભવવાનું એક પ્રબલ ગાંડીવ બન્યું છે. મહાન જર્મન તત્ત્વવેત્તા શોપનહૉર કહે છે:

"જે દિવસો ને ઘડીઓમાં વિલાસવૃત્તિ પ્રબળ થાય છે–માત્ર શુષ્ક ને મંદ ચેતનમાંથી પ્રગટતી એક મંદ ઇચ્છારૂપે નહીં; પણ પ્રજ્વાળતી અધીરાઇરૂપે, એક તોફાની ઉત્કંઠારૂપે–ત્યારે જ આત્માની પણ મોટામાં મોટી શક્તિઓ ઉપયોગમાં આવે છે, ત્યારે સૂક્ષ્મમાં સૂક્ષ્મ મનોદશા આત્માના જબરામાં જબરા મંથન માટે તૈયાર બને છે. જ્યારે આ વૃત્તિ સંતોષ પામતી હોય ત્યારે આ બધાં ગૂઢ હોય છે; પણ જો તેની દિશા બદલવામાં આવે તો વ્યથા દેતી નિરાશાજનક વાસનાના અંધકારને બદલે ઉંચામાં ઉંચી આધ્યાત્મિક શક્તિઓ આત્માને તેજપુંજ સરખો બનાવી મુકે છે."

આ કાલમાં મધ્યકાલનો પ્રધાન સ્વર કોઇક ઠેકાણે–કોઇ ભુલા પડેલા પરલોકવાસીના જેવો સંભળાય છે. તે ઘણું ખરું શુષ્ક ને નિષ્ફલ વૈરાગ્યનું રૂપ લે છે. આવાને માટે આ જીવનમાં આશા નથી; ને મધ્યકાલીન સાહિત્યકોની માફક પરભવે વૈકુંઠ પામવાનું પણ આશ્વાસન નથી. મારા મિત્ર રા. કિશોરલાલ મશરૂવાળા કહે છે:

"સાહિત્ય, સંગીત અને કલામાં કૈં મૌલિક વસ્તુ હોય, તો પણ તે ભોગની વસ્તુઓ છે. નિવૃત્તિ કાળે જ્યારે જગતમાં કોઇ દુઃખી પ્રાણીની સેવા કરવાને અવકાશ નહીં રહ્યો હોય ત્યારે આપણે કદાચ એનો ઉપભોગ કરીશું. હું તો આજે જોઉં છું કે યુવાવસ્થાની ભરતીમાં પોષેલી અનેક સુખોની અને ભોગોની આશાઓને નિષ્ઠુરપણે છેદી નાખવામાંજ આપણો પુરુષાર્થ રહેલો છે —એને પોષવામાં નહીં."

રા. કિશોરલાલ આ ક્રૂર ને ઘાતક સૂત્રોને અહિંસાભક્તની નિર્દોષ સરલતાથી ઉચ્ચારે છે તે જોઇ કમકમાં આવ્યા વગર મને તો રહેતાં નથી. મૃત્યુના પયગંબર કરતાંએ ભયાનક એવી શુષ્કતાના આ હીમાયતીના આ સિદ્ધાંત પ્રમાણે યાવચ્ચંદ્રદિવાકરૌ 'तृणं न खादन्नपि जीवमान'ની નિરુત્સાહી સ્થિતિમાંજ રહેવામાં અપૂર્વતા સમાઇ છે. આજે સાહિત્ય, સંગીત ને કલાનો ઉપભોગ ન કરીએ તો 'દુઃખી પ્રાણીની સેવા કરવાને અવકાશ નહીં હોય' એવો કેટલાએ પ્રલયકાલ પછી સમય આવે ત્યાં સુધી આશાભર્યાં વાટ જોઇ બેસી રહેવાની હીંમત પામરોમાં છે કે કેમ એ કહી શકાતું નથી. મારામાં તો નથીજ એ નિર્બલતા કબુલ કરતાં મને શરમ લાગતી નથી. આપણે સદ્‌ભાગ્યે સાહિત્ય, સંગીત ને કલા વધે છે; તેનો ઉપભોગ વધારે ને વધારે થતો જાય છે; તે જીવન જીવવાનો સંદેશ ઘેર ઘેર મોકલે છે; અને સંસારને પ્રફુલ્લ ને પ્રભાવશાળી બનાવે છે.

આ પ્રમાણે અર્વાચીન ગુજરાતી સાહિત્યનો પ્રધાન સૂર–જીવનનો ઉલ્લાસ–આત્મસિદ્ધિ ને ઐક્યસિદ્ધિની પાંખે ચઢી ભાવનાના વ્યોમમાં અપૂર્વતા શોધતો વીહરે છે; અને શક્તિનાં, સુખનાં, સરસતાનાં ને પ્રેમનાં બીજો દશે દિશામાં વેરતો જાય છે.

એ ઉલ્લાસની પ્રગતિરેખા દોરતાં મેં–એક ન છુટકાના અપવાદ સીવાય–મારા લેખોની નોંધ લીધી નથી. અર્વાચીન સાહિત્યસરિતામાં એ લેખોનું સ્થાન કયાં; જીવનના ઉલ્લાસની દષ્ટિએ એ લેખોની સફલતા કેટલી; ભાવનાની દૃષ્ટિએ એ લેખોની ભૂમિકા કઇ–એ આત્મનિરીક્ષણ સમું કઠણ કામ ઉપાડવાની ઇચ્છા, હીંમત કે પરવા મને નથી.

એટલું તો હું માનું છું કે હીંદમાં ને ગુજરાતમાં, સાહિત્યમાં ને સંસારમાં જે નવું ચેતન આવ્યું છે તેના સ્પર્શના સદ્‌ભાગ્ય વિના ભાગ્યેજ કોઈ બીરલો રહ્યો હશે. આ ચેતનનો આત્મા જીવનનો ઉલ્લાસ છે. આ ઉલ્લાસ નવી દિશાઓ દેખાડે છે; નવી શક્તિઓ સરજાવે છે; નવો પ્રભાવ પ્રેરે છે; નવો આનંદ ઉપજાવે છે. તેના પ્રાબલ્યથી જીવન જીવવાનો જુસ્સો પ્રગટે છે.

આ ઉલ્લાસ માત્ર આ દેહે અનુભવેલાં સ્વાતંત્ર્ય, શક્તિ, સ્વાસ્થ્ય ને સુખમાં આત્મસિદ્ધિ દેખે છે; આ દેહે પામેલા સહજીવન, સહચાર, પ્રણય ને તાદાત્મ્યમાં ઐક્યસિદ્ધિ જુએ છે. આ આત્મસિદ્ધિ અને ઐક્યસિદ્ધિ સાધતાં મનુષ્ય, વિજેતાને અશક્ય એવું ગૌરવ, રાજાઓથી દુઃસહ એવું તેજ, ભક્તાને દુઃસાધ્ય એવી મસ્તી ને યોગીઓને દુષ્પ્રાપ્ય એવો આનંદ પ્રાપ્ત કરે છે; અને વીચરે છે પૃથ્વી પર, દેવથી દુર્ધર્ષ-નવી સૃષ્ટિ સર્જતો-નવા વિનાશો રચતો-નવા આનંદમાં કલ્લોલતો-પૃથ્વીનો નાથ બનીને.

આ ઉલ્લાસને મર્યાદા માત્ર મોતની છે-મોતના પેલા પારની તેને પરવા નથી; કારણ કે આ પારજ સ્વર્ગ રચવામાં તેને શ્રદ્ધા છે અને જીવન જીવવામાં તેને પાપ જણાતું નથી.

એને નિયમન માત્ર ભાવનાનું જ છે. તે ઉલ્લાસને ક્ષુદ્ર થતો રોકે છે ને ઉલ્લાસની અરુચિ થવા દેતી નથી. ભાવનાજ ઉલ્લાસને સૂક્ષ્મ રાખે છે અને ન મરે કે ન ફરે એવો આત્મા તેમાં સર્જાવી, અપૂર્ણતામાં રહેલા અખુટ આનંદનો આસ્વાદ ચખાડે છે. વિશુદ્ધ ભાવનાથી પ્રેરાએલો ઉલ્લાસજ જુનાં બંધનોને તિરસ્કારી, દરેક કૃત્યને મહાન કરતો, દરેક પંક્તિને અમર કરતો, દરેક જીવને શિવનો પ્રભાવ આપતો 'કૃષ્ણચંદ્રની કૌમુદી સરખા' આ ગુજરાતને તેનાં જીવન અને સાહિત્ય-દ્વારા, બલ ને તેજ, પ્રભાવ ને પ્રેમથી પરિપૂર્ણ કરી, નવે અવતારે લઈ આવતો હું જોઉં છું.

---

# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ

## (૧)



મહેરબાન પ્રમુખ સાહેબ, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો ![૧]

તમે જાણ્યું તો હશે કે સાહિત્ય સંસદ તરફથી સાહિત્ય પરિષદને જે નિમંત્રણ મેં મોકલ્યું હતું તે સ્વીકારાયું હતું; અને તેને પરિણામે આવતા એપ્રીલમાં આઠમી પરિષદ મુંબાઇમાં ભરાવાનું નક્કી થઈ ચુક્યું છે. બીજી પરિષદ ૧૯૦૭ માં રા. કેશવલાલ ધ્રુવના પ્રમુખપણા નીચે મુંબાઇમાં મળી હતી. ઓગણીસ વર્ષે તે પાછી મુંબાઇમાં આવશે. ગુજરાતી મુંબાઈ તેને આદરથી આવકાર આપશે એવી મને ખાત્રી છે.

મુંબાઈ શહેર ગુજરાતમાં નથી એવી ટીકા અવારનવાર થાય છે. આ ટીકા મને ગેરવ્યાજબી લાગે છે. મુંબાઈ મુંબાઈ ઈલાકાનું છે–મહારાષ્ટ્રનું ને ગુજરાતનું–એ કબુલ. પણ છતાં અહીંઆંના ગુજરાતી જીવનમાં વિશિષ્ટતા છે; ગુજરાતીપણું છે. નર્મદાથી સોપારા સુધીનો પ્રદેશ પુરાણકાલમાં એક હતો એ વાત તો આઘી રહી; પણ જ્યાં નર્મદ ને ગોવર્ધનરામ જીવી ગયા; જ્યાં દાદાભાઈ, ફીરોજશાહ ને ટાટા વસી ગયા; જ્યાં રા. નરસિંહરાવ ને રા. કૃષ્ણલાલ ઝવેરી આજે વસે છે;

---

૧ મુંબઈમાં તા૦ ૨૨–૧૧–૨૫ ના રોજ મારવાડી વિદ્યાલયમાં સર લલ્લુભાઈ આશારામ શાહના પ્રમુખપણા નીચે મળેલી મુંબઇના ગુજરાતીઓની જાહેર સભામાં આપેલું ભાષણ.

જ્યાં સર લલ્લુભાઈ ન્યાયાસને શોભે છે ને સર ચીમનલાલ વિદ્યાપીઠે વીરાજે છે; જ્યાં ઝીણા ને વિઠ્ઠલભાઈ રાજકીય જીવન પ્રેરે છે; જ્યાં કાંગા ને ભુલાભાઈ દેશાઈ ધારાશાસ્ત્રીઓ છે; જ્યાં સર પરશોતમદાસાદિ ધંધો કરે છે; જ્યાં દલાલ, પટેલ અને જીવરાજ જેવા પ્રસિદ્ધ ગુજરાતી ડૉક્ટરો છે; જ્યાં ગુજરાતી પત્રો જાહેર જીવન ઘડે છે; જ્યાંના સંસ્કારો સમસ્ત ગુજરાતને પ્રેરે છે–તે પ્રદેશને ગુજરાતની બહાર ગણવો એ દષ્ટિમર્યાદાની સંકુચિતતાની પરાકાષ્ટા કહી શકાય. આપણે ગુજરાતી છીએ, ગુજરાતી રહેવાના ને ભાવિ ગુજરાત ઘડવાના પ્રયોગમાં ફાળો આપવાના.

ખરું જોતાં તો આખી ગુજરાતની પ્રજા ભિન્નભિન્ન સંસ્કાર લઈ કચ્છથી, કાઠીઆવાડથી, ધેડરથી ને દમણથી આવે છે; અને મુંબાઈના melting potમાં ભિન્નતાઓ ગાળી ગુજરાતીપણાને સ્પષ્ટ ને સુરેખ બનાવે છે. આવી જગ્યાએ પરિષદ આવે એમાં મુંબાઈને તેમજ પરિષદને–બંનેને લાભ છે.

પહેલાં અમદાવાદની ગુજરાત સભા, અને તેના પ્રાણરુપ રણછોડરામને ગુજરાતી સાહિત્યના સેવકોનું સંમેલન કરવાની ઊર્મિ થઈ આવી. એ ઊર્મિને વશ થઈ કેટલાક ઉત્સાહી ગુજરાતીઓએ પરિષદને જન્મ આપ્યો. પહેલી પરિષદમાં, ૧૯૦૫ માં અમદાવાદમાં ગોવર્ધનરામે તેને આશિષ આપી; ૧૯૦૭ માં મુંબાઈમાં, રા. કેશવલાલે એને ગુજરાતી સાહિત્યના સાતત્યનું ભાન કરાવ્યું; ૧૯૦૯ માં રાજકોટમાં, અંબાલાલ સાકરલાલે વ્યગ્ર દશાને પામેલી પરિષદને ટકાવી રાખી; ૧૯૧૨ માં વડોદરામાં, રણછોડભાઈએ એને પગભર કરી; ૧૯૧૫ માં સુરતમાં, રા. નરસિંહરાવે તેને તેજસ્વી સ્વરૂપ આપી, સંસ્થાઓમાં સામ્રાજ્ય અપાવવાનો પ્રયાસ કરવા માંડ્યો. ત્યાં પરિષદને સ્થાયી સ્વરુપ આપવા માટે એક સમિતિ નીમાઈ. રા. કૃષ્ણલાલ ઝવેરીને ત્યાં બેચાર પ્રસંગે ચ્હાપાણી લીધા સીવાય તે સમિતિએ ઝાઝું કામ કર્યું

નહીં. સંચાલકોમાંથી રણછોડભાઈ ઉદયરામ ૧૯૧૭ માં ગુજરી ગયા; બળવંતરાય ઠાકોરે ભંડોળ કમીટીની પ્રવૃત્તિમાં પરિષદની પરવા છોડી દીધી. રમણભાઈ ને હીરાલાલ પારેખ બે જણની શ્રદ્ધા ને ઉત્સાહ પર પરિષદની પ્રવૃત્તિ જીવવા લાગી.

પણ અત્યાર સુધી પરિષદ સંમેલન હતું, સંસ્થા કહી શકાય નહીં; માત્ર વિદ્વત્તાપૂર્ણ લેખોની જનેતા હતી, સાહિત્ય પ્રવૃત્તિની માતા થવા નહોતી માંડી. ને છતાં તેમાં આશાનાં બીજ હતાં.

૧૯૨૦ ની અમદાવાદની પરિષદનું મહત્ત્વ ગાંધીજી ને રવીંદ્રનાથ જેવા બે મહા તેજસ્વી પુરુષોના મેળાપથી પ્રગટેલા તેજમાં ઢંકાઈ ગયું હતું; પણ રા. હરગોવિંદદાસના નેતાપણા નીચે પરિષદે સ્વરુપ બદલ્યું. પરિષદ મંડળ પ્રગટ્યું—સંમેલનની સંસ્થા થઈ.

રા. મટુભાઈ કાંટાવાળાએ રા. રમણભાઈ ને રા. હીરાલાલ જોડે સાહચર્ય સાધ્યું.

આ નામો ગણાવી ઘણા ઉત્સાહી કાર્યકર્તાઓ જેમણે આ હીલચાલમાં ભાગ લીધો છે તેમને હું અન્યાય કરવા માગતો નથી. તેમ પેલી ચહા પી સદ્‌ગત થએલી સમિતિનો હું સભ્ય હતો એ સીવાય પરિષદ જોડે મારે સંબંધ નહોતો. છતાં દૂર ઉભા રહી જે મધ્યસ્થ વ્યક્તિઓ બળ તરીકે મને દેખાઇ હતી તેમનાં નામ આપું છું.

૧૯૨૪ માં ભાવનગરની પરિષદ કમલાશંકર ત્રિવેદીના પ્રમુખપણા નીચે ભરાઇ હતી ત્યારે પરિષદ મંડળ નક્કી થયું; અને મંડળ રજીસ્ટર કરવાની યોજના થઇ. અને રા. ભરતરામ જેવા ઉત્સાહી સાહિત્યપ્રેમીએ યોજના સફલ કરવાનું ઉઠાવી લીધું. હવે મંડળ રજીસ્ટર થઈ ગયું છે; અને તેણે કામ આરંભ્યું છે. પ્રથમ પ્રયત્ન તરીકે તેણે જોડણીનો વિષય હાથ પર લીધો છે; અને ઘણે અંશે તેને સહેલો કરી નાખ્યો છે.

હવે પરિષદ મુંબાઇ આવે છે—એક સંમેલન તરીકે નહીં પણ એક સંસ્થારુપે; એક શંભુમેળા તરીકે નહીં પણ સમસ્ત ગુજરાતની સાહિત્ય પ્રવૃત્તિપર વ્યોમની માફક વીસ્તરી રહેવાની અભિલાષાવાળા મંડળ તરીકે; કાં તો એની એ અભિલાષા પૂર્ણ થશે કે કાં તો એ અભિલાષા સેવતી પાછી જશે. એની અભિલાષા પૂર્ણ થશે કે કેમ તેનો ઘણો આધાર તમારા—મુંબાઇના સાહિત્યવિલાસી ગુજરાતીઓના ઉત્સાહ ને વ્યવસ્થાશક્તિ પર છે.

આ પરિષદનું પહેલું કામ એનું બંધારણ સુદૃઢ કરવાનું છે. મંડળે પરિષદને સંસ્થા બનાવી છે. એ મંડળને મજબુત કર્યે એ સશક્ત થશે. એ મંડળને સર્વગ્રાહી કર્યે એ પોતાનું સામ્રાજ્ય વીસ્તારી શકશે. એ મંડળને વ્યવસ્થિત કર્યે ચિરંજીવ ને સતત પ્રવૃત્તિ એ આદરી શકશે. સાહિત્ય સંસ્થાનું બંધારણ એ અઘરું કામ છે. એમાં નવા ઉત્સાહને સ્થાન જોઇએ, તેમ જુની સંગીનતાને પણ જોઇએ. એમાં લોકપ્રિય થવાના અંશો જોઇએ તેમ પ્રવૃત્તિની વિશિષ્ટતા સચવાય એટલું સામર્થ્ય જોઇએ. આ સૂર્યમંડલમાં જેમ એકલવાયાપણામાં રાચતા વિદ્વત્તા કે સાહિત્યના તેજસ્વી ધૂમકેતુ માટે સ્થાન જોઇએ તેમ વ્યવસ્થા સાચવી ડહાપણથીજ મર્યાદામાં આગળ વધનારા નાનામોટા ગ્રહો પણ જોઇએ.

બીજો પ્રશ્ન પરિષદના સ્થાનનો છે. હાલની સ્થિતિમાં, થોડાં વર્ષ સુધી, પરિષદનું મથક એક જગ્યાએ રહે તે ઇચ્છાવાજોગ મને લાગતું નથી. એક ઠેકાણે મથક થયું કે પ્રાંતિક સંસ્થા સ્થાનિક બની જવાની. એનું મથક તો અવારનવાર જેમ મુખ્ય કાર્યવાહકોને રુચે તેમ બદલાયા જ કરવું જોઇએ. જ્યાં તે વર્ષના મુખ્ય અધિકારીઓ હોય તેજ મથક રાખવાથી કાર્યદક્ષતા અને સુગમતા બંને સચવાય. અને છતાં આ પ્રયોગ એક દૃષ્ટિએ ઘણો નુકશાનકારક છે. A rolling stone

gathers no moss. દર વર્ષે જો મથક બદલાય તો ચોપાનીયું ક્યાંથી નીકળે? પ્રકાશન પ્રવૃત્તિ ક્યાંથી ચાલે? જુનાં પુસ્તકો ક્યાં ભેગાં કરાય? પ્રવૃત્તિનું સાતત્ય કેમ સચવાય? આજ મુશ્કેલીને લીધે અત્યાર સુધી પરિષદ સુદૃઢ સંસ્થા થવા પામી નથી.

એનો મને એકજ રસ્તો લાગે છે. જે જગ્યા વર્ષે વર્ષે અધિકારીઓ નક્કી કરે તે મંડળનું મથક ગણાય અને ત્યાંથી મંડળનો કારોબાર ચાલે. પણ જે પ્રવૃત્તિ કે જે કાર્ય મંડળે હાથ ધર્યાં હોય તેને માટે કાર્યકર ખાતું તો હંમેશને માટે એકજ જગ્યાએ રહે. આ વિકટ પ્રશ્ન આ વખતની પરિષદ આગળ આવશે. અને તેનો સદાને માટે નિર્ણય કરવાથીજ પરિષદને શક્તિ સાંપડશે.

ત્રીજો પ્રશ્ન હું જોડણીનો માનું છું. પરિષદ મંડળે એ બાબતમાં પગલાં પણ માંડ્યાં છે. પરિષદે એનો વિચાર કરવાનો છે—જોડણીનો નિર્ણય કરવાનો છે. અને એ ઉપરાંત માત્ર નિર્ણય કરી બેસી રહેવાનું નથી. જોડણીની વિશુદ્ધિ કરતાં તેની એકતા અત્યારે ઘણી જરુરની છે. જોડણીની એકતા એટલે સાહિત્યની એકતાનું ભાન; એટલે ગુજરાતી તરીકેની અસ્મિતા અનુભવવાનું અગત્યનું પગલું. પરિષદે કેળવાએલા સમૂહને સરલ પડે એવી જોડણી સર્વમાન્ય કરવાના પ્રયત્ન કરવા જોઇએ—માત્ર પ્રયત્ન નહીં પણ વ્યવસ્થિત ચળવળ આરંભવી જોઇએ. આ વિષય વિદ્વાનોનો નથી, માત્ર સાહિત્યવિલાસીઓનો નથી પણ ગુજરાતના ભક્તોનો છે.

ચોથો સવાલ સાહિત્યપ્રકાશનનો છે. અત્યારે બે સાહિત્યપ્રવાહો ગુજરાતમાં એકઠા મળ્યા છે—એક પાશ્ચાત્ય ને બીજો પુરાણો. એ બેના મિશ્રણમાંથી નવું સાહિત્ય પ્રગટે છે. એ નવું સાહિત્ય ગુજરાતનો આત્મા વ્યક્ત કરે, તેના આદર્શો મૂર્તિમાન કરે, તેના અંતરની ઊર્મિઓ બહાર લાવે ત્યારેજ એ ખરું લાક્ષણિક સાહિત્ય બને. અને જ્યાં સુધી જુના સાહિત્યનો પાનો હાલના જીવનને ચઢાવ્યો નથી ત્યાં સુધી

એ બનવું ઘણું અઘરું છે. વળી નવા સાહિત્યનું પ્રકાશન જોઇએ તેવું જલદીથી થતું નથી; અને જ્યાં સુધી તે ન થાય ત્યાં સુધી સાહિત્યમાં Renaissance (પુનર્જીવન) આવવાનું નથી. આ પાનો ચઢાવવો –આ Renaissanceનો માર્ગ સરલ કરવો એ કામ પરિષદનું છે. એટલું જ નહીં પણ જુદી જુદી વ્યક્તિઓ ને સંસ્થાઓ છુટાછવાયા પ્રકાશનના પ્રયત્નો આદરી રહ્યાં છે, તેને પરિષદ એકત્રિત ન કરી શકે?

સાહિત્યપ્રકાશનનું કામ અઘરું છે. એમાં વિદ્વાનોની સહાય જોઈશું, ને પૈસો જોઇશું. વિદ્વત્તા મળશે–સંપૂર્ણ નહીં તો પ્રભુએ આપણા સમય પ્રમાણે આપી હોય તેવી. પૈસા પણ મળશે–શ્રદ્ધાવાન કદી ભુખે મર્યો સાંભળ્યો છે? ઉત્સાહને કદી સાધનહીનતા નડી છે?

આ ઉપરાંત બીજા ઘણા વિષયો પણ પડ્યા છે; પણ તેને વ્યવહારુ ક્ષેત્રમાં આવતાં વાર લાગશે. એક માસિક કે અઠવાડીક; ઇનામોની યોજના; કોષ ને વિશ્વકોષ; ગુજરાતનો ઇતિહાસ; ગુજરાતી વિદ્યાપીઠ; ગુજરાતના સાહિત્ય ને સંસ્કારને ઘડે એવા ઘણા વિષયો પડ્યા છે કે જે પરિષદ મંડળ જો વ્યવસ્થિત થાય તો તે હાથ પર લઈ શકે. આ બધા પ્રશ્નો વીશે મેં થોડોઘણો વિચાર કર્યો છે, ને યોગ્ય સ્થળ ને સમયે તેને રજુ કરીશ.

આ બધી વાત તો ખરી. અત્યારે સંસ્થાઓ કાઢવાનો ને સંમેલનો મેળવવાનો વા વાયો છે. એ બધી જીવવાની નથી; બધી જીવવા લાયક પણ હોતી નથી. પણ જે સંસ્થામાં ગુજરાતનું નવજીવન પ્રતિબિંબિત થએલું હોય–જેમાં તેની અમર આશાની જ્યોત જળહળતી હોય–જે નવા ગુજરાતની ઘટનામાં પોતાનો ફાળો આપી શકે તેનેજ જીવવાનો અધિકાર છે. જો સાહિત્ય પરિષદ અને પરિષદ મંડલ પોતાના નામ ને આશય પ્રમાણે બધા સાહિત્ય તરંગોનું કેંદ્ર બને, અને બધી સાહિત્ય પ્રવૃત્તિનું મૂલ બને તોજ તેને જીવવાનો, કે માન મેળવવાનો

હક્ક છે. પ્રચલિત સાહિત્યના આદર્શો ઝીલવા; વિદ્વાનો ને સાહિત્યકોની પ્રવૃત્તિઓને વ્યવસ્થિત કરવી; સાહિત્યવિષયક સંસ્થાઓને એકાકાર કરવી; જુના ને નવા સાહિત્યનું સંમિશ્રણ કરવું; સાહિત્ય, કલા ને જીવનની પુનર્ઘટના કરવી—આ કાર્યક્રમ પરિષદ ને પરિષદ મંડલ જો સ્વીકારે તો જ તેમને જીવાડવાં કામનાં છે. ગુજરાતને સાહિત્ય, કલા ને સંસ્કારનું મંદિર જોઇએ છે; ગુજરાતી અસ્મિતા વ્યક્ત કરવાનું સજીવ સાધન જોઇએ છે. અને પરિષદે આ મંદિર ને સાધન થવું જોઇએ.

મુંબઇમાં પરિષદ પોતાનું ખરું સ્વરુપ ને સ્થાન લેશે એવી આશા મેં તો રાખી છે. આખું ગુજરાત તેને સશક્ત ને સમૃદ્ધ કરવાની ઇચ્છા ધરાવે છે. એક આદર્શ સંસ્થા ઘડવાના અભિલાપથી સમસ્ત ગુજરાત તમારે બારણે આવે ત્યારે તેના કાર્યને સુગમતા કરી આપવી એ દરેક ગુજરાતીની ફરજ છે. મુંબાઇ ઘણી વખત મોટી સંસ્થાની પુનર્ઘટનાની પ્રયોગશાલા બન્યું છે. પરિષદને સુદૃઢ કરી મોકલાવવી એ હવે મુંબાઇની ફરજ છે. અને મુંબાઇમાં મને શ્રદ્ધા છે. એ પોતાની ફરજ અદા કરવા ચુક્યું નથી—ને આ વખતે ચુકશે નહીં.

(૨)

મહેરબાન પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ![૧]

આવતે વર્ષે મુંબાઇમાં ભરાનારી સાહિત્ય પરિષદમાં સુરતને નિમંત્રણ આપવાની હું આ તક લઉ છું. એટલું જ નહીં પણ મુંબાઇ આવી સાહિત્ય પરિષદને સબળ કરવામાં તમારો ફાળો આપવાની પ્રાર્થના પણ સાથે સાથે કરું છું. સુરત અને ભરુચના એટલે પ્રાચીન લાટના લોકો સંસ્કારી છે, મોજીલા છે, રસિક છે. એમની વાતચીતોમાં

૧ તા૦ ૬-૧૨-૨૫ ના રોજ સુરતમાં સરદાર જનાર્દન પાઠકજીના પ્રમુખપણા નીચે મળેલી જાહેર સભામાં મુંબાઈ ખાતે મળનારી સાહિત્ય પરિષદમાં ભાગ લેવાને સુરતનાં શહેરીઓને આમંત્રણ આપતાં કરેલું ભાષણ.

વિનોદ, રસિકતા ને સચોટતા દેખાય છે. પણ એ બધી સ્વાભાવિક બક્ષીસોને સાહિત્યરૂપે વ્યક્ત કરવાને બદલે ગમ્મતોમાં, ગપાટાઓમાં ને મોજભર્યાં સંમેલનોમાં તેઓ વાપરી નાખે છે. અને પરિણામે વડોદરાની ઉત્તરે પ્રસરી રહેલું ગાંભીર્ય, જવાબદારીનો અણાલિકાગ્રસ્ત ને ભયંકર ખ્યાલ, પંડિતાઇના ઉંચા આદર્શો, એ બધાંએ ગુજરાતી સાહિત્ય પર છાપ મારી છે.

આને પરિણામે સાહિત્ય પરિષદ પર ગુંગળાવે એવા ગાંભીર્યના, પટાબાજી ખેલતી પંડિતાઇના ઓળા પથરાઈ પગપેસારો કરે છે. એક વખત પરિષદ સંબંધી એક વિદ્વાન મિત્રે જણાવ્યું હતું કે જ્યાં સુધી માણસે પંદર કે વીસ વર્ષ લિપિ, છંદ, જોડણી વગેરે વિદ્વત્તાના અગાધ ઉંડાણમાં જીવન વીતાવ્યું ન હોય ત્યાં સુધી તેને સાહિત્ય પરિષદમાં ભાગ લેવાનો હક નથી. આ સાંભળી વર્ષો પહેલાં હું ગભરાઈ ગયો હતો અને જો પરિષદની આજ ભાવના હોય તો હજી પણ એનાથી મને ગભરાટ છુટ્યા વગર રહે નહીં. જેવી અગત્ય વિદ્વત્તાપૂર્ણ સાહિત્યની છે, તેવી-જ સર્જનાત્મક સાહિત્યની છે—બલ્કે વધારે છે. છતાં આપણે ત્યાં પરિષદનો જે આદર્શ અણાય છે તે એવો છે કે જો તે વીલાયતમાં માન્ય થાય તો બર્નાડ શોને તેમાં સ્થાન મળે નહીં, જો ફ્રાન્સમાં માન્ય થાય તો રોમે રોલાંને સ્થાન મળે નહીં. ખરી સાહિત્ય પરિષદ સાહિત્યની દરેક ભાવનાના પ્રતિનિધિનું સંમેલન થવું જોઇએ. એટલુંજ નહીં, પણ તેમાં એ પ્રતિનિધિઓના સહકારથી પ્રગટેલી પ્રવૃત્તિને વિજયી બનાવવાની હોંસ જોઇએ. હું એમ માનું છું કે ધીમેધીમે સાહિત્ય પરિષદ આ પ્રકારનું સ્વરૂપ લેતી જાય છે.

આપણા વિદ્વાનો સાથે થોડાક વ્યવહારુ દૃષ્ટિના માણસો પરિષદમાં ભળવા જોઇએ. આ નહીં થવાથી ઘણી વખત સાહિત્ય પરિષદ કલમબાજીનો અખાડો થઇ પડે છે; અને જ્યાંસુધી પુરેપુરી વિદ્વત્તા કે

પુરેપુરી શુદ્ધિ કે પુરેપુરી સંપૂર્ણતા મળે નહીં ત્યાં સુધી કાર્ય કરવાને બદલે વિવાદો કર્યા કરવાનો આગ્રહ ચાલ્યાજ કરે છે. જોડણીના દરેક સંશોધક બીજા સંશોધક જોડે કોઠા રચી વિગ્રહ આરંભે છે અને જ્યાં સુધી પોતે દિગ્વિજયી ન થાય ત્યાંસુધી નમતું ન આપવાની પ્રતિજ્ઞા લઈ બેસે છે. હું વિદ્વાન નથી. સત્ય જડે નહીં, ઈશ્વર સાંપડે નહીં, કે શુદ્ધમાં શુદ્ધ જોડણી નક્કી થાય નહીં ત્યાંસુધી અન્નજલનો ત્યાગ કરવાની મહત્ત્વાકાંક્ષી મનોદશા મારે કમનસીબે હું અનુભવતો નથી. હું તો અપૂર્ણ છું, અને દુનીઆ અપૂર્ણ છે અને રહેવાની એ સિદ્ધાંતમાં માનું છું; એટલે સાહિત્ય પરિષદ શુદ્ધ જ જોડણી નક્કી કરે તે કરતાં જોડણી વધારે સંખ્યાને સ્વીકાર્ય કરાવી શકે તો મને પરિષદનું જીવન સફળ થએલું દેખાય છે. હ્રસ્વ ઇ લાંબી ટુંકી હશે તો ચાલશે, પણ ચાલીસ લાખ ગુજરાતી એંશી લાખ રીતે ભાષા લખે તો રાષ્ટ્રને સાહિત્યનો વિકાસ અટક્યા વગર રહેશે નહીં. આ દૃષ્ટિબિંદુવાળા પચીસ માણસો નીકળે અને ગમે તે જોડણી સ્વીકારી પચીસ હજાર રુપીઆ ખરચી આખું ગુજરાત એકજ જોડણી લખે તે ધ્યેય ઉપર એકાગ્ર ચિત્તે મંડ્યા રહે તો સાહિત્ય પરિષદનું જીવન હું તો સફળ થએલું માનું.

આપણે આર્ય પ્રજાને જાત્રાના મેળા કરવાનો અજબ ને પુરાણ-પુનિત શોખ છે. એટલે દરેક પ્રવૃત્તિ શુકલતીર્થની જાત્રાની માફક ત્રણ દહાડા ઘેલા બનાવે છે; અને બાકીનું વર્ષ એ ઘેલછામાં ભોગવેલા આનંદના વિચારમાં વહી જાય છે. વખત છે ને એ પણ કારણ હોય કે આર્ય પ્રજા તરીકે આપણે એટલા અપૂર્વ છીએ કે ત્રણ દહાડા ઉદ્ધારની વાત કરી હોય તો બાકીના ત્રણસો બાસઠ દહાડા તે કર્યા વગર પણ ચાલે ! ક્યાં સુધી કોંગ્રેસની પણ એ દશા; આજે દરેક સંમેલનની એ દશા. આપણી પરિષદનો ઉત્સાહ પણ ત્રણ વર્ષે ત્રણ દહાડા, એટલે વર્ષ દિવસે એક દહાડામાં પુરો થઈ જાય છે. કોઇ પણ મોટું કામ, કોઇ

પણ ચિરંજીવ પ્રવૃત્તિ, નિરંતર સત્કારથી સેવેલા પ્રયાસ વિના ટકી શકતાં નથી. સાહિત્ય પરિષદે જાત્રાનો આદર્શ છોડી સેનાનો આદર્શ સ્વીકારવો જોઇએ.

આપણે ત્યાં એક ખુબી બધે જોવામાં આવે છે. દરેક મોટો માણસ પોતાને મોટામાં મોટો માને એ તો ઘણું જ સાધારણ દૃષ્ટિબિંદુ છે. પણ આપણા દેશમાં મોટા માણસો એટલેથી અટકતા નથી. તે પોતાને મોટા માને છે એટલું જ નહીં, પણ બીજા કોઈ મોટા હોઇ શકે નહીં, એવી એમને સંપૂર્ણ ખાત્રી હોય છે—અને પરિણામે બે મોટા માણસ સાથે કામ કરી શકતા નથી. વીલાયતમાં બાલ્ડવીન, ચેમ્બરલેન, ચર્ચીલ ને બર્કનહેડ જેવા મહાપ્રતાપી પુરુષો પોતાનું વ્યક્તિત્વ રખે જતું રહે એવા ભય વગર સાથે રહી કામ કરી શકે છે. આપણે ત્યાં કોની મગદુર છે કે મહાત્માજી, પંડિત નેહરુ, છીના ને શાસ્ત્રીને કોઇ ભેગું રાખી શકે? ને આપણી સાહિત્ય પરિષદનું તો પુછવું જ શું? કહેવાય છે કે એક જમાના પહેલાં રાજકોટમાં રા. નાનાલાલ કવિ અને રા. બલ્લુભાઈ ઠાકોર લઢી મુઆ; અને પરિણામે કવિરાજ કહે છે કે જ્યાં ઠાકોર ત્યાં હું નહીં. એ મારા મુરબ્બીઓને મારે તો એટલું જ કહેવાનું છે કે એકમેક પર જેટલો ગુસ્સો આવે તે કલમ ને શાહી વતે કાઢયા કરો, પણ અમારા જેવા તમારા નમ્ર પ્રશંસકોને તમારા સંયુક્ત બળની ઓથ શા સારુ આપતા નથી? એમાં ખરી વાત માત્ર એટલી છે કે પરાધીન પ્રજાને સ્વાભાવિક એવી એક વૃત્તિ આપણામાં પેસી ગઇ છે. તે વૃત્તિ આપણી વ્યવસ્થાશક્તિ ખીલવા દેતી જ નથી. રખેને એક બીજાની સાથે કામ કરતાં પહેલો એકકો કોઇ બીજાનો થઇ જાય એવો ધાક લાગે છે. આ વૃત્તિનો વિનાશ પરિષદે સાધવો જોઇએ. સાહિત્ય પરિષદે બને તેટલા પ્રયત્ને ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં સ્વચ્છંદે વિહરતા પુરુષાર્થીઓને નાથવાનો પ્રયત્ન કરવો જોઇએ.

અત્યારે જીવનમાં ને સાહિત્યમાં નવા અને જુના આદર્શોની સરિતા ભેગી વહી રહી છે. આ સંગમકાલમાં ઉદ્‌ભવતાં બધાં બળોને ભેગાં કરી પરિષદે તેને મૂર્તિમાન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. જુના સાહિત્યનું નવી દૃષ્ટિએ સંશોધન અને પ્રકાશન જેટલું જરૂરનું છે તેટલાંજ નવા સાહિત્યનાં પ્રકાશન ને વિસ્તાર જરુરનાં છે. હંમેશાં જ્યારે બે આદર્શોનું સંમિશ્રણ થાય છે, ત્યારેજ નવું ચેતન પ્રગટે છે, ત્યારેજ નવું સાહિત્ય, નવું જીવન ને નવા સંસ્કાર પેદા થાય છે. અત્યારે ગુજ-રાતમાં એવું સંમિશ્રણ થઇ રહ્યું છે. પાશ્ચાત્ય ને પૌરસ્ત્ય આદર્શો એક બીજાને પટ દઈ રહ્યા છે. અને એ પ્રયોગમાંથી વિવિધ રંગો ઝળકી ઉઠ્યા છે.

આવે પ્રસંગે સાહિત્ય પરિષદે માત્ર પ્રાંતિક દૃષ્ટિએ નહીં, પણ આંતરરાષ્ટ્રીય કસોટીથી સાહિત્યના આદર્શો પારખવા જોઇએ. ગુજ-રાતના ગટે કે બાયરન થઇને સંતોષ લેવાની વૃત્તિને વીસારે પાડવી જોઇએ. પણ ગુજરાતી સાહિત્ય આંતરરાષ્ટ્રીય સાહિત્યમાં સ્થાન લે તે પહેલાં આપણા નાનકડા કુવાની મર્યાદા એજ સૃષ્ટિની મર્યાદા છે, એ ભ્રમ ભુલી જવો જોઇએ. આપણે ત્યાં મહત્તાનો આદર્શ એટલો નાનકડો છે, કે જરાક કોઇએ કંઇક અસાધારણ કામ કર્યું, કે સાહિત્ય પ્રગટાવ્યું કે તેની આસપાસના તેને ધૂપદીપથી આરાધવા મંડી જાય છે. આરાધ્ય બીચારો ઉત્તરોત્તર વિકાસ પામવાને બદલે ભક્તજનોની ભક્તિના નીશામાં ધીમેધીમે ચકચુર બની જાય છે. તેની પ્રગતિ અટકી પડે છે. તીક્ષ્ણતા બુઠ્ઠી થઇ જાય છે. અને ભક્તિમાં લીન થએલા પાર્શ્વકો વિવેચનશક્તિ ખોઈ નાખી જયજય કરતા બીચારા આરાધ્ય દેવતાને દુનીઆના સાહિત્યસ્વામીઓ જોડે બેસાડી દે છે. આ ભક્તિ-માર્ગ મને આપણી સંકુચિત વિવેચન દૃષ્ટિનું મુળ લાગે છે. આપણે ભુલવું ન જોઇએ કે આપણા જુના સાહિત્યમાં નથી જોઇએ તેટલું

વૈવિધ્ય કે નથી જોઇએ તેટલી સમૃદ્ધિ; અને આપણા નવા સાહિત્યમાં નથી મહાન અર્વાચીન સાહિત્યકોની કલા કે પ્રેરણા. આ ભાન જ્યાં સુધી આપણને સ્પષ્ટ રીતે થાય નહીં, ત્યાં સુધી સાહિત્યસ્વામીઓના સતત પરિચયથી જ પ્રગટતી શક્તિ કે સર્જકતા આપણામાં આવે નહીં. સાહિત્ય પરિષદે આંતરરાષ્ટ્રીય વિશાલ દૃષ્ટિ સેવવી જોઇએ એટલું જ નહીં, પણ એ દૃષ્ટિ આખું ગુજરાત સ્વીકારે એવાં પગલાં લેવાં જોઇએ.

આવતી સાહિત્ય પરિષદ આવો કોઇક રસ્તો લે એવો પ્રયાસ મુંબાઇમાં મારા મિત્રો કરી રહ્યા છે, અને જ્યારે પરિષદનો સમારંભ થાય ત્યારે ત્યાં આવી સાહિત્ય પરિષદના વિકાસમાં તમારો ફાળો આપી પરિષદને ગુજરાતી સંસ્કાર ને ગૌરવની મૂર્તિ બનાવવાના અલ્પ પ્રયાસ-માં બનતી મદદ કરશો એવી હું વીનંતી કરું છું. સાહિત્ય એ એક જ ક્ષેત્ર એવું છે કે જ્યાં જીવનનાં બધાં બળો એકઠાં થઇ શકે; અને એક ભાગીરથ પ્રયાસ કરી એક ચિરંજીવ ને સજીવ સંસ્થા ગુજરાત માટે સરજાવવામાં નર્મદના સુરતના શહેરીઓ પુરતી મદદ કરશે એવી આશા રાખું છું.



# ઉગતું સાહિત્ય[1]

મહેરબાન પ્રમુખ સાહેબ, બહેનો અને સદ્ગૃહસ્થો !

સુરબ્બી કેશવલાલભાઈએ મારે માટે તમને ઘણું કૅ કહ્યું છે. એ જ્યારે બોલતા હતા, ત્યારે મને વહેમ પડ્યો કે આ શબ્દો મારે માટે હતા કે બીજા કોઈને માટે ? એટલે હું બોલું અને એમણે આપેલો ચીતાર ખોટો ઠરે, તો તે માટે વાંક મારો છે એમ ગણશો નહીં એવી આશા રાખું છું.

અત્યારે બોલવા ઉભા થતાં હુ તમારી ક્ષમા યાચું છું. થોડા વખત પર હું અમદાવાદ આવવાનો હતો એમ માની મારું ભાષણ જાહેર કરવામાં આવેલું. પણ મારે દુર્ભાગ્યે હું ઘણી વાર સ્થાવર મીલકત બની જાઉં છું. અને પ્રેમાભાઈ હોલ અહીંઆથી ખસી મુંબાઈ જાય તેટલીજ મુશ્કેલીથી હું મુંબાઈ છોડી બહાર નીકળી શકું છું. ગયે પ્રસંગે હું આવી સ્થાવર મીલકત થઈ ગયો હતો, અને તેનાથી જે કૈં અસંતોષ થયો હોય તેને માટે દરગુજર કરશો.

અમદાવાદમાં જાહેર પ્રસંગે હું આજે પહેલવહેલોજ આવ્યો છું; એટલે મને ધાક અને આનંદ બંને લાગે છે–ઘણા પ્રમાણમાં. અમદાવાદ એટલે સાહિત્ય યાત્રાળુનું મહાતીર્થ. અહીંઆ 'પંચદેવનાં દહેરાં' છે; અને મને પ્રેરણા લેવા આવતાં અનેક ભાવો પ્રગટે છે. પહેલાં

---

૧ પ્રેમાભાઈ હોલ, અમદાવાદમાં તા૦ ૧૭-૧-૨૬ ને રવિવારે રા. કેશવલાલ ધ્રુવના પ્રમુખપણા નીચે આપેલું ભાષણ.

દેવનું દહેરું તે મુરબ્બી પ્રમુખ સાહેબનું. જ્યારે હું નાનો હતો ને ગુજરાતી સાહિત્ય વીશે નામનુંજ જાણતો હતો, ત્યારથી એમની ભયંકર વિદ્વત્તાના પડઘા મને સંભળાતા. અને ત્યારથી જે ધાક મારા અંતરમાં પેસી ગયો છે, તે આજે એમણે આવા સુંદર ને ઉત્તેજક શબ્દો મારે માટે વાપર્યા તોપણ ઓછો થતો નથી.

બીજું દહેરું, તે રા. રમણભાઇનું. વીસ વર્ષ કે પચીસ વર્ષ પહેલાં–હું ચોક્કસ વર્ષો કહી શકતો નથી અને વર્ષો અચોક્કસ નીકળે તો રા. નરસિંહરાવભાઇની માફક કોઇ મને ઠપકો દે તે પહેલાંજ હું માફી માગી લઉં છું–મેં રમણભાઇનો પરિચય કર્યો;–ભદ્રંભદ્ર વાંચ્યું. ભદ્રંભદ્ર એટલે ગુજરાતી સાહિત્યની એક અનુપમ ને સુંદર મૂર્તિ. જેમ યુરોપીય સાહિત્યમાં ડોન ક્વીક્ઝોટ એકે ચક્રે રાજ્ય કરે છે, તેમ ભદ્રંભદ્રને પણ હજી સમોવડીઓ મળ્યો નથી; અને તેના સ્રષ્ટાનું દહેરું હું અમદાવાદનું એક પુણ્યધામ ગણું છું.

પછી ત્રીજું દહેરું–આખી દુનીઆભરને માટે પૂજનીય દહેરું–અને ગુજરાતી સાહિત્યના ભક્ત માટે પ્રેરણા મંદિર તે 'નવજીવન'ના તંત્રીનું દહેરું. ગુજરાતી ગદ્યનાં ગૌરવ ને પ્રભાવમાં અજબ ચમક આપનાર ગાંધીજીના અમદાવાદમાં આવતાં મને પૂજ્યભાવ અને આનંદ થાય એમાં શી નવાઇ ?

ચોથું દહેરું મુરબ્બી 'કવિકાકા'નું. એમને માટે બોલતાં તો લગભગ પગ ધ્રુજે એટલો ધાક લાગે છે. કયે શબ્દે એ ઉડાઇ પડશે એ વિચાર કરતાં આનંદની ઊર્મિઓ પણ અકળાઇ ઉઠે છે. પણ 'વસંતોત્સવ' અને જયા અને જયંત'ના કર્તાનું ધામ એ પુણ્યધામ તો ખરુંજ; અને રસસૌંદર્યના એ કલાવિધાયકના ગામમાં આવતાં આનંદ થયા વગર રહેતો નથી.

પાંચમું દહેરું રા. આનંદશંકરભાઇનું. 'વસંત'ના વિદ્વાન તંત્રી, ઉદાર અને સંસ્કારી ગદ્યના વિધાતા અને આર્ય સંસ્કારને વીકસાવતા

કાશીવાસી થએલા ગુજરાતી આચાર્યનું દહેરું પણ નાનુંસુનું નથી. આવી આવી પ્રેરણા જ્યાંથી મળે ત્યાં આવતાં ધાક પણ લાગે, આનંદ પણ થાય અને પૂજ્યભાવ કેળવવાનો લહાવો પણ મળે.

વળી મને ધાક લાગવાનું બીજું પણ એક કારણ છે. કેળવાએલા સાહિત્યરસિકોનો અમદાવાદે ઇજારો લીધો હોય એમ લાગે છે. "પ્રજાબંધુ" અને "ગુજરાતી પંચ" પણ સાહિત્યરસિક છે. અને હું કૈં પણ લખું તો અમદાવાદ શું કહેશે એ જાણવાની જિજ્ઞાસા થઇ આવે છે. આવો જ્યાં સદ્ભાવ હોય-હું આક્ષેપને પણ સદ્ભાવનું એક સ્વરૂપજ ગણું છું-ત્યાં આવતાં આનંદ થાય એ પણ સ્વાભાવિક છે.

ગૃહસ્થો! આજે "ઉગતા સાહિત્ય"પર મારે બોલવું એમ છપાઇ ચુક્યું છે. એ વિષય શોધવા માટે હું જવાબદાર નથી. એનો અર્થ શો તે કરવાનું હું જોખમ ખેડતો નથી. જ્યારે "સાહિત્ય ઉત્તેજક સમાજ"ના મંત્રીના પહેલા પત્રમાં મેં "ઉગતું સાહિત્ય" શબ્દો વાંચ્યા ત્યારે કોણ જાણે કેમ મારાથી 'ઉંઘતું સાહિત્ય' એમ વંચાઇ ગયું. મંત્રીની પસંદગી જાણે યોગ્ય હોય એવું પલવાર લાગ્યું. જે દેશમાં અનેક વર્ષો થયાં છતાં સાહિત્ય પરિષદ હજી અસ્થિર છે; જ્યાં હજી જોડણીના સવાલો અનિશ્ચિત સ્વરુપે છે; જ્યાં જુના સાહિત્યની સત્તાવારી પ્રતો તૈયાર કરવાનું માથે લેવાયું નથી, ત્યાં સાહિત્ય સકારણ "ઉંઘતું" કહેવાય તો નવાઈ નહીં. બીજી વાર પત્ર વાંચતાં મારો ભ્રમ દૂર થયો, અને મુશ્કેલી શરુ થઇ. જે વસ્તુ ઉગતી હોય તેનું વર્ણન થાય કેમ? વખત છેને વર્ણન પુરું થતાં પહેલાં એ જુદુંજ સ્વરૂપ લઈ બેસે.

"ઉગતું સાહિત્ય" ચારે તરફ ઉભરાય છે. જેને મારી માફક પત્રના તંત્રી થવાનું દુર્ભાગ્ય હશે તેને તો ખબર હશે કે waste paper basket (કચરાની ટોપલી) સાહિત્યથી કેમ ભરાઈ જાય છે.

છતાં આ આશાજનક ચિહ્ન છે. જેમજેમ આ ટોપલીઓ ભરાતી જશે તેમ તેમજ તેમાંથી રત્ન જડશે અને સાહિત્યની પ્રગતિ થશે. ઉગતા સાહિત્યકારોએ તો કાર્લાઇલનો મંત્ર સ્વીકાર્યો છે: "તારામાં જે શક્તિ હોય, તેનો જેટલો બને તેટલો અંશ–હજારમો અંશ પણ તું બહાર પાડ"; બીજા શબ્દોમાં કહું તો "તારા અંતરમાં તને જે સુંદર દેખાતું હોય તેને સુંદરમાં સુંદર રીતે બહાર પાડ. પ્રજા તેનો સત્કાર કરે કે નહીં, તેની દરકાર તારે ન જોઇએ. તારે તો અંતર વ્યક્ત કરવાનું છે. એ વ્યક્ત કરેલું સાહિત્ય ચિરંજીવ રાખવું કે કેમ એ ભાવિ પ્રજાનું કામ છે. સાહિત્યસ્વામીઓનું સાહચર્ય સાધી, બને તેટલી રસિકતા કેળવી, કોઇ પણ પ્રકારના ડર કે કોઈ પણ પ્રકારની પ્રણાલિકાની પરવા કર્યા વિના વિચારો બહાર પાડ." આ મંત્ર સ્વીકારાશે ત્યારેજ ગુજરાતમાં ખરું સાહિત્ય બહાર પડશે.

આજનું બંડ તેજ કાલનું ધોરણ. પ્રચલિત ધોરણની સામે બંડ કર્યા વિના સાહિત્યમાં વિવિધતા કે સમૃદ્ધિ આવશે નહીં. અને બંડ કરતાં ડરવું પણ શા માટે? વિજયી લુટારો તેનું નામ રાજા. શિવાજી મહારાજ સિંહાસન પર બેઠા વિના પ્રતાપગઢમાંજ મરત તો તે લુટારુજ ગણાત. કવિશ્રી નાનાલાલ મારા બંડ વીશે રસથી વાતો કરે છે. હું એમનેજ પુછું છું કે તમે વીસ વરસ પર શું કર્યું? પણ આ ઘણીજ સ્વાભાવિક મનોદશા છે. જે પ્રતિષ્ઠા પામે તેને બંડ કેમ પસંદ પડે? મનુષ્ય સ્વભાવનો વિકાસ જોતાં વીસ વર્ષ પછી જ્યારે ભવિષ્યના લેખકો નવું લખશે ત્યારે હું પણ તેને બંડ લેખવાની અધમ દશાએ જઈ પહોંચ્યો હોઇશ. ખરું જોતાં ઉગતા સાહિત્યના લેખકોએ સહાનુભૂતિ કે સંતોષકારક લોકપ્રિયતા મેળવવાની આશા વ્યર્થજ ગણવી જોઇએ. હજી આપણે ત્યાં કદર વહેલી થાય છે. વીલાયતમાં ત્રણ પેઢી વીત્યા પહેલાં સાહિત્યકની શિષ્ટતા સ્વીકારાતી નથી.

ઉગતા સાહિત્યમાં કયાં કયાં ધોરણો સામે બંડ દેખાય છે, તે વીશે હું થોડુંક કહીશ. અને મારા દૃષ્ટિબિંદુથી ઉગી ગએલા, ઉગી રહેલા અને ઉગતા સાહિત્યનો આછો ખ્યાલ આપવાનો પ્રયત્ન કરીશ. અને આ ખ્યાલ આપતાં ધોરણોનો વિરોધ પણ હું બતાવીશ. પણ છતાં જે જે ધોરણોએ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે તે બધા માટે મને પૂજ્યભાવ છે એ સ્પષ્ટ રીતે જણાવવાની રજા લઉં છું.

સાહિત્યનું એક ધોરણ સંસ્કૃત પંડિતોના આદર્શ પર રચાયું હતું. તેમાં વિદ્વત્તાનું પ્રદર્શન ઠેકઠેકાણે દેખાતું; અને એ પ્રદર્શનથી લાલિત્ય આણવાના પ્રયોગો થતા. એમાં વસ્તુ કરતાં સ્વરૂપ ને સરસતા કરતાં આડંબર પર ભાર મુકાતો. અત્યારે આડંબર–વિદ્વત્તાનો કે બીજા કોઇ પ્રકારનો–જમાનો સાંખી શકે એમ નથી. નવા સાહિત્યરસિકોને સ્વરૂપનું લાલિત્ય નહીં, પણ વસ્તુની સરસતા જોઇએ છે.

પછી આવ્યો ભક્તિસંપ્રદાય અને નરસિંહનો યુગ; ઇશ્વરની ભક્તિથી ઘેલા થએલાં હૃદયોનાં કવનોએ સાહિત્યમાં સર્વોપરી સ્થાન મેળવ્યું. કૃષ્ણ ને રાધાના શૃંગારમાં કલ્પના મુગ્ધ થઈ રહી. જેમાં ઈશ્વરની ભક્તિ ન હોય તે સાહિત્ય નથી એવો ભ્રમ પેદા થયો. આપણે સદ્ભાગ્યે–કે ભલે કેટલાકના મત પ્રમાણે દુર્ભાગ્ય કહો–ભક્તિ-સંપ્રદાય નષ્ટ થતો જાય છે. સારું ખોટું શું, તેનું નિરાકરણ હું કરવા માંગતો નથી. સત્ય હકીકત એ છે કે આપણા ભાવો ઈશ્વરને સમર્પણ કરવાની આપણને શ્રદ્ધા કે પરવા નથી. ઉગતા સાહિત્યમાં ઈશ્વરઘેલા થવાની ને ભક્તિસંપ્રદાયની પરાધીનતા સેવવાની શક્તિ નથીજ. આ અફસોસની વાત ભલે હોય; પણ એ અફસોસ ઉગતા સાહિત્યના સેવકોએ વેઠી લેવો પડશે.

પછી એક વખત સાહિત્યમાં શિક્ષકસંપ્રદાય આવ્યો. શિક્ષણ અને શિક્ષકોનું સ્થાન જીવનમાં ઘણું મોટું છે. હું તેમને કે તેમના આદર્શોને

અન્યાય કરવા માગતો નથી. પણ શિક્ષકોના આદર્શો જ્યારે સાહિત્યમાં આવ્યા ત્યારે ડાહ્યું, ડાહ્યું, અને બાપ દીકરી આગળ વાંચી શકે તેનું જ નામ સાહિત્ય, એવું ધોરણ રચાયું. આ ધોરણ સાહિત્યમાં રાખવાની જે હીમાયત કરે છે તે વીસરી જાય છે કે બે જુવાન મિત્રો ખાનગીમાં બેસી મહત્ત્વાકાંક્ષાની, રસની, કે પ્રણયની અનેક વાતો કરતા હોય તેમને પણ સાહિત્ય જોઈએ; અખંડ બ્રહ્મચર્યની ભાવનામાં નહીં માનનારાં પામર ધણીધણીઆણીને રસનો લહાવો લુટવો હોય તો તેમને પણ સાહિત્ય જોઈએ; અને સાસરેથી આવેલી બે સહીઅરો હીંચકા પર બેસી અંતર ઠાલવતી હોય તો તેમને પણ રસ પડે એવું સાહિત્ય જોઈએ. પરમેશ્વરે સૃષ્ટિની શરુઆતમાં બાપ ને દીકરી બેજ—આદ્ય પુરુષ ને સ્ત્રી—ઘડ્યાં હોત અને કોઈ પ્રકારે એજ સંબંધીઓથી સમાજ ને સૃષ્ટિ ચલાવવાની તરકીબ રચી હોત તો આ શિક્ષકસંપ્રદાયનું સાહિત્ય પુરતું થઈ પડત. પણ ઉગતા સાહિત્યને આ ધોરણ પરવડી શકે એમ નથી.

આ ધોરણ આપણા પુરાણ કાલના મુનિઓથી ઉતરી આવ્યું છે. આપણા દેશના મોટા માણસોમાં એક પ્રકારનો રોગ હોય છે. એમને પોતાના સમય માટે નિયમ ઘડવાને બદલે સનાતન કાલ માટે નિયમો ઘડી જવાની ખાસીઅત પડેલી છે. મનુ મહારાજ સ્મૃતિ કરે તે 'યાવચ્ચંદ્રદિવાકરૌ' પ્રવર્તાવવા માટે; અને શિક્ષકસંપ્રદાયના સાહિત્યકો ધોરણ બાંધે તે પણ દુનીઆ પુરી થાય ત્યાં સુધીને માટે. જ્યારે હીંદુસ્થાન રગસીઆ ગાડામાં ચીચરતું, ત્યારે સનાતન સિદ્ધાંતો રચવાનો શોખ કૈક અંશે સફળ થતો. પણ આજે એરોપ્લેનના જમાનામાં, જ્યારે તેર દિવસે વીલાયતની ખબર મળે, અને થોડા દિવસમાં ચાર પાંચ દિવસે મળશે; જ્યારે કલકત્તેથી સવારની ખબર મુંબાઈમાં સાંજના આવે છે; જ્યારે મહાવિગ્રહે યુરોપમાં આખો યુગ બદલી નાખ્યો છે;

ત્યારે કોઈ પણ સિદ્ધાંતને સનાતન કે ચિરંજીવી માનવો, એ અશક્ય થઇ પડે છે; અને એ ધોરણો આજે પ્રવર્તાવવાની હોંસ રાખવી એ હસવું આવે એવી મહત્ત્વાકાંક્ષા દેખાય છે.

આ સનાતનતા સાચવી રાખવાની ઇચ્છા સાહિત્યમાં તેમજ શિક્ષણ પદ્ધતિમાં નુકશાનકારક છે. ભલે શિક્ષક બીચારા છોકરાને ચાર કલાક નિયમિત ટાઇમ ટેબલ (કાર્યક્રમ) પ્રમાણે કામ કરાવે; પણ આપણે ત્યાં તો તે પોતાનો જુલમ અભ્યાસના સમયની બહાર પણ પ્રવર્તાવે છે. સ્કુલ છુટે ને બે છોકરા મુક્કાબાજી કરે તોપણ માસ્તર સાહેબને દુનીઆ ઉંધી વળી જતી લાગે છે. એમનો આદર્શ એવો હોય છે કે ચોવીસે કલાક છોકરા ઉગતી માનવતા કચરી એમના ટાઇમ ટેબલ પ્રમાણેજ ચાલ્યાં કરે. જ્યાં ખરું શિક્ષણ છે ત્યાં નિયમની સાથે માનવતા વીકસાવવાનું સ્વાતંત્ર્ય પણ હોય છે. આના દૃષ્ટાંતરુપ એક વાત યાદ આવે છે. થોડા વખત પર લોર્ડ બર્કનહેડ સાહેબ—આપણા સેક્રેટરી ઓફ સ્ટેટ—અભિમાન ને મીજાજની મૂર્તિ—લોર્ડ ચાન્સેલર હતા. લંડનની એક 'ઇન'માં—એટલે કાયદાની કોલેજમાં—એવી રીત હતી કે જે કોઈ પણ આવે તે પોતાની ગાડી કંપાઉંડની બહાર રાખી, પગે અંદર આવે. લોર્ડ ચાન્સેલર સાહેબ અભિમાનના તોરમાં પોતાની રોલ્સરોઇસમાં બેસી અંદર સુધી આવ્યા. સાહેબ ઉપર ગયા, ને પચીસપચાસ છોકરાઓ નીકળ્યા;—સાહેબના શોફરને બોચીએથી પકડી ઉઘાડા નળ નીચે ધર્યો;—આ શિક્ષાની કીંમત ગરમ દેશમાં ન થાય, પણ જ્યાં નળમાંથી બરફ જેવું ઠંડુ પાણી નીકળતું હોય ત્યાંજ થઇ શકે;—અને સાહેબની ગાડીમાં બેસી તેને ચક્કર ચક્કર એવી તો ફેરવી કે જ્યારે ચાન્સેલર સાહેબ નીચે ઉતર્યાં ત્યારે તેના ઉપર નહોતી કાચની કચ્ચર, કે તેના સંચામાં નહોતી એક પણ વસ્તુ સાબુત. આવા સ્વાતંત્ર્યના શોખીન છોકરાઓ નિયમસર શિક્ષણ લે છે, ખરી વ્યવસ્થાવૃત્તિ કેળવે છે, અને જરૂર

પડતાં મોટાં કાર્યમાં હીંમતથી ઝંપલાવે છે. જેમ શિક્ષણના ક્ષેત્રમાં તેમજ સાહિત્યમાં સખત નિયમો બાંધવાની ઇચ્છા રાખનાર ભુલી જાય છે કે સ્વાતંત્ર્ય એટલેજ સમૃદ્ધિ, સ્વાતંત્ર્ય એટલેજ વૈવિધ્ય, અને સ્વાતંત્ર્ય એટલેજ પ્રગતિ.

આ ઉપરાંત સાહિત્યનું એક ધોરણ, તે ત્રિવેણી સંગમ સાહિત્યનું. એ સાહિત્યના યુગમાં ગોવર્ધનરામ ચક્રવર્તી હતા; તેના કેટલાક પ્રતાપી પ્રતિનિધિઓ અત્યારે પ્લેટફોર્મ પર બીરાજે છે. એમનો ઉદ્દેશ સંસ્કૃતનો પ્રવાહ, ગુજરાતીનો પ્રવાહ અને અંગ્રેજીનો પ્રવાહ—એ ત્રણનો સંગમ રચવાનો હતો. એમનું દૃષ્ટિબિંદુ ડાહ્યું હતું, એમની રીત કાપકુપ કરનારની હતી. રખેને એક પ્રવાહનું જોર વધી જાય એ ડર તેમને હંમેશાં રહેતો. આ સાહિત્યના સેવકોમાં ઘણા વિદ્વાનો ને ઘણા સાહિત્યકો હતા. એમણે ત્રિવેણી સંગમ પુરેપુરો રચ્યો.

આપણે આ સાહિત્યના વારસો છીએ. આ ત્રિવેણી સંગમમાંથી વહેતી સરિતામાં આપણે સ્નાન કરીએ છીએ. પણ ત્રિવેણી સંગમના સાહિત્યનાં ધોરણો આપણાથી જુદાં હતાં. એમની કાપકુપની પદ્ધતિની આપણને પરવા નથી;—કારણકે સંગમ થઇ ગયો છે એટલે કયો પ્રવાહ કેટલું પાણી લાવશે તે વિચારવાની જરૂર નથી. એ ધોરણો જે ડહાપણ, જે ડાહ્યાપણું, ને જે ડર ઉપર રચાયાં હતાં તે નવા સાહિત્યને ઉપયોગી ગણાય નહીં. સંગમ પછી વહેતી સરિતાના આપણે અધિકારી છીએ. તેમાં નહાવાનો, નાચવાનો, ને જેને યોગ્ય લાગે તેને કાદવ ઉછાળવાનો હક્ક છે. અને એ સંગમને રચનારાઓને એ રચના થઇ તે પહેલાંના કે તે વખતના ડાહ્યાડમરા, કંઇક અંશે બીકથી ભરેલા આદર્શો ઉપરજ આપણે સાહિત્ય રચવું એમ કહેવાનો અધિકાર નથી.

આ બધાં ધોરણો રચાયાં તે વખતે એક બળ જે નહોતું તે આજે સાહિત્યમાં આવ્યું છેઃ તે આંતરરાષ્ટ્રીય જીવન અને સાહિત્યની

અસર. યુરોપીય મહાવિગ્રહ પહેલાં દુનિઆ એક વિશ્વ સમાન હતી; આજે તે એક દેશ સમાન થઇ રહી છે. અને જાપાન ને તુર્કસ્તાન જેવા એશીઆઇ પ્રદેશો આંતરરાષ્ટ્રીય વહેણમાં ઝપાટાબંધ તણાયા છે. તેજ પ્રમાણે આપણું જીવન પણ તણાય છે ને તણાયું જશે. અને આપણું સાહિત્ય પણ આ બળથી પ્રેરાઈ રહ્યું છે, અને પ્રેરાતું જશે.

ઉગતા સાહિત્યની નેમ જન, જનસ્વભાવ ને જનહ્રદયનું આલેખન છે. લોકશાસનના આ દિવસોમાં સામાન્ય જનના હૃદયમાં વસતા ભાવોનેજ એ કીંમતી ગણે છે. મનુષ્યનું વ્યક્તિત્વ, તેના સ્વભાવમાં રહેલી ઝીણવટો, ને તેના અંતરમાં ઉછળતી ઊર્મિઓનું કથન તેનેજ તે ઉંચામાં ઉંચું કવન લેખે છે.

આ આદર્શમાં અભિમાન હોય, આ આદર્શમાં પૂજ્યબુદ્ધિનો અભાવ હોય કે આ આદર્શમાં રસિકતા ઓછી હોય તો પણ આજ ઉગતા સાહિત્યના માનીતા આદર્શો છે, અને એ ધોરણને પરિણામે નીપજતા સાહિત્યે વિશિષ્ટ સ્વરુપો લેવા માંડ્યાં છે. આ આદર્શને પરિણામે કવિ આત્મલક્ષી બને છે. મહાકાવ્ય, ખંડકાવ્ય કે નાટક છોડી આ આદર્શ કવિને 'લીરીક'–ઊર્મિગીત યા સંગીતકાવ્ય–રચવા પ્રેરે છે. સાહિત્યકોને ઇશ્વિર પર પુષ્પરુપે ભાવ ચઢાવવાની નમ્રતા કે પરવા રહેતી નથી; પ્રેમની ઊર્મિઓ ટીંગાવવા રાધાકૃષ્ણની ખીંટીઓ કરવી પડતી નથી. એમને પોતાનું અભિમાન છે અને તે ભાવ દર્શાવે તો તે પોતાની પ્રિયતમા તરફ અને તેને માટેજ. જયદેવ કવિ આ જમાનામાં જીવ્યા હોત તો લાલિત્યના સત્ત્વ સરખું 'ગીતગોવિંદ' પદ્માવતીને ચરણે ધરવાને બદલે તેને જ સંબોધીને રચી જાત. દરેક જન પોતપોતાના અંતરના ઉલ્લાસમાંજ મસ્ત રહે છે, અને તે મસ્તી પ્રગટાવવા પ્રયત્ન કરી રહે છે.

ઉગતા સાહિત્યનો બીજો પ્રકાર પત્રો છે. દરેક માણસ એક-

બીજાને સમાન ગણવાથી તેનામાં પૂજ્યભાવ ઘટે છે, અને સામાની—અને ખાસ કરી, તે જો અસાધારણ માણસ હોય તો તેના જીવનની—નાનામાં નાની વિગતો જાણવાને તે પ્રયત્ન કરે છે. અત્યારે કલાપી-ના નાનામાં નાના પત્રોની ખાંખાંખોળ થઇ રહી છે. ભાઇ રણજીત-રામની લખેલી "ભાઇ મને આવીને મળી જજો"—એવી ચીઠ્ઠીઓ પણ પ્રકટ થઈ ચુકી છે. આપણે મોટા કે અસાધારણ લેખાતા માણસોના જીવનની દરેક નાનીમોટી વિગતો જાણી તેના પર ટીકા કરવા ઇચ્છીએ છીએ.

આજ વૃત્તિનુ બીજું અંગ રેખાચિત્રો અને વ્યક્તિત્વઆલેખનો છે. એમાં લેખકનો અહંભાવ ભલે દેખાતો હોય; એમાં મહાજનોને હસી કાઢવાનો પ્રયત્ન જણાતો હોય; એમાં કેટલાકને ન જાણવા જેવું જાણવાની, ને ન કહેવા જેવું કહેવાની ઇચ્છા દેખાતી હોય. પણ જમાનો લોકશાસનનો છે. સામાન્ય જન અસાધારણ માણસને સાધારણ કરી ન શકે ખરો, પણ તેની અસાધારણતા પીંખી નાંખી તેની ખોડખાંપણ ચુંથવાનો અધિકાર ભોગવે છે. આજે મૂર્તિની પ્રશંસા કે પૂજાની કોઇને પરવા નથી; પણ મૂર્તિ કયા પથ્થરની ઘડાઇ છે, ઘડ-નારે શી ભુલો કરી છે, ક્યાં તે બેડોળ છે અને ક્યાંથી તે ખરી ગઇ છેઃ—એમાંજ મૂર્તિના પુજકોની ભક્તિ વિરામે છે. આજ પ્રમાણે સાહિત્ય-માં. બર્કનહેડ અને માર્ગોટ એસ્કવીથ આ પ્રકારના સાહિત્યના વીલાયતી પ્રતિનિધિઓ છે. એમને મન કોઈ પણ મૂર્તિ એવી અસ્પર્શ્ય નથી કે જેને સ્થાનથી ભ્રષ્ટ કરી અહંભાવી ઝીણવટથી તેની ઝડતી ન લઈ શકાય. ને ભાઈ સુંદરરામ ત્રિપાઠી ભલે સુરુચિનો ભંગ કરે પણ પૂજ્ય મૂર્તિઓનું તેનું સંશોધન લોકો રસભેર વાંચે છે. આ ઘણી ખેદ-જનક સ્થિતિ હોય; પણ એ સ્થિતિ છેજ એ તો ચોક્કસ.

આપણે ત્યાં વ્યક્તિત્વઆલેખન હજી સુરુચિના ચોકઠામાં બેઠું નથી;

મણુ એ સાહિત્ય જરુરતું છે એમ તો હું માનું છું. આપણે ત્યાં મહાપુરુષોની મૂર્તિપૂજા કરવાની ખાસીઅત ઘણી પડી છે. આપણા પ્રાંતના અસાધારણ લેખકને સંસ્કૃત કે યુરોપીય સાહિત્યસ્વામીઓ જોડે સરખાવી દેવાની ટેવ જેટલી તિરસ્કરણીય છે એટલીજ નુકશાનકારક છે. એનાથી જે પૂજ્ય હોય તેનું માથું ફરી જાય છે. તે પોતાની જાતને સાહિત્યસ્વામીઓનો શિરોમણિ માની લે છે. તે મીજાજના તોરમાં શિષ્ટ સાહિત્યનું સાહચર્ય છોડી દે છે, અને વિકાસ પામવાને બદલે, દહાડે દહાડે બગડે છે, અને બીચારો પૂજક ટુંક બુદ્ધિમાં નિરાધાર બની થોડીઘણી જે રસિકતા હોય તે પણ ખોઇ બેસે છે. આ ખાસીઅતને હું મહા ભય સમજું છું. અને તેને નાબુદ કરવી એ ઉગતા સાહિત્યની એક પ્રબળ ઇચ્છા મને દેખાય છે. આપણે ત્યાં સાહિત્યનો શોખ વધે છે, પણ અત્યારના જુવાનીઆઓ સંસ્કૃત અને અંગ્રેજી શિષ્ટ સાહિત્ય સાથે સારો પરિચય નથી રાખતા, તેથીજ આવી દશા થાય છે. સાહિત્યનાં કેટલાંક ક્ષેત્રમાં તો આપણે એકડો ઘુંટીએ છીએ. જ્યાં સુધી ઉંચામાં ઉંચા સાહિત્યના આદર્શોને પૂજ્યભાવથી સેવી આપણા સાહિત્યનું માપ કાઢતાં શીખીશું નહીં, ત્યાં સુધી આપણો આરો આવશે નહીં. જ્યારે એના આદર્શોના સતત સમાગમમાં આપણા સાહિત્યકો અને સાહિત્યસેવકો રહેશે ત્યારેજ ઉગતું સાહિત્ય ઉન્નત દશાએ પહોંચશે.

ઉગતા સાહિત્યનું એક અગત્યનું સ્વરુપ નવલકથા છે. મહાકાવ્યો ને નાટકોનું સ્થાન નવલકથાએ લીધું છે. પહેલાંની માફક વીરતાનો સાક્ષાત્કાર કરવા ડેન્ટે કે મીલ્ટનની માફક આખી જીંદગીભરમાં એકજ મહાકાવ્ય લખવામાં કોઇને શ્રદ્ધા નથી. સૌંદર્યના સત્ત્વ સરખાં બેચાર અપૂર્વ પણ નાનાં નાટકો રચી અમર થવાની કાલિદાસની માફક કોઇને પરવા નથી. વાંચકને પણ પુરાણા શાસ્ત્રીઓની માફક પંચકાવ્ય મોઢે

રાખી કે ગ્લેડસ્ટનની માફક એક ઇલીયડનો અભ્યાસ કરી શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર કરવો નથી. આપણે તો ઝપાટાબંધ લખી શકાય, અને વગર તસ્દીએ વાંચી શકાય એવું સાહિત્ય જોઇએ છે. આપણને સંસારની નાની નાની ચીજો જાણવાનો ને મનુષ્યહૃદયના નાના નાના ભાવોનું પૃથક્કરણ કરવાનો ચસ્કો વધી પડ્યો છે. આપણે પરિણામે રસ પડે પણ તસ્દી ન પડે, જિજ્ઞાસા ઉત્તેજાય ને વખત ચાલ્યો જાય એવી નવલ-કથાઓ લખવાનું અને વાંચવાનું આરંભ્યું છે. આ સાહિત્યમાં શિષ્ટતાનો આદર્શ અધમ છે. તેમાં અપૂર્વ સરસતા દેખાતી નથી. અને છતાં, આજ સ્વરૂપમાં નવા સાહિત્યના ઉંચામાં ઉંચા પ્રચલિત આદર્શો જણાય છે.

આવાં અનેક અંગો ઉગતા સાહિત્યનાં છે. તે જુના સાહિત્યનાં અંગ કરતાં સારાં છે કે નરસાં એનો ન્યાય આપણે કરી શકીએ એમ નથી. પણ આ દરેક અંગમાં શિષ્ટતા પ્રાપ્ત કરવાની વૃત્તિ દેખાય છે; અને ધીમે ધીમે આ નવાં સ્વરુપો અપૂર્વતા પ્રાપ્ત કરતાં જશેજ. ઉગતા સાહિત્યમાં જેને શ્રદ્ધા હોય તેને તો શિષ્ટ સાહિત્યની નિશ્ચલ સેવા, ને પોતાની રસિકતાનો અનિયંત્રિત વિકાસ—એ બે સાધવાંજ જોઇએ. આ સાધ્યા પછી જે પોતાની શક્તિને પુરેપુરો ઝોક આપશે; જે શબ્દબ્રહ્મની નિરંતર ભક્તિ અને શિષ્ટ આદર્શોની સતત સેવા આદરી પોતાનો આત્મા વ્યક્ત કરવા મથશે, તેજ ઉગતા સાહિત્યની સેવા કરી શકશે.



# ગુજરાતના જ્યોતિર્ધરો

—⸻—

અનેક વર્ષો પહેલાં મેં લખ્યું હતું કે ગુજરાત એક મહાવૃક્ષ છે; તેના મૂલમાં શ્રીકૃષ્ણનો કર્મયોગ છુપાયો છે; તેને દયાનંદ ને ગાંધીજીની કુંપેરા લાગી છે. આ માત્ર એક ચિત્રાત્મક વર્ણન નહોતું. જેમ હું વિચાર કરું છું તેમ ગુજરાતના સાતત્યનું મને ભાન થતું જાય છે. એક ને અવિયોજ્ય ગુજરાત જાગતાં ને સ્વપ્નમાં–ઘણીવાર–નજર આગળ રમી રહે છે. ને મને એ સાતત્યના મણકારૂપ મહાત્માઓ એક હારમાં આવતા દેખાય છે...

આ એક ખરાબ આદત થઇ ગઇ છે. આ મહાત્માઓની વણ-તુટી હાર ચોખ્ખી ને ચોખ્ખી દેખાતી જ જાય છે;–દરેક જણ એક તેજસ્વી જ્યોતિ હાથમાં લઇ, એક પછી એક, ભૂતકાલના અસ્પષ્ટ પ્રદેશ તરફ ધીમે ધીમે ચાલ્યા જાય છે; ને એ જ્યોતિનાં તેજ આછાં થઈ, ભેગાં મળી મારી ચારે તરફ વીંટાઇ રહેલાં છે; અને મારી પાછળ પણ એ બધાનો પ્રકાશ ક્ષિતિજ સુધી પ્રસરે છે. આ જ્યોતિઓની હારમાંથી પ્રગટેલો પ્રકાશ મારો પંથ ઉજાળે એવી શ્રદ્ધાથી હું તેમાં ને તેમાં રહેવા મથું છું. એ પ્રકાશમાંજ મારાં ચક્ષુઓ જોઇ શકે એવી મહેનત હું કરી રહું છું. ગુજરાતી સંસ્કાર ન મળે તો અંધ રહેવા હું ખુશ છું.

આ જ્યોતિર્ધરો મારે મન માત્ર કલ્પના નથી—પણ સજીવ વીરો છે. તેમને હું કોઇ ને કોઈ રીતે મળ્યા કરું છું. તેમની સજીવતાનું રહસ્ય પારખવા મથું છું; તેમનો સંદેશ સાંભળવા ફાંફાં મારું છું; ને સંદેશ સંભળાય તો સંભળાવવા ઉત્સુક છું...આ જ્યોતિર્ધરો ઘણીવાર એકજ રીતે દેખાયા કરે છે...આ એક રીતમાં કૈં રહસ્ય રહ્યું હશે શું ?...

ભુતકાલની અંધકારમય ઉગતી ઉષામાં હું ચ્યવન ભાર્ગવને ચાંદોદ સામે વૈદૂર્ય પર્વત પર જોઉં છું. અશ્વિનોએ દીધેલી અપૂર્વ યુવામાં જળહળતા મુનિ મુગ્ધ બનેલી સતીનો વિચાર કરતા ઇંદ્રને ડારી રહ્યા છે. એની આંખમાં ભયંકર દર્પ છે..માત્ર મૈત્રીથીજ એ મઘવાને સોમ દેવા ખુશ છે. દેવાધિદેવનો તેને ડર નથી.

—અનૂપ દેશની માહિષ્મતીને સીમાડે, નર્મદા તટે બેઠેલા પ્રચંડ ને વિકરાલ સહસ્રાર્જુન કાર્તવીર્યને નવા વિજયો યોજતા હું જોઉં છું. અજમેરથી તાપી સુધી સામ્રાજ્ય સ્થાપી, મદમસ્ત થઇ રહેલા આ હૈહય આદ્ય સમ્રાટ્‌ની ભયાનક ગર્જનાથી દેવોને ગભરાતા જોઉં છું. એની આંખમાં વિજયની ક્રૂર વિનાશકતા છે. એના બાહુમાં સહસ્રો દળને સંહારવાનું બળ છે. ગર્વમાં ફાટેલા, આ નરશાર્દૂલની મહત્ત્વાકાંક્ષા દશે દિશાનો કચ્ચરઘાણ વાળવા તત્પર થઇ રહેતી જણાય છે...

—અને જમદગ્નિનો પ્રતાપી પુત્ર—ઇશ્વરના અવતાર સરખો—સંસ્કારી ને ઉગ્ર—વિનાશક ને સ્રષ્ટા—રામ કોઇવાર નક્ષત્રીના નિશ્ચલ સંકલ્પો કરતો જોઉં છું; અને કોઇવાર એકવીસ વાર કરેલી નક્ષત્રીના ગર્વમાં આ કાર્તવીર્યના વિજેતાને શૂર્પારકમાં વાસ કરી રહેલો હું જોઉં છું. સમરાંગણોથી શ્રમિત થઇ યુદ્ધવિદ્યાના પાઠો પઢાવતી, રેવા કે સમુદ્રને તીરે ઉભેલી પ્રચંડ, તેજસ્વી, સ્નાયુવાળી એકલી મૂર્તિનાં વૃદ્ધાવસ્થાનાં ઝાંખા પડતાં તેજથી તરંગો નીહાળી રહેતાં નયનોમાં પણ સંસ્કાર ને શક્તિની વિજયધ્વજા દેખાય છે. એસીરીયા ને મીસરનો

પૈસો વહી લાવતી ગુજરાતી પ્રજા એ તેજની ભવ્યતાની ઓથે ઝઝુમે છે. ને ભીષ્મ ને કર્ણ જેવા ઉછરતા યુદ્ધાકાંક્ષી યુવકો મહાગુરુની કીર્તિનાં સ્મરણોથી પોતાની માનવતા ધડે છે. અને એના છત્ર નીચે આર્યાવર્તના સંસ્કારસ્રષ્ટાઓ રેવાતટને ઋચાઓથી ગજવે છે......

—તાપી નદીને તીરે આવેલા સુંદર આશ્રમમાં સૌમ્ય ને સત્યપ્રિય માર્કંડેય ઉભા છેઃ અનેક શિષ્યોને સંસ્કાર ને સત્યના આદેશો દેતા. તેના વિશાલ ભાલ પર ઇતિહાસપુરાણનું જ્ઞાન ચમકે છે. હરિશ્ચંદ્ર જેવા રાજવીના ચરિત્રનું રહસ્ય શોધવા, શીખવવા તે મથ્યા રહ્યા છે. આર્યાવર્તનું, ગંગાતીરનું, પરમવિશુદ્ધ મુનિઓનાં આશ્રમોનું વાતાવરણ તે ગુજરાતમાં પ્રસારી રહ્યા છે.

—અને મને દેવકીપરમાનંદ વાસુદેવ નજરે પડે છેઃ દેવોથીએ દેદીપ્યમાન ને મલ્લોથી પણ મજબુત. એની આંખમાં હરામખોરીનાં ઉંડાણને ઢાંકતાં બુદ્ધિનાં તેજ ચમકે છે, ને વિલાસનાં તરંગો નાચે છે. ગુજરાતની તોફાની, વિલાસી, ને મુત્સદ્દી પ્રજાનો પ્રાણ; સમસ્ત ભારતને નચવતો–મગધ અને આસામને કંપાવતો–હસ્તિનાપુરના સિંહાસન સાથે ખેલતો–પાર્થ દ્રૌપદીનો સહચાર સાધતો ને રુક્મણીના કોડ પુરતો પિતાંબર દ્વારકાંની વૈભવભરી શેરીઓમાં વીચરતો હું જોઉં છું. એને જોવો એટલે આકર્ષાવું–આકર્ષાવું એટલે પ્રણિપાત કરવો–પ્રણિપાત કરવો એટલે જીવનમુક્તિ પામવી......

—અને પછી દેખાયા કરે છે મહાક્ષત્રપ રુદ્રદામ; કાર્તવીર્યનાં છિન્નભિન્ન થએલા સામ્રાજ્યનાં અંગોને ભેગાં કરી સજીવન કરતો વીર ને મુત્સદ્દી; ગ્રીક ને ગુજરાતી સંસ્કારોને ભેળવતો મહા પરાક્રમી યોદ્ધો...

—ને દદ્દો–ભરુચની ભૂમિ કંપાવતો ધુંવાતા જ્વાળામુખી સમાન ઉગ્ર ને એકાગ્ર યોદ્ધો ચારે તરફ ભય પ્રસારતો જણાય છે.

—અને કવિઓમાં શ્રેષ્ઠ એવા માઘ પંડિત શ્રીમાળના સરોવરને તીરે

અર્થગૌરવ ને પદલાલિત્યનાં ગૂઢ રત્નો શોધતા, શબ્દબ્રહ્મની સેવા કરતા, પંડીતાઇને સરસ કરી રહ્યા છે. તેના અંતરમાં કાલિદાસની સ્પર્ધા કરવાની હોંસ છે. તેના હૈયામાં અમરત્વની આશા તે પોષે છે. અને પંડિતયુગના આ પ્રતિનિધિ 'શિશુપાલવધ' રચી ગુજરાતનું ગૌરવ દીપાવી રહ્યા છે.

—અને સોલંકીઓની મહત્તાનો સ્રષ્ટા મૂલરાજ પાટણને સિંહાસને જણાય છે: શ્રીમાળથી ને કલ્યાણથી સંસ્કારી બ્રાહ્મણોને ગુજરાતમાં આવવા નિમંત્રણ પાઠવતો. એનાં વિશાલ ચક્ષુઓમાં શોભતાં રાષ્ટ્ર-વિધાતાનાં ગહન તેજથી કચ્છ, સોરઠ ને લાટને ગુજરાતમાં સમાવવા-નો પંથ ખોળતો, તે 'ગુર્જરત્રા'નો ડંકો ચારે તરફ વગડાવવા આતુર છે; અને શાણપણ કે ભક્તિની ઝનુનમાં 'જય સોમનાથ'ની વિજય-ઘોષણા પ્રસારે છે......

—અને ભીમદેવ બાણાવલી, લોહીતરસી આંખે, ને ઘવાએલે અંગે-નિરાશ સૈનાનો આશાવાન નાયક-યવનોને ડારતો સોમનાથ ભગવાનનું ગર્ભદ્વાર રક્ષતો ઉભો રહેતો દેખાય છે. પૂર્વજોના પૂજ્યદેવની પવિત્રતા સાચવવા તે મરણીઓ થયો છે. એના હાથ થાક્યા છે,-પણ હામ થાકી નથી. એનું સૈન્ય તુટયું છે; પણ શ્રદ્ધા ચળી નથી. સ્વતંત્ર ગુજરાતની મૂર્તિસમો તે મહમદ ગઝનવીના દારુણ દળને ડારતો ઉભો રહ્યો છે......

—અને કાર્તવીર્ય સમો મહત્વાકાંક્ષી ને મહાક્ષત્રપ સમો દુર્ધર્ષ-બંનેની કીર્તિની સ્પર્ધા કરતો પરમભટ્ટાર્ક જયસિંહ સિદ્ધરાજ મને નજરે ચઢે છે. વહેમી ને ઝનુની સોલંકી અવંતીને જીતી સહસ્રલિંગને તીરે માલવરાજને દંડ આપતો, ને ચારે તરફ દાનાઈ દાખવતો હું જોઉં છું...ને ગુજરાતના મહાપ્રતાપી નરવીરને સ્વતંત્ર ગુજરાતને ગૌરવાન્વિત કરતો જોઇ હરખું છું...અજમેરથી કોલ્હાપુર ને સિંધથી બુંદેલખંડ કુક્કુટધ્વજનો ફરકતો ત્રાસ જોઇ હૈયું ઉંચું આવે છે.

—કાર્તવીર્યના આ મધ્યકાલીન અવતારની પાછળ આવતા જ્ઞાનીઓના મોર એવા કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય હાથમાં ઓઘો લઇ ચાલી આવે છે. એરીસ્ટોટલથી વધારે સર્વગ્રાહી બુદ્ધિનું તેજ તેના મુખ પર ચમકે છે. શંકરની સૂક્ષ્મદષ્ટિનું સ્મરણ તેનાં નયનો કરાવે છે. પાણિનિ ને મમ્મટની સ્પર્ધા કરવાની ઉત્કંઠા તેનું અંતર બાળે છે. અને જીવનલાલસાઓ, તટપર ઉભેલાને સ્પર્શ્યા વિના સરિતાના તરંગો ચાલ્યા જાય તેમ આ અરાગીને સ્પર્શ્યા વિના ચાલી જાય છે. બુદ્ધની સુકુમાર અનુકંપાને બદલે તેના અંતરમાં તીવ્ર અહિંસાની ધુન લાગી છે; અને તેને પ્રસારવાને ચાણાક્યની કુટિલતા સેવવાથી ડરતા નથી. ગુજરાતી બુદ્ધિની આ અદ્ભુત મૂર્તિ—શાંત ને સ્વસ્થ નિશ્ચલતામાં મારા અંતરને કંપાવતી—ચાલી જાય છે; ને હું—પૂજ્યભાવ સ્પષ્ટ કરવાને સ્વસ્થ નહીં એવો—દિગ થઇ જોઇ રહું છું.

—ને ક્ષુલ્લક લાગતો નરસિંહ નાગર, તુટેલી ઝુંપડીને ઓટલે કીરતાલ લઈ અંતર વલોવતો દેખાય છે. તેની ભક્તિની નજર વ્યોમમાં ઠરી છે. તેના અંતરમાં પ્રિયતમની વાટ પેખતી પ્રિયાની આતુરતા વસી છે. "વિઠ્ઠલા" શબ્દ હૃદયભેદક ને આર્તસ્વરે તે અડધી મીંચેલી આંખે ઉચ્ચારે છે; ને વિઠ્ઠલાની વાટ જોતાં તેનાં રોમાંચ ખડાં થાય છે. તે કવિઓનો પણ કવિ છે. એક દૈવી ભાવનાનો પ્રેમ તેણે સેવ્યો છે—ને તેને માટે તે ઘણું ઘણું સહે છે; અને તે પ્રેમ વ્યક્ત કરવા જતાં તે સરસમાં સરસ સાહિત્ય ઉચ્ચારે છે. આ નિર્મલ પ્રેમને તે ભક્તિ કહે છે; ઊર્મિગીતોને તે પદ કહે છે. પણ પ્રણયીનો નટવર નરસિંહ ભક્તિગાનમાં તલ્લીન બની, ગુજરાતના પ્રણયરસનો પરાગ ઉરાડતો ગોપીવલ્લભ પાછળ ઘેલો બનીને ફરતો મને દેખાયા કરે છે. એને મન જગત એ પ્રણયથી ભર્યો છે. એનો પ્રણય સૂક્ષ્મતમ ભાવના પર ચોંટ્યો છે. નિરંકુશ પ્રેમપદની મુક્તિ મેળવી તે કલ્પનાના વૈકુંઠમાં

અર્થગૌરવ ને પદલાલિત્યનાં ગૂઢ રત્નો શોધતા, શબ્દબ્રહ્મની સેવા કરતા, પંડીતાઇને સરસ કરી રહ્યા છે. તેના અંતરમાં કાલિદાસની સ્પર્ધા કરવાની હોંસ છે. તેના હૈયામાં અમરત્વની આશા તે પોષે છે. અને પંડિતયુગના આ પ્રતિનિધિ 'શિશુપાલવધ' રચી ગુજરાતનું ગૌરવ દીપાવી રહ્યા છે.

—અને સોલંકીઓની મહત્તાનો સ્રષ્ટા મૂલરાજ પાટણને સિંહાસને જણાય છે: શ્રીમાળથી ને કલ્યાણથી સંસ્કારી બ્રાહ્મણોને ગુજરાતમાં આવવા નિમંત્રણ પાઠવતો. એનાં વિશાલ ચક્ષુઓમાં શોભતાં રાષ્ટ્ર-વિધાતાનાં ગહન તેજથી કચ્છ, સોરઠ ને લાટને ગુજરાતમાં સમાવવાનો પંથ ખોળતો, તે 'ગુર્જરત્રા'નો ડંકો ચારે તરફ વગડાવવા આતુર છે; અને શાણપણ કે ભક્તિની ઝનુનમાં 'જય સોમનાથ'ની વિજય-ઘોષણા પ્રસારે છે......

—અને ભીમદેવ બાણાવલી, લોહીતરસી આંખે, ને ઘવાએલે અંગે–નિરાશ સૈનાનો આશાવાન નાયક–યવનોને ડારતો સોમનાથ ભગવાનનું ગર્ભદ્વાર રક્ષતો ઉભો રહેતો દેખાય છે. પૂર્વજોના પૂજ્યદેવની પવિત્રતા સાચવવા તે મરણીઓ થયો છે. એના હાથ થાક્યા છે,–પણ હામ થાકી નથી. એનું સૈન્ય તુટ્યું છે; પણ શ્રદ્ધા ચળી નથી. સ્વતંત્ર ગુજરાતની મૂર્તિસમો તે મહમદ ગઝનવીના દારુણ દળને ડારતો ઉભો રહ્યો છે......

—અને કાર્તવીર્ય સમો મહત્ત્વાકાંક્ષી ને મહાક્ષત્રપ સમો દુર્ધર્ષ–બંનેની કીર્તિની સ્પર્ધા કરતો પરમભટ્ટાર્ક જયસિંહ સિદ્ધરાજ મને નજરે ચઢે છે. વહેમી ને ઝનુની સોલંકી અવંતીને જીતી સહસ્રલિંગને તીરે માલવરાજને દંડ આપતો, ને ચારે તરફ દાનાઈ દાખવતો હું જોઉં છું...ને ગુજરાતના મહાપ્રતાપી નરવીરને સ્વતંત્ર ગુજરાતને ગૌરવાન્વિત કરતો જોઇ હરખું છું...અજમેરથી કોલ્હાપુર ને સિંધથી બુંદેલખંડ કુક્કુટધ્વજનો ફરકતો ત્રાસ જોઇ હૈયું ઉચું આવે છે.

—કાર્તવીર્યના આ મધ્યકાલીન અવતારની પાછળ આવતા જ્ઞાનીઓના મોર એવા કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય હાથમાં ઓઘો લઇ ચાલી આવે છે. એરીસ્ટોટલથી વધારે સર્વગ્રાહી બુદ્ધિનું તેજ તેના મુખ પર ચમકે છે. શંકરની સૂક્ષ્મદૃષ્ટિનું સ્મરણ તેનાં નયનો કરાવે છે. પાણિનિ ને મમ્મટની સ્પર્ધા કરવાની ઉત્કંઠા તેનું અંતર બાળે છે. અને જીવનલાલસાઓ, તટપર ઉભેલાને સ્પર્શ્યા વિના સરિતાના તરંગો ચાલ્યા જાય તેમ આ અરાગીને સ્પર્શ્યા વિના ચાલી જાય છે. બુદ્ધની સુકુમાર અનુકંપાને બદલે તેના અંતરમાં તીવ્ર અહિંસાની ધુન લાગી છે; અને તેને પ્રસારવાને ચાણાક્યની કુટિલતા સેવવાથી ડરતા નથી. ગુજરાતી બુદ્ધિની આ અદ્‌ભુત મૂર્તિ–શાંત ને સ્વસ્થ નિશ્ચલતામાં મારા અંતરને કંપાવતી–ચાલી જાય છે; ને હું–પૂજ્યભાવ સ્પષ્ટ કરવાને સ્વસ્થ નહીં એવો–દિંગ થઇ જોઇ રહું છું.

—ને ક્ષુલ્લક લાગતો નરસિંહ નાગર, તુટેલી ઝુંપડીને ઓટલે કરતાલ લઈ અંતર વલોવતો દેખાય છે. તેની ભક્તિની નજર વ્યોમમાં ઠરી છે. તેના અંતરમાં પ્રિયતમની વાટ પેખતી પ્રિયાની આતુરતા વસી છે. "વિઠ્ઠલા" શબ્દ હૃદયભેદક ને આર્તસ્વરે તે અડધી મીંચેલી આંખે ઉચ્ચારે છે; ને વિઠ્ઠલાની વાટ જોતાં તેનાં રોમાંચ ખડાં થાય છે. તે કવિઓનો પણ કવિ છે. એક દૈવી ભાવનાનો પ્રેમ તેણે સેવ્યો છે–ને તેને માટે તે ઘણું ઘણું સહે છે; અને તે પ્રેમ વ્યક્ત કરવા જતાં તે સરસમાં સરસ સાહિત્ય ઉચ્ચારે છે. આ નિર્મલ પ્રેમને તે ભક્તિ કહે છે; ઊર્મિગીતોને તે પદ કહે છે. પણ પ્રણયીનો નટવર નરસિંહ ભક્તિગાનમાં તલ્લીન બની, ગુજરાતના પ્રણયરસનો પરાગ ઉરાડતો ગોપીવલ્લભ પાછળ ઘેલો બનીને ફરતો મને દેખાયા કરે છે. એને મન જગત એ પ્રણયથી ભર્યો છે. એનો પ્રણય સૂક્ષ્મતમ ભાવના પર ચોંટ્યો છે. નિરંકુશ પ્રેમપદની મુક્તિ મેળવી તે કલ્પનોના વૈકુંઠમાં

વીહરે છે; અને ગુજરાતી હૃદયની એક મહાપ્રચંડ ઊર્મિની મને ઓળખ કરાવે છે........

—ને ભટ્ટ પ્રેમાનંદ ! એની માણમાંથી ઉત્સાહ ને વીરતા રણકે છે; એની વાણીમાંથી ગુજરાતીનું માધુર્ય ઝર્યાં કરે છે. એની મહત્ત્વાકાંક્ષા ભગવાન વ્યાસ થવાની છે–ગુજરાતીને સંસ્કૃતની સાહેલી બનાવવાની છે. દર રાતે, શિષ્યોમાં ને એકચિત્તે સાંભળી રહેલા લોકવૃંદમાં તેનો પ્રચંડ અવાજ ગર્જે છે; ને નલ ને ધ્રુવ એની વાણીના અમૃતથી સજીવ બની ગુજરાતને ઘેલું બનાવે છે...

—વડતાલનો સંન્યાસી સ્વામીનારાયણ અધમને ઉદ્ધારતો ચારે દિશામાં વીચરે છે; ને લોકને સમાન ને સદાચરણી કરતો ગુજરાતની ભાવિ મહત્તાનો પાયો નાખે છે. સુધારકોનો શિરોમણી ધર્મનો પ્રભાવ પ્રસારે છે, ઉદ્ધારવા; બ્રાહ્મણનો પ્રતાપ વાપરે છે અધમોને ઉચ્ચ કરવા...

—અને દાદાભાઇ નવરોજી સાંત સરલ, ને પ્રમાણિક જીવનની અપૂર્વતામાં શોભતા વ્યવસ્થિત ઉત્સાહના પ્રણેતા–ને શાણપણ ભરી મુત્સદ્દીગીરીથી પરાધીનતા સંહારવા તત્પર થએલા મહર્ષિને સ્વરાજ્યનો અમર મંત્ર ઉચ્ચારતા હું દેખું છું...

—ને રાષ્ટ્રવિધાતા 'વેદટંકારકારી' દયાનંદ–ગુજરાતના અનુપમ ને અણમોલા જ્યોતિર્ધરને આર્યતાનો દિગ્વિજય કરતા જોઉં છું. એની દૃષ્ટિ વિશ્વકર્માની છે; એના હૈયામાં વનરાજની હામ છે; એના શબ્દમાં બ્રહ્માસ્ત્રની વિનાશકતા છે. કાર્તવીર્યનો ઝનુની વિજયપ્રેમ, બાણાવલી ભીમદેવની સચોટતા ને હેમચંદ્રની અકલ્પ્ય વિદ્વત્તાની ઝાંખી કરાવતા;–સંસ્કાર ભક્તિની એકનિષ્ઠામાં પરશુથી વિયોગી થએલા પરશુરામ સમા;–ને વૈરાગ્યની ઉગ્ર ને અસ્ખલિત સિદ્ધિમાં શુષ્કતા વીસરેલા તપોનિધિ હેમચંદ્રસૂરિસમા આર્યાવર્તને સજીવન કરવા અમૃત શોધતા પ્રતાપી ને ભવ્ય મહર્ષિને ગુજરાતનો વિજયધ્વજ સિંધુતટે રોપતા હું જોઉં છું.

—ને પછી આવે છે નર્મદ—નવા યુગના સંદેશ સમી જ્યોતિ ધરીને. તે નિર્બલ છે; ધનહીન છે; અસ્વસ્થ છે. પણ તેની આંખમાં પ્રેરણા છે; તેના અંતરમાં નવું ચેતન છે; તેની વાણીમાં વીરનો વિજય-ઘોષ છે. ગુજરાતને ફરી સરજવાની તેને હોંસ છે. પેટે પાટા બાંધી સાહિત્ય ને જીવનમાં નવો યુગ સ્થાપવાનાં સ્વપ્નાં રચતો તે દુઃખ ને પીંખ્યા આરોગવાની તૈયારી કરી રહ્યો છે; અને તેના ઉછળતા અંતરમાંથી નીકળતો લાવા ચારે તરફ પ્રસરે છે—વિનાશ કરે છે—સર્જાવે છે ને સર્જનકાર્યની સેનાને પ્રેરે છે...

—ને જમશેદજી નસરવાનજી ટાટા—ગુજરાતી સાહસના અર્વાચીન અવતાર ચારે તરફ નવો ઉદ્યોગ, ને નવા પ્રયોગો આરંભતા. તેનું હૃદય ચિંતાતુર છે. હીંદનું દારિદ્રય જોઈ તે દુઃખી છે. તે ફેડવાની પ્રતિજ્ઞા લઈ તે બેઠા છે; અને તે પ્રતિજ્ઞા પાર ઉતારવા ગુજરાતની વેપારવૃત્તિ કેળવવા તે મથે છે. પણિઓ ને વણિકોના ઉત્સાહનો તે વારસ સમુદ્રોને શેરીઓ સમાન સરલ કરી રહ્યો છે......

—ને ફીરોજશાહ મહેતા!—ગુજરાતમાં વ્યવસ્થિત સ્વાતંત્ર્ય યુદ્ધના આધનાયક—કૉંગ્રેસ, કોરપોરેશન, ને યુનીવર્સીટીના ત્રિભુવનને ધારનાર; ગુજરાતી વ્યવહારિકતાને જાહેર જીવનમાં ઉતારી અર્વાચીન પ્રગતિને સાધવા તત્પર થએલા આ નિર્ભય વીર ને અદ્વિતીય મુત્સદ્દીને પડકાર કરતા હું જોઉં છું......

—ને મહાત્માજી !—કોઈ પ્રાચીન ભગવાન અર્વાચીન સૃષ્ટિમાં ભુલા પડ્યા હોય એવા મહાન ને અપૂર્વ મોહનદાસ ગાંધી ! હેમચંદ્રસૂરિના વૈરાગ્યને હરિશ્ચંદ્રના સત્ય સાથે સંમિશ્રિત કરી;—દાદાભાઇની એકનિષ્ઠ સેવાવૃત્તિમાં દયાનંદની ઝનુની દેશદાઝ ભેળવી;—નરસિંહના વૈષ્ણવનો આદર્શ સેવી ને સ્વામીનારાયણને અધમોદ્ધારણ પ્રવૃત્તિમાં ઝાંખા કરી—આ નરોત્તમે તો માનવતા કેટલી ઉચ્ચ ભૂમિકાએ પહોંચી શકે છે તેની કલ્પના

કરવાની શક્તિ પણ આપણામાં રાખી નહીં. વાક્પટુતામાં, ત્યાગમાં, દેશભક્તિમાં, સમભાવમાં, મુત્સદ્દીપણામાં ને સત્યપ્રિયતામાં, એક અને અતુલ એવા ગુજરાતના આ અગ્રગણ્ય જ્યોતિર્ધરને અર્વાચીન યુગની દશ દિશા ઉજાળતા હું જોઉં છું. બારડોલીમાં બેઠા બેઠા, રાષ્ટ્રીય બળવો કરવાના સંકલ્પ કરતા તે મને દેખાયાજ કરે છે. ચ્યવનથી નર્મદ સુધીનાં તેજ એના તેજમાં મળી ભાવિનું ક્ષિતિજ આલ્હાદક પ્રકાશે દીપાવે છે.

—અને આ જ્યોતિઓની પરંપરા ચાલી જાય છે—એકબીજાના તેજમાં વૃદ્ધિ કરતી—અનુપમ પ્રકાશે દિશાઓને નવરાવતી—નવા ચેતને અનુગામીઓની દીપિકાઓ પ્રગટાવતી. અને આ જ્યોતિઓની જ્વાલામાંથી જેમ તેમ કરતાં આંચ ભેગી કરી મારા બુઝાતા દીપકને બળતો રાખવાનો પ્રયત્ન કરતો હું—સવિતા-નારાયણને અર્ઘ્ય આપતા કોઈ નિર્જીવ બ્રાહ્મણની માફક—તેના તેજની ભવ્યતાથી અંજાઈ જઈ પ્રાર્થું છું કે 'ઓ જ્યોતિર્ધરો ! મારો પ્રગતિપંથ ઉજાળો ને ગુજરાતને તમારી જ્યોતિના જ્વલંત ચેતનથી નવે અવતારે આણો !'



# સાહિત્ય પરિષદ પ્રત્યે પ્રેમ



સાહિત્ય પરિષદ ખરું જોતાં નામની સંસ્થા હતી. બે વર્ષે કે ત્રણ વર્ષે જાત્રાની માફક મળી વીખરાઈ જતી. પછી ક્યાં ને કોણ ભરશે તેની પણ કોઇને પરવા નહોતી. આખા ગુજરાતમાં બે કે ત્રણ જણ તેને ટકાવી રાખવાનો ફુરસદે વિચાર કરતા અને ન ભરાય તો કોઇને આઘાત થાય એવું હતું નહીં.

છતાં આખા ગુજરાતમાં તેને માટે પ્રેમ છે. બધા તેને ઉદ્ધારક સંસ્થા માને છે. બધાને ઉદ્ધારવાની હોંસ છે. બધા તેને સર્વોપરિ માને છે. કોઇ તેના વગર ચલાવી લેવા ખુશી નથી. દરેક જણ—સાહિત્ય-વિલાસી હોય કે નહીં—તેને માટે બનતું કરવા ખુશી છે.

આનું શું કારણ?

મને આનું એક જ કારણ લાગે છે. સાહિત્ય પરિષદ સંસ્થા નથી—પણ એક ગુજરાતી હ્રદયે તેના પર એક ભાવનાનું આરોપણ કર્યું છે તે ભાવના—ગુજરાતી એકતાની. આ પરિષદ એટલે ગુજરાતી એકતા ને ગુજરાતી વિશિષ્ટતાનો પુરાવો: ગુજરાતી અસ્મિતા સંઘરવાનું, વિક-સાવવાનું સાધન—આ માન્યતાને લીધેજ બધાનો એની પ્રત્યે પ્રેમ છે.

એ શું કરે છે કે નહીં તેની ઘણાને પરવા નથી. એ કેવી દિશામાં પોતાની પ્રવૃત્તિ લઈ જાય છે તેની થોડાક જ દરકાર કરે છે. પણ બધા માને છે કે તે દિશા 'ગુજરાતીતા' ના વિકાસ તરફ છે ને તેથી તેમાં શ્રદ્ધા છે.

પરિષદે હજુ આ શ્રદ્ધાને યોગ્ય એવું કંઈ જ કર્યું નથી એ કબુલ કરવું પડે છે. જેને 'ગુજરાતીતા'માં શ્રદ્ધા હોય એવા ગુજરાતીઓએ ઝાઝું કરી બતાવ્યું નથી. આનું શું કારણ? શું 'ગુજરાતીતા' જીવંત બળ નથી?

જો 'ગુજરાતીતા' જીવંત બળ નથી તો પછી પરિષદ શા માટે રાખવી? જો 'ગુજરાતીતા' જીવંત બળ છે—તો પછી પરિષદ શા માટે નિર્વીર્ય દશામાં છે?

આ વખતની પરિષદવિષયક પ્રવૃત્તિમાં કંઈક બળ દેખાય છે. પરિષદ મંડળ જન્મ્યું છે–પુષ્ટ થવા લાગ્યું છે. આવતી પરિષદ વખતે હૃષ્ટપુષ્ટ થશે એવી આશા દેખાય છે. 'ગુજરાતીતા' જીવંત બળ નથી એમ હું તો કબુલ કરતો નથી. અને મારી અડગ માન્યતાનો આ એક નાનો પણ સચોટ પુરાવો છે.



# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ

## ( થોડાક પ્રસંગો ને સંસ્કારો )

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ, વિસર્જન થઈ, ને સફલ થઈ. તા૦ ૧૮-૪-૨૪ ના રોજ મેં સંસદ તરફથી ભાવનગર પરિષદને તાર કર્યો ત્યારથી તે તા૦ ૫-૪-૧૯૨૬ ની રાતે ગુજરાત મેલ પર કોલાબે મેં ને લીલાએ પ્રમુખ અને સૌ. વિદ્યા બહેનને વદાય કર્યાં ત્યાં સુધી એ પરિષદ માટે મારી અલ્પમતિ ને શક્તિ પ્રમાણે પરિષદની-ગુજરાતી સાહિત્ય ને સંસ્કાર વ્યક્ત કરવા મથતી એક લોકપ્રિય સંસ્થાની-બની તે સેવા કરી છે. નિમંત્રક સંસ્થાના પ્રમુખ તરીકે, એક કાર્યકર્તા તરીકે, સ્થાનિક કારોબારી સભાની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ તરીકે એ મુદત દરમીઆન, અધિકારની રુએ જે બોલવું પડે તે સીવાય બીજું ન બોલવું એવો નિર્ણય કરી, મારે મોઢે મેં તાળું માર્યું હતું. જ્યાં સુધી પરિષદમાંથી ન પરવારું ત્યાં સુધી તે સંબંધે મારી કે સંસદની વર્તણૂક વીશે જે વિવાદ ચાલતો હતો તેમાં ન પડવું એ નિશ્ચય, કેટલાક અપવાદરુપી જરુરના પ્રસંગ સીવાય, મેં સાચવ્યો છે.

× × × ×

પણ આ મૌનથી જાણે પરિષદના કાર્યકર્તાઓ અને મારા પર કરવામાં આવેલા આક્ષેપો સત્ય પુરવાર થઈ ગયા હોય એમ કેટલાક લખ્યે જાય છે. પરિષદની પૂર્ણાહુતિ થઈ ત્યાં સુધી હું આઠમી પરિષદનો-મેં છેલ્લા ભાષણમાં કહ્યું તેમ-"હમાલ-જનરલ" હતો; એટલે મારા કે મારા સહયોગીઓના કાર્ય પર કરવામાં આવેલા હુમલા વીશે વિવાદમાં ઉતરવું અસ્થાને હતું. હવે એ ફરજ માથે રહેતી નથી. સામાન્ય રીતે આક્ષેપ કરનારા બે પક્ષો છે. એક પક્ષ મારા અંગત હિતૈષીઓનો. તે ઘણાજ થોડા છે. તેમની સંખ્યા ગણતાં એક હાથની આંગળીઓથી વધારેની જરૂર નથી. તેમને પરિષદની કે સાહિત્યની કે ગુજરાતની પરવા નથી; સંસદ ને મુનશી-તે તેમને ડીકન્સના ડીકની માફક 'પહેલા ચાર્લ્સ' નું માથું છે. કોઈ પણ રીતે, કોઈ પણ પ્રકારે અમે ગમે તે કાર્ય હાથમાં ધરીએ તે નજ થવા દેવું, એજ એમના દિવસોના સંકલ્પો ને રાત્રિનાં સ્વપ્નાં છે. આ મુદ્દો પાર પાડવાના કાર્યક્રમમાં ગમે તે પ્રવૃત્તિ તેમને આદરણીય છે; અને ગમે તે ટીકા સુરુચિવાળી છે. આ પક્ષ તો સદાએ પોતાનું કર્તવ્ય બજાવ્યે જવાનો. એને સંતોષવાનો કે સમજાવવાનો પ્રયત્ન સદા નકામોજ રહેવાનો. દ્વેષ એટલે પરિવર્તન પામેલો પ્રેમ. પ્રેમ કદી ધરાયો છે?

પણ આક્ષેપ કરનારો બીજો પક્ષ છે, જે બનતો ન્યાય આપવાનો પ્રયત્ન કરે છે, અને કરશે. તેમને પુરતી માહીતી પુરી પાડવામાં આવતી નથી. તે પહેલા પક્ષના સર્વવ્યાપી પ્રયત્નોના પંઝામાં અજાણતાં આવી જાય છે; અને ખુબીથી પ્રસરાવેલાં જુઠાણાંને સાચાં માની તેના પર ધોરણો રચે છે. આ પક્ષ માટે મને માન છે. એમાંના કેટલાક ને અમારી વચ્ચે ભિન્ન આદર્શોનો વિરોધ છે. અને છતાં, એ ભિન્નતા તરફ ઔદાર્ય દાખવી ન્યાય આપવા તેઓ તત્પર છે. એવાને અમારું દષ્ટિબિંદુ ને કાર્ય સારી રીતે સમજાય એમ હું અંતઃકરણપૂર્વક

ઇચ્છું છું. આદર્શ વિરોધીઓ તરફ 'Sportsman' થવું-અને વિરોધ પણ દ્વેષવીહોણો રાખવો એમાંજ હું ગૌરવ માનું છું. આવો પક્ષ સંતોષાય નહીં એ પણ બને-તે સમજશે તો ખરોજ એવો મને વિશ્વાસ છે.

એ ઉપરાંત એક ઘણો મોટો પક્ષ છે-મારા મિત્રોનો, સહયોગીઓનો અને શુભેચ્છકોનો. એમનાં વિશ્વાસ ને સહાય એજ અમારું અમૂલ્ય ધન છે. આક્ષેપોએ એમનાં દીલો પણ દુભવ્યાં છે. એમની સહાયથી અમે પરિષદ પાર ઉતારી છે. અને સત્ય હકીકત ને અમારું દૃષ્ટિબિંદુ રજુ થાય તેમાં એમને સંતોષ થયા વિના રહેવાનો નથી. પણ એમ કહેવાય છે કે જે મિત્રો અને સહયોગીઓ છે તે કાં તો સ્વાર્થી કે કાં તો સ્નેહીઓ છે. એ પણ મારું સદ્ભાગ્ય. એક ગૃહસ્થને ઉલ્લેખી એક મિત્રે પરિષદમાં એક પ્રસંગે કહ્યું "એ ભાઈ તો મુનશીના મિત્ર." મેં જવાબ આપ્યો-અને તે ખરોજ હતો-કે "પરિષદમાં ૯૯૭ મિત્ર છે ને ત્રણ દ્વેષીઓ છે." તેજ પ્રમાણે વિષયવિચારિણી સમિતિમાં ને તેજ પ્રમાણે સન્માનકારિણી સભામાં હતું. રા. રમણભાઇ, નરસિંહરાવભાઇ, કેશવલાલભાઈ, કૃષ્ણલાલ કાકા (રા. કૃષ્ણલાલ ઝવેરી) ને મટુભાઇથી માંડીને, શ્રી મંડળના સભ્યો ને સ્વયંસેવકો સુધી બધાં જે મહેનત, પૈસા ને શક્તિ આપી પરિષદને વિજયી કરવાના નેમથી સંમત થએલાં સ્ત્રીપુરુષો તે મિત્રો. પણ આ બધા તો નકામા; દરેક પ્રસંગે વીખવાદ ઉભો કરવા તલસતા સાડાત્રણ માણસો-અને હોલની એ બાજુ પર પરિષદ તોડવા તત્પર થઇ બેઠેલા બેચાર એકજ કુટુંબના સભ્યો-તે ખરા સ્વાતંત્ર્યના પયગંબરો ને પરિષદના ઉદ્ધારકો!

આક્ષેપોનાં કૈં પાર કે મર્યાદા રહ્યાં નથી. દરેક વસ્તુ પર રાક્ષસી હેતુનું આરોપણ, ને દરેક ડગલે શબ્દ, પ્રસંગ ને મુદ્દાનો હેતુપૂર્વક મચડાટ- એ આક્ષેપશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો સારી રીતે સચવાયા છે. તે

ઉપરાંત મારા અંગનાં લક્ષણો-ઝીણી આંખોથી માંડી ટુંકડા શરીર સુધી-પરિષદનાં સદ્‌ભાગ્ય પર કલંક હોય તેમ તેનો ઉપયોગ થયો છે. રાજકીય પત્રકાર ને સાહિત્યસેવકને જેટલા જડે તેટલા શબ્દોથી આક્ષેપ-સાહિત્યને સમૃદ્ધ કરવાના પ્રયત્નો થયા છે. 'મુડીવાદી'; 'નેપોલીઅન'; 'જુલ્મી ડાયર'; 'અનીતિનો અખાડાબાજ'; 'સાહિત્ય સ્વાતંત્ર્યનો વિધ્વં-સક'; 'ગુલામોનો માલીક'–એવા અનેક બીરુદોમાં મારી જાતને હું શોધ્યો જડતો નથી. 'એકહથ્થુ સત્તા' કરી ગુજરાતી સાહિત્ય પરિ-ષદના અસંખ્ય મુલકોને, અઢળક ધનવૈભવને તાબે કરી, સ્વચ્છંદે સર્વાધિકારી થવા ઇચ્છતા ભયંકર મુનશી અને બને તેટલી મહેનતે પરિષદ પાર પાડવા ઇચ્છતો ને દરેક રાજી રહે તેવા પ્રયાસો આદરી રહેલો હું-એ બેનો સંબંધ મને હજુ સમજાયો નથી. મને અનેક ધમકીઓ આપવામાં આવી હતી; સાહિત્યનું સેંટ હેલેના-જર્જરિત અલ્પતા-ભાવિ જનતાનો શાપ-ભાવિ સાહિત્યનો પુણ્યપ્રકોપઃ શું આનંદમય લહાવાની પરંપરા? ટુંકામાં હું આખા નાટકનો દુષ્ટબુદ્ધિ -Villain of the piece! આની હું ફરીઆદ કરતો નથી. કાર્ય કરી કોઇને ચિરંજીવ યશ મળ્યો નથી,-ને યશ મળવા હું કૈં કરતો નથી. આ મારો અભિપ્રાય ન હોય તો પણ લોકશાસનાત્મક જમાનામાં ગાંધીજીની સેવાની અવગણના થઈ ગઈ છે; યુરોપીય વિગ્રહના વિજેતા લોઇડ જ્યોર્જને સાંભળનાર કોઈ મળતું નથી; પ્રીમીયરની મહેનતનો એક પુરો બદલો-જતાં પહેલાં-vote of censure! આ જમાનામાં કોની મગદુર કે આ સિદ્ધાંતના અપવાદ થવાની આશા રાખે?

પણ આટલેથી આક્ષેપપુરાણ અટક્યું હોત તો કૈં ખોટું જ નહીં. મને જે મદદ કરે તે ભાડુતી કે ખુશામતીઓ. મારી જોડે સંમત થાય તે અંજાએલો. મારી સાથે કાર્ય કરે તે સ્વાતંત્ર્યહીણો. હું કોઇ જોડે સંમત થાઉં તો તે ગુનેગાર. હું સમાધાન ઇચ્છું તો તે હારીખાધું. તેથી

ભાઈ ચંદ્રશંકર, મનહરરામ, લાભશંકર ને શંકરપ્રસાદ મારી સાથે મુગે મોઢે રાત ને દિવસ કામ કરે તે નરાધમ; 'સેકયો પાપડ ભાંગ્યા વિના' હોદ્દાઓની ઉમેદવારી કરી, દરેક ઠેકાણે પહેલો એકડો એમનો રાખ-વાની મને ચેતવણી ને તે ન મળે તો બધું તોડવાની ધમકી આપનાર આખરે નિષ્ફલ થઈ વિરોધી થાય ત્યારે મહાત્મા! જે અમારી સાથે સંમત થઈ કામ કરે કે અધમ થઇ જાય; ભુલેચુકે એક શબ્દ વિરુદ્ધ લેખાય એવો બોલે કે તેનું સ્વાતંત્ર્ય ને ગૌરવ ઝળકી ઉઠે. રા. કૃષ્ણ-લાલ કાકા ને મારી વચ્ચે કૈંક દષ્ટિભેદ દેખાય કે તે ન્યાયી ને પ્રતિષ્ઠા-વાન; જો અમે એકમતે કામ કરીએ તો જરુર તે મારા 'Thumb' –'અંગુઠા' નીચે! જો કોઈ ઠરાવ હું પરિષદ મંડળની આજ્ઞાથી લાવતો હોઉં ને તેની સામે નગીનદાસ માસ્તર પડે તો એ પ્રબળ આગેવાન; અમે જો સમાધાની કરીએ ને એકબીજાનાં દૃષ્ટિબિંદુઓ ફેરવવા તત્પર થઇએ તો તેમની કીંમત નકામી.

—અને મારા લગ્ન જેવી અંગત બાબતને પરિષદ પ્રકરણમાં દાખલ કરતાં કેટલાકને આનંદ માયો નથી. પહેલાં લીલાવતી વિદુષી –સાહિત્યની પ્રથમ પંક્તિની સેવિકા; તે મારી સાથે જીવનયાત્રા સ્વીકારતાં– અર્વાચીન સુધરેલા સ્વાતંત્ર્યપ્રેમી ગુજરાતમાં એવો એક શબ્દ નહીં, એવો એક તિરસ્કાર નહીં, સુરુચિનો એવો એક ભંગ નહીં કે જે તેને માટે ઉપયોગમાં ન લેવાય.

અને આ બધું કરનાર, વ્યાપક બખાળા સરજનાર ને સમૃદ્ધ કરનાર માત્ર થોડાકજ. આ રીતે પણ સાહિત્યક્ષેત્રમાં જાગૃતિ આણ-નાર કોઈ તો જોઇએ!

× × × ×

હવે પરિષદની હકીકત. ૧૯૨૪ના એપ્રીલમાં સંસદે નિમંત્રણ મોકલ્યું; પહેલાં કોઇ એક વ્યક્તિ નોતરી આવતી. આ વખતે એક સંસ્થાએ નોતરું મોકલ્યું. એ કેટલાકને પાલવ્યું નહીં. મુનશી–સંસદ

–તે વળી નોતરે? કોણ થાય? એ એક વિરોધના મંત્રનો હજુ સુધી જાપ થાય છે.

× × × ×

પરિષદનું નવું બંધારણ થયું તે પહેલાં પરિષદ શું હતી તેની કોઈએ વાસ્તવિક તપાસ કરી છે? પરિષદ માત્ર શંભુમેળો હતી. એક પ્રમુખ–તે ભાષણ આપી પરવારી જાય. એક સત્કાર મંડળ જે કૈં પણ કારણે લઢે. અને એક સભા જે શોભા પુરતી મળે; કૈંક નજીવો મતભેદ થાય,–અને વિસર્જન થાય. એના બંધારણમાં, અમદાવાદ સુધી, કોરા કાગળીઓ; અમદાવાદ પછી થોડાક કાનુનો–જેની દરેક કલમમાં તકરારનું મુળ. એના કાર્યવાહકોમાં ત્રણ સામાન્ય મંત્રીઓ–જે ભાગ્યેજ કૈં સતત કામ કરે. એના પરિણામે એક અહેવાલ. એને જીવન નહીં; એને ધ્યેય નહીં; એને કાર્યક્રમ નહીં; એને ચલાવવાને કૈં તંત્ર નહીં; એને મેળવવાને કોઈ નિયમ નહીં. આ આપણી પુરાણી પરિષદ–એની પાછળ કેટલાકે સારેલાં આંસુ એટલીજ એની કીમત. જેણે એ ચલાવી છે, તે એની કીમત બરોબર જાણે છે.

× × × ×

આ આકાશ સમી અસ્પર્શ્ય પરિષદને ઘટમાં લાવવાનો પહેલો પ્રયાસ કરનાર પ્રો. બલુભાઈ ઠાકોર. પ્રથમ જો કોઈએ એ પરિષદને ઉપયોગી કરવાનું કાર્ય આરંભ્યું હોય તો એમણે. એમણે લોકજાગૃતિ કેળવી; અને બેપાંચ વર્ષે ભરાતા સમૂહોથી સ્વતંત્ર એવું કાયમનું મંડળ સ્થાપવાનો એમનો પહેલો ઇરાદો. આ મંડળ પરિષદથી અનિયંત્રિત રહે એ એમનો મૌલિક સિદ્ધાંત; અને હજુ પણ એજ મતના એ પોતે છે એમ જ્યારે જાહેર રીતે મુંબઈમાં મળેલી પરિષદની વિષયવિચારિણી સમિતિમાં એમણે જણાવ્યું ત્યારે મારા આનંદનો પાર રહ્યો નહીં.

× × × ×

સુરત (૧૯૧૫) માં પરિષદનું બંધારણ ચોક્કસ કરવા એક સમિતિ નીમાઇ હતી. તેમાં સદ્‌ગત ભાઈ વિભાકર, ચંદ્રશંકર ને હું હતા. એ સમિતિ બે ત્રણ વખત મળી. પણ પ્રયાસ નકામોજ ગયો. ૧૯૨૦ માં અમદાવાદમાં પરિષદ મળી ત્યારથી રા. મટુભાઇ કાંટાવાળાએ સ્થાયી બંધારણ માટે પ્રયત્ન આદરવા માંડ્યો. ત્યાં બંધારણ કૈંક ઘડાયું–અશક્ય જેવું. તેમાં એક સ્થાયી મંડળ સ્થાપવાનો શુભાશય હતો–ભંડોળ કમીટીને સાથે લઇને. તે મંડળ ન થયું. પ્રો. બલુભાઇ ને રા. હીરાલાલ પારેખ ને રા. મટુભાઇ વચ્ચે પત્રવ્યવહાર થયો એટલું જ. ૧૯૨૪ ની ભાવનગરની પરિષદે ભંડોળ કમીટી મંડળ જોડે એક ન થઇ તે ચોપડે નોંધી મંડળ સ્થાપ્યું અને તેને રજીસ્ટર કરાવવું એવું ફરમાવ્યું. 'પરિષદે ત્યારે જ પોતાના મૃત્યુપત્ર પર સહી કરી' એમ એક ગૃહસ્થે જણાવ્યું હતું. જો પરિષદની, વિનયને ખાતર, જીવતી સંસ્થામાં ગણત્રી કરીએ તો એ વાત ખરી. સભાની એ આજ્ઞા માથે ચઢાવી માત્ર એક મટુભાઇની મહેનતથી પરિષદ મંડળ થયું, અને નાનું જેવું એક બંધારણ થયું. પાંચ સાત માણસ વડોદરામાં મહોત્સવ હતો ત્યારે ભેગા મળ્યા; અને ૨૫ માણસની વ્યવસ્થાપક કમીટી ચુંટી કાઢી.

જે મંડલના બંધારણનું ખુન કરવાનો મારા પર આરોપ આવે છે તેનું બંધારણ માત્ર આટલું જ હતું કે મંડળ એક વ્યવસ્થાપક સમિતિ નીમે. આ બંધારણમાં મંડળ સીવાય બીજા કોઇને સ્થાન નહોતું. તેમાં સ્થાયી તત્ત્વ કૈં પણ નહોતું. તેમાં પરિષદના પ્રતિનિધિઓને સ્થાન નહોતું. તેમાં પરિષદ જોડેનો સંબંધ સ્પષ્ટ નહોતો. એમાં સાહિત્યની સંસ્થાઓના અભિપ્રાય માટે પરવા નહોતી. એમાં બધી સાહિત્ય પ્રવૃત્તિનું તે કેંદ્રસ્થાન બને એવી યોજના નહોતી. એટલે બેપાંચ ગૃહસ્થો ધારે તો આ મંડળ ચલાવે–નહીં તો સુવાડે એવી એમાં ખુબીઓ હતી. જો એકહથ્થુ સત્તાનો જ કોઇને શોખ હોય તો સહેલાઇથી આ કમીટી હાથ

કરી પરિષદને બંધારણ વિના મરવા દેવાની એમાં સરલતા હતી. જે સ્વાતંત્ર્યનો કોટ–તે આ નિર્જીવ બંધારણ.

× × × ×

પરિષદની ચળવળ શરુ કરવાની સંસદે શરુઆત કરી, તે પહેલાં વિરોધના ડંકાઓ તો કયારના શરુ થયા હતાઃ સંસદની પરિષદમાં જાહેર મતને સ્થાન નથી જ રહેવાનું; એ તો બધું ઘરને ખુણે થશે. મુનશીને સત્કાર મંડળના પ્રમુખ થવું છે તેથી પરિષદ બોલાવી છે. આ બંને જાણી જોઇને પ્રસારવામાં આવેલાં જુઠાણાં હતાં.

૧. જાહેર સભામાં કાર્યવાહી સભાની શરુઆત કરવાનો સંસદના કાર્યકર્તાઓનો નિશ્ચય બે મહીનાથી જેટલા પુછતા તેને હું જણાવતો, અને ૧૯૨૫ ના સંસદના વાર્ષિક ઉત્સવમાં તે જાહેરમાં મુકાયો.

૨. ૧૯૨૫ ના જુલાઇમાં હું રા. કૃષ્ણુલાલ કાકાને મળી, તેમણે કારોબારી મંડળ ને સત્કાર મંડળના પ્રમુખ થવા કબલવું એવું વચન લઇ આવ્યો હતો.

× × × ×

તા. ૧–૧૦–૨૫ ની સંસદની સભામાં કેટલાક સંભાવિત ગૃહસ્થોને બોલાવી જાહેર સભા વીશે કેટલીક વાતચીત કરવામાં આવી અને સભાની તારીખ નક્કી કરી. તે વખતે કારોબારી સભાની ફી શી રાખવી એ વીશે ચર્ચા થઇ. કેટલાકનો મત રૂ. ૨૫) રાખવાનો હતો, કેટલાકનો ૨૦ ને ૧૫ નો હતો. આખરે રૂ. ૧૦) રાખવી એવો નિશ્ચય થયો. તે વખતે કારોબારી સભામાં કોને લેવા તેનાં નામો પણ લખાયાં; અને તે યાદીમાંથી એક પણ સાહિત્યરસિક સંસ્થા, વ્યક્તિ કે સગૃહ રહી ગયો નહોતો. સભા વચ્ચે એવો મત દર્શાવાયો કે સંસદે પરિષદ બોલાવી છે, અને તેના સભ્યોએ કારભાર ઉઠાવવો જ જોઇએ;

એટલે મુંબાઇ રહેતા અથવા મુંબાઇમાં આવતા તેના બધા સભ્યોએ કારોબારી મંડળમાં જોડાવું. સંસદના ઘણા સભ્યો પૈસાવાળા નથી; અને નિર્ણિત તારીખે દસ રૂપીઆ કાઢવા અસમર્થ પણ નીવડે એવી મુશ્કેલી રજુ થઇ. આ ઉપરથી આખી સભા વચ્ચે એમ નક્કી થયું કે સંસદના સભ્યો અને ત્યાં બેઠેલા કોઇને જો કારોબારી સભામાં જોડાવું હોય તો તેની ફી નિર્ણિત તારીખે સંસદ ભરી દેશે; અને પછીથી તે ગૃહસ્થોએ જ્યારે અને જેટલા બને તેટલા પૈસા સંસદને આપવા.

તા. ૮–૧૦–૨૫ ના રોજ નિર્ણિત કરેલે સ્થળે ને સમયે જાહેર સભા મળી–રા. કૃષ્ણલાલ કાકાના પ્રમુખપણા નીચે. કોઇને સ્થાન પસંદ નહીં પડ્યું–કોઇને વખત પસંદ નહીં પડ્યો. એ બધામાં પણ ઉત્સાહી ને સાહિત્યપ્રેમી જનતાને દૂર રાખવાનો ઊંડો મુદ્દો કેટલાકને દેખાયો. એ સભામાં આશરે ૧૫૦ સભ્યોનાં નામ સુચવાયાં. તેમાં કેટલાક એવાનાં નામ હતાં કે જે કદી જોડાય નહીં. તેથી જેઓ તા૦ ૧૦–૧૦–૨૫ પહેલાં દસ રુપીઆ આપે તેને જ મત આપવાનો અધિકાર રહેશે એવો નિર્ણય થયો.

આ પ્રમાણે લગભગ ૮૦ ગૃહસ્થોએ ફી આપી. એમાં આશરે બારેક જણની ઉપર આપેલી સુચના પ્રમાણે સંસદે આપી. તેમાંથી લગભગ આઠેક જણે પૈસા પાછા આપ્યા.

બસ થયું! મુનશીએ ભાડુતી સભ્યો દાખલ કરવા માંડ્યા. એકહથ્થુ સત્તા શરુ થઈ. જુઓ અમે નહોતા કહેતા? અને સાથે પૈસા આપ્યેજ મત અપાશે એ ઠરાવ થયાથી વગર પૈસા આપે સાહિત્યરસિકોનો મત આપવાનો અધિકાર છીનવી લેવાયો. થોડાકે પત્રે પત્રે આ સંગીત શરુ કર્યું. મને ખબર નહોતી કે દસ રુપીઆ જેટલી નાની રકમ આપવાની જવાબદારી સ્વીકાર્યાં વિના, અમારા પ્રયાસોમાં ડખલ નાંખવાનો કેટલાકને જન્મસિદ્ધ હક્ક મળ્યો હતો: બાકી અમે તો કોઈ

